Reg. No. B. 1070.

# સ્ત્રીબોધ.

વર્ષ ૬૯.] જાન્યુઆરી, ૧૯૨૫. [અંક ૧ લો.

તંત્રીઓ } બાઈ પુતળીબાઈ કાબ્રાજી.
કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ.
બી. એ. એલ્‌એલ્‌. બી.



અ. સૌ. ભક્તિલક્ષ્મી દેસાઈ.

લવાજમ ભેટના પોસ્ટેજ સિવાય રૂ. ૩-૪-૦ પરદેશ માટે રૂ. ૪. છુટક અંકના ૦-૫-૦.

પાટીદાર ભગિની સમાજનાં

પહેલાં પ્રમુખ



અ. સૌ. સમજુલક્ષ્મી ગોવિંદભાઈ દેસાઈ.

# સ્ત્રીબોધ.

પુ. ૬૮ મું. ] જાન્યુઆરી. [ અંક ૧ લો.


## નવા વર્ષે:—

૧

તરૂ કુંજથી પંખીનું બાલ વદે,
જરી હોંશ ધરી નવલા દિવસે:—
" ઉડવા પ્રિય દે: ઉડવા મુજને,
જનનિ! ઉડવા શિખ દે. "

૨

તવ માત કહે—" ઘડી તું ઠરને
ઝીણી પાંખશું જેમ વધુ ભરને."
સુણીને વચનો ઘડી એ વિરમે,
જરી મ્હોટું થતાં દૂરદૂર ઉડે.

૩

ત્યમ પારણિયે જીવને અરૂણે,
કુણું બાલ વિહંગ સમું ઉચરે:
મૃદુ બોલથી માત પ્રિતે વિનવે-
" થઈ જાગૃત, દે રમવા મુજને. "

૪

"જરી નીંદ મીઠી પ્રિય બાલક લે
વધુ જેમ સુઅંગ વિષે ભરને,"
ઉંઘતું તવ એ ઘડી બે ઘડીયે,
રસમાલક ધર્મ શિખી કરશે.


રમણિકલાલ જયચંદભાઈ દલાલ,
(બી. એ.)

# બાલા.



કહેતા પત્થરરૂપ છો જન બધા, ના ના કહું હું કદી,
લક્ષ્મીરૂપ તું બાલિકા જગતમાં, તું પ્રગતી છે નહી !
નિંદે જન્મથી તુજને, સુખભર્યા તું લાડ પામે નહીં,
બાલા ! પૂષ્પસમી તું તોય જગતમાં, આશ તણી વેલડી !

સત્કર્મેથી સુતા ! પિતુકુળતણી તું કીર્તિને સાચવે,
સોહે ગૌરવની ભરી ગૃહિણી તું, ત્હારા પતિને ગૃહે !
માતારૂપ બની પ્રભુરૂપ મીઠા, બાળો ઝૂલાવી નહી,
આખા વિશ્વની આશને શુણવતી, તું તો ઝૂલાવી રહી !

તું છે પ્રાચિન વીર નારી તનુજા ! તું છે સતીની સુતા,
તેના સર્વ સુગુણ અંશ બનીને, તારા મહીં ઊતર્યા !
શ્રદ્ધા સ્નેહવતી સુશીલ અતીશે, તું પ્રેમની પૂતળી,
બાલા ! પૂષ્પકલીસમી મૃદુલી તું ! આશા ઉષા હિંદની !

બહેન ચારૂ.

# સ્ત્રીઓ અને સમાજસુધારણા.

[ લખનારઃ—રા. રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ. ]

ગુજરાતની સ્ત્રીઓએ કદી ખ્યાલ કર્યો છે કે ગુજરાતી સમાજની સ્થિતિ કેવી છે, અને તે સુધારવા તેઓ શું કરી શકે તેમ છે? આપણે ક્યાં છીયે, કેટલાં પાછળ છીયે, અને આપણી શી ખામીયો છે, તે જાણવું બહુજ જરૂરનું છે. ખરી સ્થિતિ તરફ આંખમીંચામણાં કરવાં તે આપઘાત કરવા બરોબર છે. મનુષ્યનું તો લક્ષણ એજ કે જે સ્થિતિ હોય તે જાણી લેવી, અને તે સુધારવા માટે મથન કરવું.

પ્રથમ તો આપણે જોઈ શકીયે છીયે કે આપણો સમાજ ઘણીજ નાતોમાં વહેંચાઇ ગયો છે. કહેવાય છે કે પ્રથમ નાતો જેવું કાંઇ હતુંજ નહી. પછી ધંધા પ્રમાણે—"ગુણકર્મ" પ્રમાણે—કાંઇક વિભાગો થયા. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શુદ્ર એમ ચાર વર્ણમાં પ્રજા વેંચાઈ. પરંતુ આ ચાર વિભાગો હાલના જેવા સખત નહોતાં. જન્મથી એક વર્ણમાં હોય તે ગુણકર્મથી બીજા વર્ણમાં જઇ શકે તેમ હતું. તેમજ વર્ણની બહાર બીજા વર્ણમાં લગ્ન પણ થતાં હતાં. એટલે જે ચાર વિભાગો અથવા નાતો હતી તે પણ હાલના જેવી નહોતી. પરંતુ અત્યારે આપણી નાતો જુવો. બ્રાહ્મણમાં પણ સંખ્યાબંધ વિભાગો છે. તે વિભાગો અતિ સખ્ત છે. તેની બહુજ પેટા નાતો થઇ ગઈ છે. અને તેમાંયે વળી અમુક ગામો વચ્ચે લગ્નનાં કુંડાળાં થઇ ગયાં છે. કુંડાળા બહાર જે જાય તેને જ્ઞાતિ તરફથી સજા કરવામાં આવે છે. વળી આ બ્રાહ્મણો પોતેજ ગુણ કે કર્મમાં કાંઈ વિશેષતા ધરાવતા નથી. બ્રાહ્મણોમાં પણ અભણતા છે, બ્રાહ્મણો પણ રસોઇ કરી શુદ્રનું કામ કરે છે. બ્રાહ્મણો શીપાઇગીરી કરે છે, પટાવાળાનું કામ કરે છે, અને વેપાર પણ કરે છે. એટલે ગુણ કર્મની

કે શાસ્ત્ર આજ્ઞાની વાત તો રહીજ નથી. જેમ બ્રાહ્મણનું છે તેમ સર્વે નાતોનું છે. આખાયે સમાજનું છે, ત્યારે ખાનપાન અને લગ્ન વહેવારમાં હાલની પદ્ધતિ શામાટે ચાલુ રાખવી તે સમજાતું નથી. લગ્ન માટેનાં કુંડાળાં અથવા વહેવારનાં વર્તુળો માટે કાંઈક તો ધોરણ હોવુંજ જોઈયે. માંસાહારી અને અન્નફળ આહારી એમ બે વિભાગ હોય અથવા તો ભાષાપરત્વે કે ધર્મ પ્રમાણે વિભાગ હોય તો સમજી શકાય તેમ છે. તેથી તો વધારે સાંકડા વિભાગોનાજ હોવા જોઇયે.

હાલના જે નાના નાના ગોળ થઇ ગયા છે તેથી સમાજની પડતી થયાં કરે છે, તેનો પૂરેપૂરો ખ્યાલ કરવાની બહુજ જરૂર છે. દરેક ગોળનો માણસ જાણે છે કે મારે પુત્ર કે પુત્રીનું લગ્ન તો ગોળમાંજ કરવાનું છે. એટલે ઉત્તમ જોડું કેવું હોય તે સંબંધી તેના આદર્શ છેક નીચા પડી જાય છે. વળી આવી જાતનાં કુંડાળાં હોવાથી ખાસ કરીને છોકરીને અવિવાહિત રહેવા દઈને, તે મોટી થાય ત્યારે પોતાની પસંદગીનાં લગ્ન કરે એવી તક તો આપવાનો કોઇને વિચાર જ આવતો નથી. છોકરી રહી જશે એજ બીક દરેકના મનમાં હોય છે. એને ઠેકાણે પાડવી એજ બૂમ બધે સંભળાય છે. આ કારણથી આદર્શ યુગલ અને પ્રેમ-લગ્નની વાત તો દૂર રહી, પણ બીજાંયે બહુ નુકશાન થાય છે. આપણો આખો દેશ કેળવણીમાં .પાછળ છે. એટલે દરેક નાતમાં કેળવાયેલાં કરતાં નહી કેળવાયલાં વધારે જ હોય તેમાં નવાઇ નથી. એટલે દરેક છોકરીનાં માબાપના મનમાં એમ રહ્યાં કરે છે કે જો મારી છોકરીને જરા વધારે ભણાવીશ તો, તેને માટે વરની પસંદગી કરવાનાં ઓછાં માણસો રહેશે. એમ વિચારી છોકરીની કેળવણી ઓટેથી બંધ રાખવામાં આવે છે. આ રીતે કેળવણીની પ્રગતિ બહુજ ધીમેથી થાય છે. છોકરીઓ કેળવણીમાં પાછળ રહે એટલે માતાઓજ અર્ધકેળવાયલી રહે, અને તેથી ભવિષ્યનાં કુટુંબોમાં પણ કેળવણી માટેની હોંશ ઓછી જ જોવામાં આવે: આ પ્રમાણે

લગ્નનાં સાંકડાં કુંડાળાંઓ હોવાને લીધે–નાની નાની નાતો હોવાને લીધે–સમાજને બહુજ મોટું નુકસાન થાય છે. આ નુકશાનનો ખ્યાલ, કમનશીબે આપણા લોકોને જોઇયે તેટલો નથી. આ ખ્યાલ આપણે પૂરેપૂરો મનમાં આણવો જોઈયે. આપણે જો તે બરોબર સમજીએ તો બીજાઓને તે સમજાવવા પ્રયત્ન કરવો જોઈયે, અને જ્યારે ચાલુ રીતનાં નુકશાનો ઘણાં લોકોની સમજમાં આવશે ત્યારે જ બધાંના મનમાં તે માટે ચણચણાટ થશે અને પરિણામે સ્થિતિ સુધારવા તરફ ધ્યાન દોરાશે. વધારે વિચાર કરશો તો જણાશે કે આ ટુંકી નાતો–સમાજની અંદરના જાણે બીજાં નાનાં સ્વતંત્ર સમાજો—ઘણી ઘણી રીતે આપણા સમાજને પછાત રાખે છે. માણસના દરેક પગલાની તેઓ ટીકા કર્યા કરે છે. તેમાં બધી સત્તા જુના મતવાળા–રૂઢીપૂજકો–અને સ્વાર્થવૃત્તિવાળા કહેવાતા પટેલીયા અથવા શેઠોના હાથમાં હોય છે. તેઓ સામાજિક પ્રગતિના કટા વિરોધી હોય છે, અને તેથી વ્યક્તિસ્વાતંત્ર્યને અને વ્યક્તિત્વને છુંદી નાખે છે. આવા નાના કુંડાળાથી, આપણે જોઇ ગયા તેમ, બાળલગ્નો ચાલુ રહે છે, કન્યાકેલવણી દબાયલી રહે છે. વળી કોઇ માણસે હીંમત કરીને પોતાની કન્યાને સારી કેલવણી આપી હોય તો તે કન્યાને નશીબે ઘણે ભાગે કજોડું આવે છે, અને તેને પોતાનું ભણતર ભૂલવા વારો ઉભો થાય છે. આવી સ્થિતિમાં સમાજની પ્રગતિ કેમ થાય ?

આ સ્થિતિ કેવી રીતે સુધારવી તેનો વિચાર દરેક જણે કરવો ઘટે છે. પ્રથમથી તો આપણે પોતેજ બરોબર સ્વીકારવું જોઈયે કે આ સ્થિતિ અનિષ્ટ છે અને અસહ્ય છે. જ્યારે આપણા મનમાંજ આ સ્થિતિ માટે ચણચણાટ થશે ત્યારે તે સુધારવા તરફ આપણું લક્ષ જશે. આ સ્થિતિ એકદમ ફેરવાઈ જાય તેવો કાંઈ સંભવ નથી. એક સપાટે નાતો જતી રહે એ પણ કાંઇ બનવાનું નથી. તે માટે તો ઘણાં ઘણાં જણે ચાલુ દુઃખ સહન કરવાં પડશે, કાંઇ કાંઇ ભોગ આપવા પડશે અને સતત પ્રયત્ન ચાલુ રાખવા પડશે. આ સંબંધમાં સ્ત્રીઓ ઘણું કાર્ય કરી શકે તેમ છે. ઓરો

સમય ઉપર અનાવિલ અને પાટીદાર મહિલા પરિષદો મળી હતી તેમાં નાતોની અંદર ચાલતા કુરિવાજો દૂર કરવાના નિશ્ચયો જોવામાં આવતા હતા. અલબત, આ જ્ઞાતિ-પરિષદો કાંઇ એવા ઠરાવ કરે નહી કે નાતોજ તોડી નાંખવી. પરંતુ નાતોની અંદરના કુરિવાજો દૂર કરવા તરફ ધ્યાન જાય, એટલે એ કુરિવાજો શાને લીધે ટકી રહ્યા છે, અથવા તેમનું મૂળ કારણ શું છે તે વિચારવામાં આવે જ, અને જો તે વિચાર બરોબર થાય તો હાલનાં નાતનાં કુંડાળાં બહુજ નુકશાનકારક છે, અને તે તોડવા જ જોઇયે; એવો મત પ્રબળ થયા વિના રહે જ નહિ. વળી આવી દરેક પરિષદમાં સામાન્ય કેલવણી અને સ્ત્રીકેલવણીનો વધારો કરવા સંબંધી વિચારો પણ થાય જ, અને કેલવણી વધે એટલે હાલની જ્ઞાતિસંસ્થા છે તેવી તો નજ રહે. આમ આ જ્ઞાતિ પરિષદોથી પણ આડકતરી રીતે હાલની જ્ઞાતિસંસ્થા તોડવાનો પ્રયત્ન થાય છે. માટે સ્ત્રીઓએ આવી મહિલા પરિષદો ભરીને જ્ઞાતિની અંદરના કુરિવાજો દૂર કરવા માટે પ્રયત્નો કરવા જોઇયે, તથા કેલવણીના વધારા માટે શ્રમ લેવો જોઇયે.

કુરિવાજો સંબંધી વિચાર આવે છે, તે સાથેજ સ્ત્રીઓની સત્તાનો પણ વિચાર આવે છે. જુના રિવાજો-સારા કે માઠા-, તેમજ જુની રૂઢીયોનું રક્ષણ કરનાર સ્ત્રીઓજ છે. એટલે એક વાર સ્ત્રીઓજ નિશ્ચય કરે કે અમુક રિવાજો દૂર થવા જોઇયે, તો તે લાંબો સમય ટકી શકે નહી. વળી કન્યાકેલવણી માટે પણ એમ કહેવાય છે કે છોકરીને નિશાળેથી ઉઠાડી મૂકવાની જીદ માતાજ કરે છે. જો સ્ત્રીઓ નક્કી કરે કે અમારે અમારી છોકરીઓને પણ ભણાવવીજ છે, અને ગુજરાતી છ ધોરણ પૂરાં થયા વિના તો અમે તેમનાં લગ્ન નહીજ કરીયે, તો તેઓ જરૂર સફળ નિવડે. હાલની માતાઓને નવા વિચારોનાં સંસ્કાર તો પડેલાં છે. નવા વિચારો અનેક રીતે તેમને કાને અથડાયલા છે. અને તેઓ પોતે પુરી કેળવાયલી નહીં હોય તોપણ કેલવ

તા તેમને છે. એટલે આપણે એમ ધારી શકીયે કે જો તેમને બધી હકીકતથી માહીત કરવામાં આવે તો, તેઓ જરૂર આ સમાજસુધારણની હીલચાલને સારો વેગ આપે. ગુજરાતના દરેક જીલ્લામાં સ્ત્રીઓની પરિષદો કરીને સમાજની કુરૂઢીયો દૂર કરવા તરફ તેમની વૃત્તિઓ વાળવી જોઇયે. આ કામ સ્ત્રીઓ પોતેજ ઉપાડી લે તો તેમાં સફળતા વિશેષ આવે એમ અમારૂં માનવું છે. અલબત સ્ત્રીઓ જે કાંઇ કાર્ય ઉપાડશે તેમાં પુરૂષોની સહાનુભૂતિ અને મદદ તેમને મળશે.

સ્ત્રીબોધના આ શરૂ થતા વર્ષમાં સ્ત્રીઓને આટલું કાર્ય ઉપાડવાનો અમે આગ્રહ કરીએ છીયે.

---

## ગુજરાતી સાહિત્યના સૂર્ય અને ચંદ્ર

સાહિત્ય વિલાસીઓનું આજે ધ્યાન ખેંચી રહ્યાં છે.

**ગુજરાતી સાહિત્યના માર્ગદર્શક સ્તંભો રૂપી**

તેમનાં પુસ્તકો:—

**ગુજરાતનો નાથ:**—છટાદાર ભાષા તથા વિવિધ ભાવોથી વિભૂષિત, પ્રથમના જેવી જ રંગબેરંગી ચિત્રોથી સજ્જ થએલી નવી આવૃત્તિ લેખક શ્રી. કનૈયાલાલ મા૦ મુનશી, એડવોકેટ. કીંમત–થોડા સમય માટે રૂ. ૪

**આત્મનિવેદન:**—વર્તમાન યુગના અનેક અગત્યના પ્રશ્નોની ઊંડી મીમાંસા કરતા હૃદયસ્પર્શી વીર્યવતિ વાણીમાં ચેતનમય વિચારોથી ભરપુર એક અપૂર્વ મનનીય ગ્રંથ....

સાહિત્ય અને કળા; અર્થ શાસ્ત્ર અને રાજકારણ, સમાજશાસ્ત્ર અને રાષ્ટ્ર ભાવના ઉપર નવીન પ્રકાશ નાખનાર અવશ્ય લેખ સંગ્રહ. ૭૫૦ પાનાનું પાકા પુંઠાનું પુસ્તક, લે. શ્રી. નરસિંહ...ભી. દીભાકર: બાર-એટ-લો. કી. રૂ. ૩॥.........

સોલ એજન્ટસ:—

**આર. વનમાળીદાસ (બુકસેલર્સ)**

**૩૯૭, કાલબાદેવી; મુંબઈ (૨)**

તથા અમદાવાદ મુંબઈ વગેરે સ્થળના માત્ર પ્રસિદ્ધ બુકસેલરો

પાસેથી મળશે.



# સંસ્કાર વિનાની માતા.

[ લેખકઃ રા. રા. જીવણલાલ મોતીલાલ ઠાકોર. ]

કુસંસ્કારી માતા દુશ્મનની ગરજ સારે છે. તેનો પુરાવો મ્હારા મિત્રના દાખલા પરથી મળે છે. તેને ગુજરી ગયાને આજ બે વર્ષ પસાર થઇ ગયાં છે અને નીચે વર્ણવેલાં તેનાં સાહસિક કૃત્યોને લીધે આજુબાજુના મુલકમાં ' શાહુકાર ' તરીકે ઓળખાઇ તે પોતાનું નામ સ્મરણીય કરી ગયો છે. જો કે તેનું ખરૂં નામ કિશોર હતું પરન્તુ પોતાના અદ્ભુત પરાક્રમોને લીધે તે સર્વ ઠેકાણે 'શાહુકાર' તરીકે ઓળખાતો, અને હજી પણ સર્વ લોક તેને તે નામથી યાદ કરે છે. કિશોરના પિતા ધરમપુર રાજ્યના દિવાન હતા અને કાયદા કાનુનમાં પ્રવીણ હતા. તેમની પ્રમાણિકતા અને ન્યાયીપણાને લીધે એમને સર્વ કોઇ આવકાર આપતું. જેવી રીતે એક રાહુ ચંદ્રના મનોરંજક પ્રકાશને કલંકિત કરી ત્હેની સંપૂર્ણતામાં કંટક રૂપ થાય છે તેવી રીતે લોકપ્રત્યે નિઃસ્વાર્થતાથી અને પરોપકારથી ઉદ્ભવેલી અકલંકિત સાખને કલંકિત કરવા કિશોર કંટકરૂપ નિવડ્યો. પણ તેમાં તે એકલોજ ગુન્હેગાર નહોતો. એ તો બિચારો સંજોગોનો ભોગ બન્યો હતો. તેને એ દિશા દર્શાવવાનું ભોમીઆ તરીકે કામ કરનાર એનાં માતુશ્રી હતાં. પોતાના પુત્રને પોતાની અશિક્ષિત બુદ્ધિ પ્રમાણે અર્પેલાં ઉત્તેજન અને કુશિક્ષણનું પરિણામ તદ્દન વિપરીત આવશે એવો ખ્યાલ પણ તેને ન હતો. એ પણ બિચારી અજ્ઞાન અને કુસંસ્કારના ફળરૂપ હતી, તેમાં એના દોષ કરતાં જે રૂઢીના પરિણામ રૂપ તે હતી, તે રૂઢીનો દોષ વિશેષ હતો. માતા એ એક ઇશ્વરની માયાની અલૌકિક કૃતિ છે. ધાર્મિક, સાંસારિક કે રાજકીય વિવાદ વિષયમાં વિસ્તાર કે પરિવર્તન કરાવનાર મૂળ વ્યક્તિ માતાજ છે. આને લીધેજ " જે હાથ ઝુલાવે પારણું તે જગતપર શાસન કરે " એ સિદ્ધાંતનો સત્યાંશ સર્વ નજરોનજર જુએ છે. માતાએ પાડેલી સારી કે માઠી છાપ કોઇ પણ પ્રકારના બાહ્યોપચારથી નાબુદ કરવી કઠણ છે. માતાનો સ્નેહ સૌથી ઉત્તમ પ્રકારનો છે; પરન્તુ તે કેળવાયલી અને સુસંસ્કારવાળી હોવી જોઇએ. નહિ તો સંતાનપર સદાને માટે કુસંસ્કારો

પડશે, અને તેનો સ્નેહ વિપરીત પરિણામ આણશે. કિશોરની જીંદગીમાં પરિવર્તન કરાવનાર તેની માતાજ હતી.

## શીખામણની શરૂઆત.

એક વખતે ગોકળ અષ્ટમીનો મેળો જોવા માતા સાથે કિશોર પોતાને મોસાળ સુરત આવ્યો. તેની ઉમ્મર આઠ વર્ષની હતી. સાંજે લોકની વધારે ભીડ અને અથડામણને લીધે બરાબર ખરીદી થઇ નહી તેથી તે અને તેની બા મેળો જોવા સવારના ગયાં. દુકાનદાર રમકડાંની કિંમત ઠેરવવાની ભાંજગડમાં હતો તે દરમ્યાનમાં તેની નજર ચૂકાવી પોતાની બાની સોડમાં લપાઇ કિશોરે છાનામાના એક નાનકડી સિસોટી બ્હીતાં બ્હીતાં ધીરે રહીને ગજવામાં મૂકી દીધી. કિશોર કદી જુઠું બોલતો નહીં, પણ તેની સત્યતાને તેની માતાએ આડે રસ્તે દોરવી હતી. ઘેર પાછા ફરતાં પોતાના પરાક્રમની વાત કિશોરે અચકાતા અચકાતા માતાને કહેવા માંડી. પરિણામમાં તેણે તેને હિંમતવાન, ચાલાક, વિગેરે વિશેષણોથી વધાવી લીધો. આથી કિશોરની બ્હીક ન્હાસી ગઇ. ધરમપુર આવ્યા પછી તેણે પિતાશ્રી સન્મુખ મેળામાં કરેલા પરાક્રમની વાત કહેવા માંડી; પણ તે પૂર્ણ કરે ત્યાર પહેલાં તો તેમણે તેને ધમકાવ્યો. કિશોરને રડતો સાંભળી તેની બા દિવાનખાનામાં આવી અને તેનું ઉપરાણું લઇ દિવાન સાહેબ પ્રત્યે કિશોર સમક્ષ તેણીએ વાગ્યુદ્ધ શરૂ કર્યું. જેવી રીતે પ્લાસિની લડાઇ જીતી કલાઇવે હિન્દુસ્તાનમાં બ્રિટિશ સલ્તનતનો પાયો નાંખ્યો તેવી રીતે કિશોરે સુરતના ગોકળ અષ્ટમીના મેળામાં સવારના બજાવેલા સાહસથી ભવિષ્યમાં 'શાહુકાર' તરીકે પ્રખ્યાત થવાનાં બીજ રોપ્યાં. તે રાતના બનાવ પછી માતાની શિખામણને અનુસરી કિશોરે પોતાનાં બીજાં પરાક્રમોની વાત પિતાશ્રીને કદી કહી નહીં. પણ પોતાની માતા તેમજ મ્હારી સન્મુખ સર્વ ઉઘાડું કરતો. જ્યારે હું તેને ઠપકો આપતો ત્યારે તે મ્હને દોઢડાહ્યો, બાયલો વિગેરે વિગેરે શબ્દો સંભળાવતો. પોતાની ઉમ્મરને છાજતાં એવી જાતનાં બીજાં વધારે પરાક્રમો કરી કિશોર અંગ્રેજી ભણવા સુરત હાઇસ્કુલમાં દાખલ થયો. માતાના કહેવાથી તે મોસાળ રહેતો. જો કદી તેના કોઇ ગુન્હા માટે મામી ઠપકો આપે તો પોતે રીસાઇને કાકાને ત્યાં રહેતો. આ પ્રમાણે દિવાન સાહેબનો એકનો એક પુત્ર લાડમાં ભણવા લાગ્યો.

## નિશાળનાં પરાક્રમ.

અમે બન્ને એકજ કુટુંબમાં રહેતા, સાથે રમતા અને પ્રાઇમરી ક્લાસમાં સાથે હોવાથી જોડે લેસન પણ કરતા. એક વખતે મને મલેરીયા થવાથી હું સ્કુલે ન જઇ શક્યો જેથી મ્હારી ફી (રૂ. ૦–૮–૦) મ્હેં કિશોર જોડે મોકલાવી. ઉપરા ઉપરી તાવના હલ્લાને લીધે હું લગભગ આખો મહીનો ગેરહાજર રહ્યો. આખર તારીખે મ્હારા પિતાશ્રીપર માસ્તરની

ચીઠ્ઠી આવી જેમાં એમ લખ્યું હતું કે જો તે દિવસે મ્હારી ફી નહીં ભરાય તો રજીસ્ટરમાંથી મ્હારૂં નામ કાઢી નાંખવામાં આવશે. એમ સર્વે વિસ્મય પામ્યા. તે વખતે તો તરતજ કારકુન જોડે ફી મોકલવામાં આવી પણ સાંજના કિશોરને મહા મહેનતે બોલાવી મંગાવ્યાથી અને છેવટે ધમકી બતાવ્યાથી એમ જણાયું કે તે ફીના પૈસામાંથી તેણે બે પીપરમીટના ડબ્બા ખરીદ્યા હતા. જેમાંથી એક પોતાની માતા તરફ ધરમપુર મોકલાવ્યો હતો અને જેના પરિણામમાં એના સ્વાદનાં વખાણ તેની માએ જણાવ્યાં હતાં. દિવાન સાહેબનો એકનો એક અને તે પણ લાડકવાયો પુત્ર ગણી મ્હારાં માતા પિતાએ જતું કર્યું, પરન્તુ જ્યારે હું સાજો થયો ત્યારે એના એ કૃત્ય માટે ગુંદરપાકની પ્રસાદી આપી હતી. તે વખતે ગજવામાં ઘોળાજી બિરાજ્યા હશે એટલે "જોઇએ તો ફીના કરતાં બેવડા પૈસા આપું" એવો જવાબ વાળ્યો. આ બનાવથી કિશોર 'શાહુકાર' કહેવાયા. તોફાન કરવામાં તે એક્કો ગણાતો પણ પોતે કદી પકડાતો નહીં. એના ગુન્હાને લીધે બીજા ઘણા નિર્દોષ છોકરાઓને માસ્તર કે હેડમાસ્તર તરફથી અવારનવાર શિક્ષા ભાગવવી પડતી હતી. એક વખતે સંસ્કૃત ચોપડી ભૂલી જવાથી તેણે કલાસમાં બીજા છોકરા પાસે માંગી, પણ તેને તે વાંચવી હતી એટલે કિશોરને આપવા ના પાડી. અર્ધા કલાકની રજામાં કિશોરે પેલા છોકરાને દૂર લઈ જઈ કોઈ જુએ નહીં એમ ખૂબ માર્યો. પેલા છોકરાએ તેના પંજામાંથી મહા મહેનતે નાસી છૂટી હેડમાસ્તરને ફરિયાદ કરી અને ખરી વાત કહી સંભળાવી. જ્યારે કિશોરને બોલાવવામાં આવ્યો તે સમયે છાના-માના પોતાના ગજવામાંથી ચપ્પુ કાઢી તે વડે પોતાની એક આંગળી સ્હેજ કાપી નાંખી અને તેજ સ્થિતિમાં તે હેડમાસ્તર પાસે ગયો. જ્યારે હેડ માસ્તરે વગર વાંકે પેલા છોકરાને મારવાનું કારણ પુછ્યું ત્યારે (આંગળીમાંથી લોહી નીકળતું હતું તેની વેદનાને લીધે) રડતાં રડતાં જવાબ આપ્યો, "સાહેબ એ તદ્દન જુઠ્ઠો છે. જ્યારે મ્હારી પાસેથી એણે કલાસમાં અંગ્રેજી ચોપડી માંગી અને જ્યારે એ આપવાની મ્હેં ના પાડી ત્યારે બ્હાર આવી એણે આ ચપ્પુ મ્હારી આંગળીમાં ભોંકયો અને લોહી કાઢયું જે આપ પ્રત્યક્ષ જુઓ છો. અં અં........." કિશોરે રડવાનું ચાલુ રાખ્યું. આથી વધારે સાચા પુરાવાની કોને જરૂર હોય? હેડ માસ્તરે કિશોર સમક્ષ પેલા છોકરાને ખોટી ફરીઆદ બાબત ધમકાવ્યો અને વધારામાં દશ સોટીનો પ્રહાર પણ કર્યો. હજી કિશોરના મારની ઇજા તો બિચારાના શરીરપર નરમ પડી ન હતી ત્યાર પહેલાં આ નવી શિક્ષાનો માર આવી પડયો. કિશોરને પાણી પીવડાવી આંગળીએ પાટો બંધાવી અને હિંમત આપી તેને છોડી મકેલો. પિતાશ્રીનાં ધાકને લીધે, સખ્ત મહેનતથી કે પરીક્ષાના હોલમાં શાહુકારી વાપરીને કે બીજા ગમે તે કારણથી તે દર વરસે ઉપલે નંબરે પાસ થતો.

**કૉલેજમાં.**

અમે બન્ને જણાએ સાથે મેટ્રીક પાસ કરી અને કોલેજમાં આગળ અભ્યાસ ચાલુ રાખવા મુંબાઇ આવ્યા. હું વિલ્સન કોલેજમાં દાખલ થયો અને મેકીકન હૉલમાં રહ્યો. તે ઝેવીયેર કૉલેજમાં દાખલ થયો અને તેની હોસ્ટેલમાં રહ્યો. કિશોરના ખર્ચના-મહીનાના પૈસા એના પિતાશ્રીની દેખ-રેખ નીચે મળતા જે કિશોરને એક અનિવાર્ય કષ્ટ હતું. પોતાના ગજવા ખર્ચ માટે તેમજ મુકરર કરેલા મહિનાના પૈસા કરતાં વધારે ખર્ચને પુરૂં પાડવા એણે બીજા ઘણા રસ્તા શોધ્યા હતા. તે કોલેજની જીમખાનાની ટેનીસ કમીટીનો સેક્રેટરી હતો, તેમજ કોલેજની બીજી હીલચાલોમાં અગ્ર ભાગ લેતો. જેવી રીતે ઉપલે નંબરે પરીક્ષા પાસ કરી સ્કૉલરશીપ કે એવી જાતના બીજા ઇનામો મેળવવા કોઇ વિદ્યાર્થી તનતોડ મહેનત કરે તેવી રીતે આપણો શાહુકાર જે કમિટીપર લક્ષ્મીદેવી વધારે પ્રસન્ન હોય તે કમિટી-માં આગળ આવવા તનતોડ મહેનત કરતો. કૉલેજનાં પુસ્તકોને બદલે તેની રુમ ડીટેકટીવનાં પુસ્તકોથી ભરેલી માલમ પડતી. એક વખતે પરેટી અને બળેવના તહેવાર સાથે આવવાથી તેની ટુંકી રજામાં કિશોર ધરમપુર ગયો. થોડા ખર્ચમાં તેની ભપકાબંધ રહેણીકરણી જોઇને તેનાં માતા પિતા ખુશ ખુશ થઇ ગયાં. તેની બાના કહેવાથી તેને બોનસ મળ્યું, પણ તેથી તેને કાંઇ વધારે આનંદ થયો નહતો.

એક દિવસે એવું બન્યું કે તેને પૈસાની બહુ તંગી પડી. ગમે તે પ્રકારે તે મેળવવાનો તેણે નિશ્ચય કર્યો. વિદ્યાર્થી પ્રત્યે કદી શાહુકારી કરવી નહીં એ એનો સિદ્ધાન્ત હતો. શેર બજાર તરફ એનું મન આકર્ષાયું. આ ક્ષણ-ભંગુર દેહને પોષવા અથાગ મહેનત આપે એવા લાંબા અને અઘરા રસ્તા શોધવા કરતાં થોડી મહેનતે સ્વર્ગીય સુખ પ્રાપ્ત કરાવે એવા સહેલા અને ટુંકા રસ્તા કેમ ન લેવા? આવા અનેક વિચારોએ એના મગજમાં પ્રવેશ કર્યો. સ્ટીવન્સ કે ન્યુટનના ગ્રંથ અને સિદ્ધાંતોના વાદવિવાદને બદલે, બિજ-ગણિતના નિયમ અને દાખલાને બદલે, ભૂમિતિના પ્રમેય અને પ્રયોગને બદલે 'આપ્યા-લીધા'ના ભણકારા તેના કર્ણપર પ્રતિધ્વનિ કરવા લાગ્યા. પરંતુ જો તે વિદ્યાભ્યાસને તિલાંજલી આપે તો પિતાશ્રી વધારે ગુસ્સે થાય અને એમના અગાઉથી બાંધેલા મનોરથ પર પાણી ફરી વળે, જો તે કાયમ રાખે તો પૈસા મળે નહિ. આજના નિરાકરણપર એની જીંદગીનો સર્વ આધાર હતો. એને કાંઇ સુઝ પડી નહીં તે પથારીમાં આમતેમ પછાડા મારવા લાગ્યો.

નવે માર્ગે.

સવાર પછી સટ્ટાભ્યાસ શરુ કરવો એવું નક્કી થયું. વિદ્યાભ્યાસમાં લગભગ અર્ધી જીંદગી પસાર કરવી પડે એવું સટ્ટાભ્યાસમાં ન હતું. શાહુકાર કાબેલ, ચતુર અને હોશિઆર હતો. જે વિદ્યાભ્યાસ પૂર્ણ કરવાને એક હોશિઆર વિદ્યાર્થીને ઓછામાં ઓછા પંદર વર્ષ થાય તેવી જાતના પણ બીજા પ્રકારનો અભ્યાસ ( સટ્ટાભ્યાસ ) પૂર્ણ કરવાને શાહુકારને ફક્ત પંદર દિવસજ થયા. વિદ્યાભ્યાસ પૂર્ણ કર્યા પછી જેમ કોઇ યુવાનને આજીવિકા અર્થે આમતેમ આંટા મારવા પડે તેવું સટ્ટાભ્યાસ કર્યા પછી ન હતું. સોળમે દિને શાહુકારે એક હજાર રૂપીઆ મેળવ્યા ! ! તરતજ તે રકમમાંથી રૂ. ૫૦૦ નો તદ્દન નવી પેટન્ટનો એક સુંદર નેકલેસ ખરીદી પિતાશ્રીની અણજાણપણામાં પોતાની બા તરફ રવાના કર્યો, અને સાથે પોતાના પરાક્રમનું સવિસ્તર વર્ણન પણ લખી જણાવ્યું હતું. પોતાના દિકરાની આપ-કમાઇથી મેળવેલી આવી ખુબસુરત ભેટ જોઇ કિશોરની બાને આનંદ આનંદ થઈ ગયો.

"શણગાર એ સ્ત્રીનું કુળ, બુદ્ધિ અને ધન છે. એ તો એ સિસોટીના પ્રતાપ ! જો એને મ્હેં તે દિવસથી વાર્યો હોત તો મ્હને આવો ઉત્તમ નેકલેસ એકદમ ક્યાંથી મળતે?" આવી જાતની વિચારમાળામાં તેણીએ મણકા મૂકવા શરૂ કર્યા, અને વધારામાં 'કોલેજનો અભ્યાસ ત્હેં હાલમાં ઉપાડેલા કાર્યમાં આડે આવતો હોય તો તે બંધ કરજે. તે સંબંધી હું ત્હારા પિતાશ્રીને સમજાવીશ'—આવી જાતના બીજા પણ શબ્દોથી ભરેલો એક પત્ર કિશોરપર તેની બાએ લખ્યો. 'ભાવતું હતું ને વૈદે કહ્યું' એના જેવું કિશોરને થયું. જે સમયે મુંબાઇમાં કિશોરની રુમપર લિલા-લ્હેર થઇ રહી હતી તે સમયે ધરમપુરમાં પોતાને માટે મા અને બાપ વચ્ચે વાગ્યુદ્ધ મચી રહ્યું હતું. બીજે દિવસે દિવાનસાહેબે ઠપકાથી ભરેલો એક લાંબો પત્ર કિશોર તરફ રવાના કર્યો, અને 'ત્હારા બાપની આબરુ સાચવી રાખવી હોય તો વિદ્યાભ્યાસ ત્યજીશ માં'—આ વાક્ય પણ એમાં લખ્યું હતું. પરન્તુ, આ પત્ર વાંચવાને કિશોર શક્તિમાન થાય તે દરમ્યાનમાં આગલે દિવસે ( સત્તરમે દિવસે ) સટ્ટામાં ગુમાવેલા બે હજાર રૂપીઆ ચૂકવવા માટે પોતાના પિતાશ્રીની શાખનો લાભ લઇ તેમના એક મિત્ર સરાફ પાસેથી તે રકમ મેળવી દેવું પણ ચૂકવી દીધું હતું. જે વખતે પોતાની રુમમાં પિતાશ્રીનો લાંબો પત્ર કિશોર વાંચતો હતો તેજ વખતે ધરમપુરમાં દિવાન સાહેબ પોતાનો પુત્ર પોતાના નામ પર શરાફ મિત્ર પાસેથી

રૂપિઆનું દેવું પતાવવા બે હજાર રૂપીઆ લઇ આવ્યો એ મતલબનો સરાફ-ને હાથે લખાયેલો કાગળ દિવાનખાનામાં વાંચતા હતા. "છોકરો હવે હાથથી ગયો" સમજી સર્વ વાતથી વાકેફ કરી દિવાન સાહેબ પોતાની સ્ત્રીને સંબોધવા લાગ્યા. "ત્હમે એવું કયારે સારું બોલ્યા છો?" તેણીએ જવાબ આપ્યો, "કોલેજમાં ભણ્યાથી બીજા છોકરા જેમ ઉચ્છાંછળા થાય છે એવું તો એનામાં નથીને? બીજા કોલેજીઅનોની માફક તે માતપિતા કે મુરબ્બી-ઓની આજ્ઞાનું ઉલ્લંઘન કરી તેમની આમન્યા તો નથી તોડતોને? એ તો ચઢે તે પડે. તે ઉપરાંત છોકરો બગડશે કે સુધરશે કે હાથથી જશે તો તે મ્હારો છોકરો છે. ત્હમારે તો ત્હમારા મહારાજા સાથે અને એમના રાજસંબંધી કામમાં દિવાનગીરી ચલાવવી. મ્હારા કે મ્હારા દિકરાના કામમાં કદી માથું મારવું નહીં. સમજ્યા?" આવાં આવાં બીજાં અનેક અઘટીત વાકયો બુલંદ અવાજે ઉચ્ચારી તેણીએ દિવાન સાહેબને સંભળાવવા માંડયાં. બ્હાર વાઘ જેવા ગણાતા દિવાન સાહેબ ઘરમાં પોતાની ધર્મપત્ની આગળ બકરી જેવા થઇ જતા. જેટલા પ્રમાણમાં ગામના સર્વ લોક વગર સવાલે તેમની આજ્ઞા માથે ચઢાવતાં તેટલાજ પ્રમાણમાં સામા અનેક સવાલ-જવાબ કર્યા છતાં પોતાનીજ અર્ધાંગના આજ્ઞાનું ઉલ્લંઘન કરતી. દિવાન સાહેબને કલહ કદી રુચતો નહીં. તે સમજુ અને ઠરેલ હતા. તે સારી રીતે સમજતા હતા કે જો પોતે તેણીની સામે તેટલાજ પ્રમાણમાં પ્રત્યુત્તર આપે તો તકરાર વધી પડે અને આડોશીપાડોશી સમક્ષ પોતાના ઘરની કિંમત અંકાય. એમની અર્ધાંગનાને બોધ આપવો એ 'ભેંસ આગળ ભાગવત' જેવું હતું. એટલે એ બિચારા ચૂપ રહેતા. જેમ બને તેમ જલદીથી ધરમ-પુર આવવા તેમણે કિશોર પર પત્ર લખ્યો, અને તે તરત મુંબઇથી નિકળ્યો.

**ઉડાવગીરપણું.**

રાત્રે વલસાડ ઉતર્યો ત્યારે તેણે દરરોજ કરતાં વધારે પ્રમાણમાં પોલીસો જોયા. તપાસ કરતાં તેને માલુમ પડયું કે તે રાત્રે મુંબાઇથી ચાંદીના પાર્સલ આવ્યા હતા. સીધા ગામ તરફ જવાને બદલે કિશોરે ચાંદીના પાર્સલની શોધખોળ કરવા માંડી. પ્હેરેગીર ઝોકાં ખાતા હતા એટલામાં તેણે એક ભારે પાર્સલ ઉપાડયું. પણ તે લઇને જેવો તે નાસવા જાય છે કે તરતજ એક છુપા પ્હેરેગીરે કિશોરને પકડયો, અને સીધો ગેટ તરફ રવાના કર્યો. બીજે દિવસે સવારના આ વાત ગામમાં તેમજ ધરમ-પુરમાં સર્વત્ર ફેલાઈ અને વાવાટે સુરત પણ પ્હોંચી. કિશોરના મામા અત્રે પોલીસ ઇન્સ્પેકટર હોવાથી તેમની લાગવગથી કિશોરને છોડી મુકવામાં આવ્યા. આ બનાવથી એનું 'શાહુકાર' તરીકેનું નામ વધારે પ્રખ્યાત થયું.

એક વર્ષ સુધી ધરમપુર સિવાય બીજે કોઇ પણ ઠેકાણે જવાની પિતાશ્રી તરફથી સખ્ત મનાઇ થઇ. આથી કિશોરની બાને ઘણું માઠું માગ્યું. તેણીએ દિવાન સાહેબને કહી સંભળાવ્યું કે, " ધરમપુર જેવા ગામડા ગામમાં મુંબાઈ જેવા શેહેરમાં રહેલા છોકરાને ગોંધી રાખશો તો એનો જીવ કેટલો મુંઝાશે ? એના કરતાં તો સાબરમતીની જેલ બહેતર છે." પણ આ વખતે દિવાન સાહેબ એકના બે થયા નહીં. પોતાના દીકરાએ આવું નામ કાઢયું જાણી એમને ઘણો ખેદ થયો અને થોડા દિવસ માટે દરબારમાં પણ જવાનું માંડી વાળ્યું. નિવૃત્તિમાં સમય ગાળવો એ કિશોરના સ્વભાવને અનુકૂળ ન હતું. જ્યારે જ્યારે કોઇ ઓળખાણ પીછાણવાળા ધરમપુરથી સુરત જાય ત્યારે તેમની પાસેથી દિવાન સાહેબના નામ પર જાતજાતનું નવીન પ્રકારનું કાપડ તે મંગાવતો. દશ મહિનામાં તેમના નામપર કિશોર માટે રૂા. ૮૦૦ નું બીલ થયું. દિવાળી પાસે આવવાથી કાપડીઆ તરફથી બીલ ચૂકવવા સંબંધી અનેક કાગળો કિશોર પર આવ્યા. જેના વાયદા તે મરજી પ્રમાણે આપ્યા કરતો. છેવટે દિવાન સાહેબની હાજરીમાં પેલો કાપડીઓ બીલ લઈ રૂબરૂ આવ્યો. જ્યારે તે સર્વ વાતથી વાકેફ થયા ત્યારે તેમણે કિશોરને અવળે હાથે લેવા માંડયો, અને આ વખતે પણ પોતાની અર્ધાંગના વચમાં પડયાં અને કાપડીઆ તેમજ પોતાના દીકરાની હાજરીમાં દિવાન સાહેબ પ્રત્યે બુલંદ અવાજે બોલ્યાં, " ત્હમારાથી એકકે બદામ ન અપાય તો હું આપીશ. ત્હમે દિવાન છો તો હું પણ દિવાનની પટરાણી છું. શું લુગડાં વિના મ્હારો કુંવર ઉઘાડો રહેશે ? ગમે તેટલું બીલ થયું હશે તો હું જાતે ચૂકવીશ પણ નકામા તેને રીબાવી રીબાવી મારશો માં." છેવટે તેણીએ તે બીલ ચૂકવી આપ્યું.

ખીસા કાતર્યાં.

ધીરે ધીરે સમય પસાર થયો અને માગશર મહીનો આવી પ્હોંચ્યો. પોતાની સાળીના પુત્રના તે મહીનામાં અમદાવાદ લગ્ન હોવાથી દિવાન સાહેબને તે પ્રસંગ પર સહકુટુંબ જવાનું હતું. પરણનાર છોકરો કિશોરનો ખાસ મિત્ર પણ થતો હતો. કિશોર અને તેના માતુશ્રી લગ્નમાં કારભાર કરવા પંદર દિવસ અગાઉથી ગયા. કિશોરના માસાજી અમદાવાદના બુદ્ધિવાન અને પ્રખ્યાત બૅરિસ્ટર હતા. દેશપરદેશથી પણ ઘણાં માણસો તેમના પુત્રના લગ્ન નિમિત્તે આવવા લાગ્યાં. લગ્નને આગલે દિવસે આણંદ દરબારના મનેજર સાહબ પણ આવી પહોંચ્યા. રાતના ઉજાગરાને લીધે તે બપોરના ઉંઘવાની તૈયારી કરવા લાગ્યા. પોતાના કોટના ગજવામાંના પાકીટમાંથી પચાસ પચાસ રૂપીઆની આઠ નોટો કાઢી તેને બરાબર ગણી અને ફરીથી પાકીટમાં ગોઠવીને કોટના ગજવામાં સાચવીને મૂકી કોટને ઓશિકા નીચે દબાવી ને નિદ્રાવશ થઇ ગયા. મેનેજર સાહેબના નસ્કોરા

બોલવા લાગ્યા. કિશોરે ચોતરફ જોવા માંડ્યું પણ બીજું કોઇ જણાયું નહિ. તે ધીરે ધીરે મેનેજર સાહેબ તરફ જવા લાગ્યો, અને તે ભરઉંઘમાં છે કે ખાલી આંખ મીચી સૂઇ રહ્યા છે એની તપાસ કરવા માંડી. તેણે જમીનપર પાણી છાંટ્યું પરન્તુ તેના અવાજથી મેનેજર સાહેબે આંખ ઉઘાડી નહીં. તેણે મિણબત્તી ચેતાવી તેમની આંખ આંગળ ધરી પણ તેના પ્રકાશથી પણ તે જાગ્યા નહિ. પોતાના હાથવડે ઓશિકું ઉંચું કરે ત્યાર પહેલાં છેટેથી તેમની જાડી અને લાંબી લાકડી વડે ઓશિકું ઉંચું કર્યું છતાં પણ મેનેજર સાહેબની સ્થિતિમાં કાંઇપણ ફેરફાર થયો નહીં. હજી નસ્કોરાનો સ્વર ચાલૂજ હતો. છેવટે કિશોરને ખાત્રી થઇ કે મેનેજર સાહેબ ભરનિદ્રામાં મગ્ન થયા હતા. કાંઇ પણ અવાજ કર્યા વિના મેનેજર સાહેબનું મસ્તક અને ઓશિકું ઉંચું કરી કોટના ગજવામાં મુકેલા પાકીટમાંથી પેલી આઠ નોટો બ્હાર કાઢી સર્વ જેમ હતું તેમ બરાબર ગોઠવી કિશોર બારોબાર શિવલાલ પંચાલની દુકાન તરફ પલાયન થઈ ગયો, અને પોતાની માતુશ્રી માટે પચાસ રૂપીઆની સુંદર નક્શીવાળી ચાંદીની પાનની પેટી ખરીદ કરી, અને પછી નાસ્તો-પાણી કરવા લક્ષ્મિ વિલાસ હૉટેલમાં પ્રવેશ કર્યો. આશરે અધા કલાક પછી મેનેજર સાહેબ બેઠા થયા. ઓશિકા નીચેથી કોટ લઇ પાકીટમાંથી નોટ કાઢવા જાય છે તો ફક્ત બે પૈસાવાળી એક ટીકીટ અને ફક્ત એક પૈસા સિવાય પાકીટમાંથી કાંઇ હાથમાં આવ્યું નહીં. તે તો દંગજ થઇ ગયા. ધોળે દિવસે પોતાનાજ માથા નીચેથી નોટો ચોરાય એ જોઇ એ તો ભયભીત થયા. આ વાત ઉઘાડી પડે તો પોતાનીજ મૂર્ખાઇ આગળ આવે એમ સમજી મેનેજર સાહેબે અન્યતરને એ સંબંધી કહેવાનું માંડી વાળ્યું. બૅરિસ્ટર સાહેબના પુત્રના લગ્ન પ્રસંગે કોઇ ચાલાક ઠગ પણ આવ્યો છે એવું એમણે અનુમાન કર્યું. આમતેમ તપાસ કરતાં પોતાનીજ જાડી અને લાંબી લાકડી તેમજ મિણબત્તી સિવાય કાંઈ નજરે પડયું નહિ. વિચાર કરતાં કરતાં એમને યાદ આવ્યું કે પોતે સુવાની તૈયારી કરતા હતા તે સમયે એ હૉલમાં એક જુવાન સિવાય બીજું કોઇ હતું નહિ. પણ તેનો પ્હેરવેશ અને મ્હોડાની સુરત નિહાળતાં એ કોઇ સુશિક્ષિત અને ઉચ્ચ કુળનો હોવો જાઇએ અને તે આવું કૃત્ય કરે નહીં એવું એમણે અનુમાન કર્યું. ગમે તે પ્રકારે પેલા જુવાનને શોધી કાઢવો એવો તેમણે નિશ્ચય કર્યો. ખાડીઆમાં ઉતરતા પરદેશીઓને લક્ષ્મિ-વિલાસ સિવાય બીજી હૉટલનો અનુભવ બહુ થોડો હતો. મનેજર સાહેબ પોતાની ઓરીમાંથી આશરે આઠેક આના બ્હાર કાઢયા અને ચાહ પીવા લક્ષ્મિવિલાસ હૉટેલ તરફ પ્રયાણ કર્યું.

( અપૂર્ણ. )

# કૃષ્ણાકુમારીનું આત્મબલિદાન.

સ્થાનઃ—ઉદેપુર—કૃષ્ણાકુમારીનો મહેલ.

પાત્રગણઃ—ભીમસિંહ—ઉદેપુરના મહારાણા.
બલેન્દ્રસિંહ—રાણાના ભાઇ અને સેનાપતિ.
અહલ્યાદેવી—મહારાણા ભીમસિંહની રાણી.
તપસ્વિની—એક સિદ્ધ સ્ત્રી.
કૃષ્ણાકુમારી—રાણા ભીમસિંહની પુત્રી.

(અહલ્યાદેવી અને તપસ્વિનો પ્રવેશ.)

અહલ્યાઃ—ભગવતી! ક્યાં છે? મ્હારી કૃષ્ણા તો અહીં નથી?

તપસ્વિનીઃ—હું ધારૂં છું કે રાજનંદિની હજુ સુધી સંગીતશાળામાંથી આવી નહિ હોય! આપ આટલાં બધાં અધીર કેમ છો?

(અહલ્યાદેવી ચૂપચાપ રહે છે.)

તપસ્વિનીઃ—(હાથ પકડી) અરે-અરે-આ શું કરો છો, રાણીજી? શું સ્વપ્નની વાત કદી સત્ય હોઈ શકે છે? જો એવાં નીહાળેલાં સ્વપ્નો સત્ય પડતાં હોત તો આજ સુધીમાં કેટલાએ રાજાઓ દરિદ્ર થઈ બેઠા હોત! હજારો પ્રકારનાં સ્વપ્નો આવે છે, પણ તે કંઇ સાચાં પડતાં નથી.

અહલ્યાઃ—ભગવતી! જ્યાંસુધી કૃષ્ણાને મેં નીહાળી નથી ત્યાંસુધી અમંગળ આશંકાથી મ્હારૂં ચિત્ત ચંચળ થઈ રહ્યું છે. આપ મ્હારી કૃષ્ણાને સત્વર બોલાવી દો, જેથી મ્હારૂં હૃદય શાન્ત થાય.

તપસ્વિનીઃ—રાણીજી! આપ આટલાં બધાં વ્યાકુળ થાઓ છો તો કહો તો ખરાં કે સ્વપ્નમાં આપે શું નીરખ્યું છે?

અહલ્યાઃ—ભગવતી! એ સ્વપ્નની વાત સ્મૃતિમાં લાવવાથી મ્હારૂં હૃદય ધડકી ઉઠે છે, અને રુવાં ખડાં થઇ જાય છે.

તપસ્વિનીઃ—પણ આપ કહો તો ખરાં!

અહલ્યાઃ—મેં સ્વપ્નમાં એવું જોયું કે હું દરવાજા પાસે ઉભી છું. એક વીર તથા એક ભયાનક પુરુષ હાથમાં ઉઘાડી તરવાર સહિત અંદર ઘુસી આવ્યા.

તપસ્વિની:—પછી ?

અહલ્યા:—પછી મ્હેં જોયું કે એક પલંગપર મ્હારી કૃષ્ણા સુતી છે. તે વીર પુરુષ જેવો તેનાપર તરવારનો ઘા કરવા જાય છે, તેવીજ ચમકીને મારાથી ચીસ પડી ગઇ અને મારાં નેત્ર ખુલી ગયાં. ભગવતી! પરમાત્મા જાણે મ્હારી કૃષ્ણાના ભાગ્યમાં શું લખ્યું છે! ( રોઇ પડે છે. )

તપસ્વિની:—રાણીજી! શું તમે જાણતાં નથી કે સ્વપ્નમાં અશુભ નીહાળેલું શુભ બને છે, અને શુભ તે અશુભ થાય છે?

અહલ્યા:—ચાહે તેમ હોય, પણ ભગવતી! આજ રાત્રિએ હું કૃષ્ણાને એકલી સુવા દઇશ નહિ.

તપસ્વિની:—કેમ, રાણીજી! તેમાં શી હરકત? કૃષ્ણા તો અહિં સર્વદા એકલીજ સુએ છે. ( નેપથ્યમાં વાદ્ય સંભળાય છે. ) જુઓ સાંભળો! હું નહોતી કહેતી કે કૃષ્ણા સંગીતશાળામાં હશે! ચાલો આપણે ત્યાંજ જઇએ. પણ જોજો રાણીજી! આપ તેમની સમક્ષ આ રીતે વ્યાકૂલ ન બનશો. કદાચ તે આ સ્થિતિમાં આપને જુએ તો બહુજ બેચેન બની જાય! સ્વપ્ન એ શું કંઈ ચીજ છે? એ તો માત્ર ઈંદ્રજાળ છે. ચાલો જઇએ ( બન્ને જાય છે. )

( ૨ )

( તરવાર સહિત જલેન્દ્રસિંહનો પ્રવેશ. )

જલેન્દ્ર૦—( સ્વગત ) હું સેંકડો વખત આ મ્હેલમાં આવ્યો છું, પણ આજે અંદર જવાનું સાહસ કરી શકતો નથી. પગ આગળ ધસતા નથી! આવું બને એ કંઇ આશ્ચર્ય નથી-સ્વાભાવિક છે. ચોરની માફક છૂપાઇને પરાયા ઘરમાં પ્રવેશ કરવો એ શું વીરનું કર્તવ્ય છે? મહારાજે મ્હને આ જંજાળમાં ક્યાં નાંખ્યો? આ ઘોર કર્મ શું બીજા કોઇથી બની શકત નહિ? ઘડી ભર એમ થાય છે કે કૃષ્ણાને મારવા કરતાં મારોજ જીવ દઉં. ( લાંબો શ્વાસ ખેંચે છે. ) હા! પણ તેથી શું ફલ છે? ( પલંગ પાસે જઇ ) ક્યાં છે? અહિં તો કૃષ્ણા દેખાતી

નથી! કદાચ હજુ આવી નહિ હોય! હવે શું કરે? હા! પણ કૃષ્ણા રાણીજી પાસે તો નહિ હોય?

(નેપથ્યમાં સંગીત સંભળાય છે.)

બલેન્દ્ર૦:—(સ્વગત) હૃદય! અરે નિષ્ઠુર વિધાતા! શું તારે મારાજ હાથે આ કલરવ કરતી કોયલને સર્વદાને માટે ચૂપ કરાવવી છે? ઓહ! હું શી રીતે આ નિરાપરાધી ભોળી બાલકીની હત્યાનું પાપ કરી શકીશ? મ્હારા આ પાપનું તો પ્રાયશ્ચિત પણ હોઇ ન શકે. (કૃષ્ણાને આવતી જોઇને) લ્યો! આ કૃષ્ણા તો આ તરફજ આવે છે. હાય! વિધાતા, તું કેમ આ રાજવંશપર પ્રતિકૂલ થઈ છે? આવી લક્ષ્મી સમાન બાલિકા! અમૂલ્ય રત્ન! અર્પણ કરીને શું તું ખૂંચવી લેશે? અરે! પુત્રી, તું આ પાપીના હાથે પ્રાણ ગુમાવવા આ તરફ કેમ આગમન કરી રહી છે? મ્હારા હાથ અને પગ કંપી ઊઠે છે. તરવાર હાથમાંથી નીચે પડી જાય છે. હું શી રીતે મ્હારૂં હૃદય પાષાણનું બનાવી શકું? રાજદરબારમાં પ્રતિજ્ઞા કરી આવ્યો છું. હું તો ધર્મસંકટમાં પડયો! હવે શું કરૂં? (એક બાજું છૂપાઇ જાય છે.)

(તપસ્વિની સહ કૃષ્ણા આવે છે.)

તપસ્વિનીઃ—પુત્રી, આટલી મોડી રાત્રિ સુધી સંગીત ગાયા કરવું એ ઠીક નહિ. જા હવે નીરાંતે સૂઈ જા! રાણીજી પણ શયન-ગૃહમાં પધાર્યાં.

કૃષ્ણા૦—સારૂં, ભગવતી! પણ માતાજી આજે આટલાં બધાં વ્યાકુલ કેમ દેખાતાં હતાં? તે મને આજે ઓરડામાં શયન કરવાની મના શા માટે કરતાં હતાં?

તપસ્વિનીઃ—રાજકુમારી! એક તો માતાનું હૃદય! ત્રણી સંતાનમાં માત્ર એક તમેજ! તેમના પર તમારા લગ્ન વિષે એવી ભાંજગડ આવી પડી છે કે તે યાદ આવતાંજ તેનું હૃદય વ્યાકુલ બની જાય છે. તેમાં કંઇ આશ્ચર્ય પણ નથી.

કૃષ્ણા૦—(હાસ્યપૂર્વક) તો શું માતાજી એમ માને છે કે આ મહેલ-માંથી મને કોઈ ઉચકી જશે?

તપસ્વિની:—કુમારી ! એમ તે બનવું કંઇ શક્ય છે ? ચંદ્રલોકમાંથી કંઇ દરેક અમૃત લાવી શકે છે ?

કૃષ્ણા૦—( દ્વાર ખોલી ) અહો ! ભગવતી જુઓ તો ખરાં બહાર કેવો અંધકાર છાઇ રહ્યો છે ? ચંદ્રમા પણ અસ્ત થઈ ગયો; ચંદ્રમાના વિરહવડે રાત્રિ જાણે દુઃખસાગરમાં ડૂબી રહી જણાય છે !

તપસ્વિની:—( હાસ્યથી ) કુમારી ! તું આવું સુન્દર કાવ્ય રચતાં ક્યારથી શીખી ? જા, સુઇ જા, અર્ધ રાત્રિ તો થઇ ગઈ. હું હવે મારી ઝુંપડી તરફ જાઉં છું.

કૃષ્ણા૦—જેવી આજ્ઞા ! ( તપસ્વિની જાય છે. )

( ૩ )

કૃષ્ણા૦—( સ્વગત ) રાજા માનસિંહ એક વખત તો યુદ્ધમાં પરાજિત થયો છે તોપણ સાંભળ્યું છે કે તે પુનઃ સૈન્ય સહિત જોધપુરના રાજાપર આક્રમણની તૈયારી કરી રહેલ છે. સમજાતુ નથી કે મારા ભાગ્યમાં શું લખ્યું છે. હાય ! ( લાંબો શ્વાસ ખેંચે છે. ) સુભદ્રાને માટે વીર અર્જુને જે રીતે યાદવોની સાથે યુદ્ધ કર્યું હતું, તેવુંજ આ પણ દીસે છે. ( જરા બારીમાંથી ઝૂકીને નીહાળે છે. ) ઓહ ! કેવી ભયાનક વીજળી ચમકી રહી છે ? જાણે પ્રલયકાળનો અગ્નિ પાપીઓનાં હૃદયમાં ઘૂમી રહ્યો ન હોય ! મેઘની ગર્જના સાંભળીને તો મહાન્ પુરુષોનું પણ હૃદય કંપી ઉઠતું હશે ! અહા ! કેવી ભયંકર આંધી ચાલી રહી છે ? આજે શું પ્રલયકાળ થવાનો છે ? આ મહેલ તો પર્વતની માફક અચળ અને દૃઢ છે. પ્રબળ આંધી થશે તોપણ અહિં કંઇ ભય જેવું નથી. પણ જે મનુષ્યો ન્હાનાં ન્હાનાં જીર્ણ થયેલાં મકાનમાં રહેતાં હશે ત્હેને કેટલું બધું કષ્ટ પડતું હશે ? અહો !, પરમેશ્વર !, તેમનું રક્ષણ કરજો !, હે વિધાતા !, અધાંબ મનુષ્યો સરખાં દીસે છે, છતાં કોઈ મ્હોટા મ્હેલમાં વસીને ઇંદ્ર સમાન અતુલ ઐશ્વર્ય ભોગવે છે, અને કોઇ આશ્રયહીન બની ઝાડ તળે પોતાના દિવસો ઘણાજ કષ્ટથી વીતાવે છે. સંસારની કેવી વિચિત્ર ગતિ છે ?- હા-પણ મ્હેલમાં વસનારા

સર્વે સુખીજ છે એમ કેમ કહી શકાય? મ્હને કોઇ વાતે કમીના નથી છતાં હું સુખી કેમ નથી? સત્ય વાત તો એજ છે કે માનસિક સુખ એજ ખરૂં સુખ છે. હાં...પણ અરે! મ્હારૂં ચિત્ત આજે ચંચલ કેમ છે? પૃથ્વી પરની કોઇ પણ વસ્તુપર મ્હારૂં ચિત્ત લાગતું નથી; પાંજરામાં પુરાયેલી મેનાની માફક વ્યાકુળ થઇ રહ્યું છે. જોઉં કે શયન કરવાથી કંઇ શાન્તિ વળે છે? મહાદેવ! આપની આ દાસી પર દયા કરી આ મનની ન સમજાતી વ્યથાને દૂર કરો! પ્રભો! આ ત્હમારી પુત્રી ત્હમારેજ શરણે છે! (પલંગપર સૂએ છે.)

(બલેન્દ્રસિંહનો ફરી પ્રવેશ.)

બલેન્દ્ર૦—(સ્વગત) હાય! હું એવું નીચ કર્મ કરવા અત્રે આવ્યો છું કે પૃથ્વીના પડમાં પ્રવેશ કદાચ ન કરી જાઉં! આ ધાસ્તીથી પૃથ્વીપર મારા પગ પણ સ્થિર ટકતા નથી. મ્હને એવુંજ જણાય છે કે હમણાંજ પૃથ્વી માતા સમાવી દેશે. પણ—અહાહા! એવું બને તો તો ઘણુંજ ઉત્તમ! હે રાત્રિદેવી! ત્હમે સાક્ષી છો. હું આ ઘોરકર્મ મ્હારી ઇચ્છા વડે કરતો નથી. શું હું ખરેખર આ રાજ—ફૂલ મૃણાલને—આ પ્રફુલ્લ કનક પક્ષીને છિન્નભિન્ન કરી નાંખીશ? આવા સુવર્ણ મંદિરમાંની આ બાલિકાના કપટથી પ્રાણ નાશ કરવાનું કેટલું મ્હોટું પાતક થશે? અરેરે! પણ હૂં શું કરૂં? મ્હોટાભાઇની આજ્ઞાનો અનાદર કરવો એ પણ ભારે પાપજ છે! મ્હારી દશા મારીચ રાક્ષસના જેવી થઇ છે. કોઇ સ્થળેથી રક્ષણ નથી એક વખત પેટ ભરીને પુત્રી કૃષ્ણાનું ચંદ્રવદન નિહાળી લઉં. (કૃષ્ણાના મ્હોં તરફ નિહાળી) હાય! હું રાહૂ બની આ પૂર્ણચંદ્રનો ગ્રાસ કરવા આવ્યો છું! (અશ્રુ લુછી) પુત્રી! હું નિષ્ઠુર—ચંડાલ છું. વિના અપરાધે ત્હારો પ્રાણ હરવા આવ્યો છું, અહાહા! કેવા ભાવે નિદ્રાદેવીની શાન્તિમય ગોદમાં વિશ્રામ કરી રહી છે? ત્હેના મુખના ભાવો પરથી જણાય છે કે પ્રસન્ન ચિત્તે કંઇ મનોહર સ્વપ્ન તે નિહાળી રહી છે. તે જાણતી નથી કે પાસેજ કાલરૂપ ધારણ કરી નિષ્ઠુર હૃદયનો તેનોજ કાકા પ્રાણ હરવા તૈયાર ઉભો છે. હાય! જેને હું પ્રાણથી

પણ અધિક સાહૂં છું, જેની સ્નેહ શક્તિ વડે યુદ્ધમાં વજ્રરૂપ બનેલું હૃદય પણ અત્યારે રડી રહ્યું છે, એનો ઘાત હું શી રીતે કરૂં ? આ વીર ક્ષત્રિયને અંતે આવું દુષ્ટ કૃત્ય કરવું જ પડશે ? ધિક્કાર ! ધિક્કાર ! અરે-પણ હું બંધુની આજ્ઞાથી બંધાયેલો છું. હવે તો કાર્યની સમાપ્તિ કરવી એજ ઇષ્ટ છે. (આગળ વધી) અરે ! શું આવાં સ્નેહબંધનો તોડી મનુષ્ય આ કાર્ય કરી શકે ? દ્રૌપદીનાં વસ્ત્ર માફક આ બંધનનો તો અંતજ મળતો નથી. હે પૃથ્વી માતા ! હે રજની દેવી ! ત્હમે સાક્ષી છો. (મારવા માટે હાથ ઉપાડે છે.)

કૃષ્ણા૦—(એકદમ ઝબકી ઊઠીને) અર...અરે...કોણ...કાકાજી ! અરે શું...આ...શું...છે ?

(બલેન્દ્રસિંહ તલવાર જમીન પર ફેંકી દે છે.)

કૃષ્ણા૦—અરે...કાકાજી ! આ બધું શું છે ? આપ અહિં અત્યારે શી રીતે અને શા માટે આવ્યા છો ?

બલેન્દ્ર૦—નહિ !...અરે...હા...કંઇ નહિ ! કેવલ ત્હને નીરખવા આવ્યો હતો. પુત્રી ! મ્હને રજા આપ. હું જાઉં છું.

કૃષ્ણા૦—કાકાજી ! આપ મહા વીર પુરૂષ છો ! આપને શું આ રીતે કપટ કરવું યોગ્ય છે ?

(બલેન્દ્ર મ્હોં ટાંકી દઇ ચૂપચાપ રડે છે.)

કૃષ્ણા૦—(તલવાર નીચે પડેલી જોઇને) ઓહ ! આ શું છે ?
(તલવાર ઉપાડી છાતીમાં કપડાની વચ્ચે છુપાવી દે છે.)
કાકાજી ! હું આપને પગે પડી કહું છું કે આ બધું શું છે તે વિશે મ્હને ખુલાસો કરો.

બલેન્દ્ર૦—પુત્રી, તું હવે આ નરાધમ નિષ્ઠુરને કાકા કહીશ નહિ. હું ચંડાલ છું ! હું ત્હારો કાળ બનીને આવ્યો હતો.

કૃષ્ણા૦—આ શું બોલો છો ? આપ મ્હારા કાળ બનીને આવ્યા હતા ?

બલેન્દ્ર૦—હા, મ્હારી કૂળલક્ષ્મી ! અરે પૃથ્વી ! તું ચીરાઇ જઇ મ્હને માર્ગ દે ! અને તારા પેટમાં સમાવી લે ! (રડે છે.)

કૃષ્ણા૦—કેમ, કેમ કાકાજી ! આટલા બધા વ્યાકુળ ?

બલેન્દ્ર૦—કૃષ્ણા ! પુત્રી ! હું ત્હારો પ્રાણ લેવા આવ્યો હતો.

કૃષ્ણા૦—કેમ ? આપનો મ્હેં શો અપરાધ કર્યો છે ?

બલેન્દ્ર૦—પુત્રી ! તું તો સાક્ષાત્ લક્ષ્મી છે ! તું અપરાધ કરી શકે ? વાત એમ છે કે મારવાડના રાજા માનસિંહ અને જયપુરના જગતસિંહ બન્નેએ પ્રતિજ્ઞા કરી છે કે કાં તો ત્હારી સાથે લગ્ન કરવું અથવા તો ઉદેપુરના રાજ્યને નષ્ટ ભ્રષ્ટ કરી નાંખવું. અમે બધાં કેવાં સંકટમાં પડ્યાં છીએ તે તું સારી રીતે સમજી શકશે !

કૃષ્ણા૦—ત્યારે શું મ્હારા પિતાજીની પણ એવીજ ઇચ્છા છે કે મ્હારૂં મૃત્યુ...

બલેન્દ્ર૦—પુત્રી ! હું શું કહું ? ત્હેમની આજ્ઞા સિવાય આવું નીચ કાર્ય કરવા હું પ્રવૃત્ત થાઉં ખરો કે ?

કૃષ્ણા૦—તો પછી એક સાધારણ બાબતમાં આપ આટલા વ્યાકુલ કેમ બનો છો ? આપ પિતાજીને હમણાંજ અહિં બોલાવી લાવો. હું ત્હેમના ચર્ણમાં પ્રણામ કરી સર્વદાને માટે આ લોકમાંથી વિદાય થઇ જાઉં. કાકાજી ! આપ વિચાર શું કરી રહ્યા છો ? હું રાજપુત્રી ! ક્ષત્રીપુત્રી છું. રાજકુલપતિ રાણા ભીમસિંહની પુત્રી છું ! આપ વીર કેસરી છો ! હું આપનીજ ભત્રીજી છું. હું શું મૃત્યુથી ડરૂં ?

( આકાશમાં કોમળ વાદ્યધ્વની થાય છે. )

કૃષ્ણા૦—જુઓ ! સાંભળો ! કાકાજી ! આકાશ તરફ નીહાળો. આહા ! કેવું સુન્દર સ્વર્ગીય રુપ લાવણ્ય છે ! તેજ અમારા કૂલની સતી પદ્માની દેવી છે ! તે મ્હને પહેલાં એક વખત દર્શન થઈ ચૂક્યાં છે......જનની ! ત્હમારી આ પુત્રી સત્વર ત્હમારી ગોદમાં આવે છે. જુઓ, જુઓ, કાકાજી ! આ ગૃહમાં સહસા નંદન કાનનની પદ્મ-ગંધ પથરાઇ રહી છે. અહા ! મ્હારૂં કેવું સૌભાગ્ય છે !

( પડદામાં કોઈ આવવાનો અવાજ આવે છે. )

બલેન્દ્ર૦—આ શું !

( રાણાજી અને મંત્રીનો પ્રવેશ. )

રાણાજી—( દીવાનોની માફક આમતેમ નીહાળી ) ક્યાં છે ? ક્યાં છે ?

મંત્રી—( કૃષ્ણાને નીહાળી સ્વગત ) અહા ! હજુ તો કંઇજ થયું દીસતું નથી. ખેર ! શુભ થયું. ( આગળ વધી બલેન્દ્રના કાનમાં )

રાજકુમાર ! આપ જુઓ છો શું ? સર્વ નાશ થતો જણાય છે. રાણાજી પણ એકાએક દિવાના જેવા થતા જાય છે.

બલેન્દ્ર૦—ઓહ ! ત્યારે તો સર્વનાશ એકદમ થતો દીસે છે. (ભોંય પર બેસી જાય છે.) હાય હાય ! આ શું થયું ? મંત્રીજી, ત્હમે રાણાજીને અહિં શા માટે લઈ આવ્યા ?

મંત્રી—હું શું કરૂં, રાજકુમાર ! આપ પોતેજ અહિં પધાર્યા ! અને તેથી મ્હારે પણ સાથે આવવું પડયું. મેં વિચાર્યું કે એકલા જવા દેવા એ ઠીક નહિ. ન જાણે શું કરે અને કયાં જાય ! બીજો એ પણ વિચાર આવ્યો કે જ્યારે મહારાજા આ દશાને પ્રાપ્ત થયા છે તો પછી હવે આ ઘોર કૃત્યની અગત્ય પણ શી છે ? તે માટે આપને મના કરવા આવ્યો છું. હા ! રાજકુમાર ! કોણ જાણતું હતું કે આવો અનર્થ થશે ?

રાણાજી—(દિવાના માફક) બલેન્દ્ર ! છીઃ ભાઇ ! આવું કર્મ કોઇ કરી શકે ? (ઉઠીને) શું કરો છો ? શું કરો છો ? ના ના ના, માનસિંહ—માનસિંહ ! હા ! આટલું ગર્વિષ્ટપણું ? ત્હેને તો હું હમણાંજ નષ્ટ કરી દઇશ. જાઉં છું (કંઇક દૂર જઇ) અરે, હા ! આ મ્હારી પુત્રી તો અહિંજ છે. કેમ પુત્રી ! કેમ છે ? એક વખત ત્હારી વીણા વગાડ ! એક સંગીત ગા ! અહાહા ! તે–તે–હાય ! મ્હારી કુલલક્ષ્મી ! તૂં કયાં ગઇ ? (રડે છે.)

કૃષ્ણા૦—(પિતાને શોકપૂર્ણ નિહાળી) કાકાજી ! પિતાજી ! આપ આમ કેમ બોલો છો ? પિતાજી ! આપ આવી સાધારણ બાબતમાં આટલા બધા વ્યથિત કેમ થાઓ છો ? સર્વને એક દિન મરવાનું તો છે જ ! તો પછી ત્હેને માટે આવો શોક શા માટે જોઇએ ? મનુષ્યજીવન કદી ચિરસ્થાયી નથી. કોઈ આજે તો કોઇ કાલે મૃત્યુશરણ તો થશે જ. કોઇ અમર નથી. સ્વકૂળના માનના રક્ષણ માટે પ્રાણ અર્પણ કરવા સિવાય અન્ય કયું પુણ્યકાર્ય હોઇ શકે ? (આકાશમાં ફરી કોમળ વાદ્યધ્વની સંભળાય છે.) જુઓ, સાંભળો, પ્રાતઃસ્મરણીય મહારાણી પદ્મીની મ્હને બોલાવી રહ્યાં છે. ત્હેણે મ્હને પ્રથમ સ્વપ્નમાં દર્શન દેઇ કહ્યું છે કે–"જે યુવતી કૂળના રક્ષણ માટે પોતાનો પ્રાણ અર્પણ કરે છે ત્હેને સ્વર્ગલોકમાં આદર અને ચિરસ્થાયી સુખ પ્રાપ્ત થાય છે."

રિચની—રાણીજી ! આપ મહારાજાને શું પૂછો છો ? હમણાં તેઓશ્રી શું શુદ્ધિમાં છે !

રૂક્મા—તો સમજાય છે કે તેમણેજ હત્યા કરી હશે ! હાય! મ્હારો તો સર્વનાશ થયો ! મ્હારી પુત્રી સુવર્ણલતા મૂર્છિત થઇ ! ઓ બેટી કૃષ્ણા ! હું ત્હારી અભાગિની માતા ત્હને પોકારૂં છું. એકજ વખત પ્રથમ માફક બોલ-! પુત્રી ! શું તું મ્હારા પર નારાજ થઇ ચાલી ગઇ ? અરે ! હું આ મુખ-ચંદ્રને નીહાળ્યા વિના, આ મૃદુ મધુર વાણી સાંભળ્યા વિના શી રીતે જીવી શકીશ ? [રડે છે.]

કૃષ્ણા—( ધીમે સ્વરે ) માતાજી ! પહોંચી ગયાં ? મ્હને ત્હમારા ચર્ણની રજ દો ! માતાજી, પિતાજી મ્હારા પર બહુ નારાજ છે, ત્હમે તેમને મ્હારા સર્વ દોષ ક્ષમા કરવા પ્રાર્થજો ! મ્હેં આપના પણ ઘણા અપરાધો કર્યા છે. આ વખતે આપની આ અભાગિની પુત્રીને આશીર્વાદ દો ! આ દુઃખી પુત્રીને કદી ફરી.. યા...દ...ક-ર-જો. !!!

( મૃત્યુ. આકાશમાં કોમળ વાદ્યધ્વની. )

રૂક્મા—પુત્રી ! મ્હેં તારો શો અપરાધ કર્યો હતો કે તું આમ છોડી ચાલી ગઇ ? (રડતાં) હાય...પુત્રી ! તું ચૂપ કેમ થઇ ગઈ ? એક વખત તો 'મા' કરી બોલ ! ઓ પુત્રી !...કૃષ્ણા... ! અરે......કૃષ્ણા ! (મૂર્છિત બને છે. )

રેચની—રાણીજી પણ એકાએક મૂર્છિત થયાં ! અરે ઇશ્વર ! આ શું કર્યું ? રાણીજી ! ઓ-રાણીજી ! ઉઠો. અહા ! ક્ષણ-વારમાં તો આનંદથી ગર્જતો મ્હેલ સ્મશાનરૂપ થઈ ગયો !

રૂક્મા—(સ્વસ્થ થઇ ) ભગવતી ! હું શું સ્વપ્ન નીહાળી રહી છું !!! ( મહારાજ તરફ ) મહારાજ ! આ કાર્ય કોણે કર્યું ? મ્હને કોઇ નહિ કહે ?

રાજા—(આગળ જઇ) આવો......( આગળ વધી ) રાણીજી ! (હાથ પકડી) ત્હમે કૃષ્ણાને જોઇ છે ? તે ક્યાં ગઈ ?

રૂક્મા—મહારાજ ! ત્હમે આ હસ્તવડે મ્હને અડકશો નહિ. ત્હમારા હસ્તમાં મ્હારી વ્હાલી દેવી કૃષ્ણાનું રક્ત લાગેલું છે. મહારાજ ! હું પણ જન્મભરને માટે મ્હારી કૃષ્ણાની સાથેજ વિદાય થાઉં છું.

( રાણી હાથ છોડાવી વેગથી જતી રહે છે. )

મંત્રી—અહા ! કેવો સત્યાનાશ ! મહારાજ તો એકદમ દિવાનાજ થઇ ગયા !

કૃષ્ણા૦—હાય ! વિધાતા ! શું ત્હેં મારા ભાગ્યમાં આવું જ લખ્યું હશે ? આ સમયે પિતાજી પણ વિમુખ થઇ ગયા ! મ્હેં પિતાજીનો એવો શો અપરાધ કર્યો છે કે કંઇ પણ સમજતાજ નથી ! ( આકાશમાં ધ્વની સંભળાય છે. ) આવ ! વખત જાય છે ! હવે હું જાઉં છું, કાકાજી ! આપનાં ચરણોમાં પ્રણામ કરૂં છું. ( પગે પડે છે. ) હવે તો આપજ મ્હને જવાની આજ્ઞા આપો !

બલેન્દ્ર૦—ઊઠ, પુત્રી ! ઊઠ ! અરે કૃષ્ણા - કૃષ્ણા ! [ અશ્રુસહિત હાથ ઝાલી ઊઠાડે છે. ] તું અમારા જીવનનું સર્વસ્વ છે. ત્હને અમ્હેં શી રીતે છોડી શકીએ ?

કૃષ્ણા૦—(આકાશમાં ફરી ધ્વની) જનની ! આવું છું ! ( એકદમ છરી કાઢી પોતાની છાતીમાં મારે છે અને જમીન પર પડી જાય છે.)

સર્વે—અરે ! આ કેવો સત્યાનાશ ! ! ! કેવો અનર્થ !

બલેન્દ્ર૦—હાય ! વિધાતા ! ત્હેં શું આમજ નિર્મ્યુ હતું ? અરે પરમેશ્વર ! આ શું કર્યું ? ? પુત્રી ! તું ખરેખર અમને છોડીને ચાલી ગઇજ ? અરે......હાય...હાય......[ ખૂબ રડે છે ]

( તપસ્વિનીનો પ્રવેશ. )

તપ૦—આ શું છે ? ( કૃષ્ણાને નિહાળી ) અહા ! આ શું થયું ? અરે ! રાજકુલલક્ષ્મી ! આમ શા માટે પડી છે ? અરે...આ રત્નદીપક કોણે બુઝાવ્યું ? (રડે છે. )

બલેન્દ્ર૦—ભગવતી ! હવે શું થશે ? આ તરફ કૃષ્ણાની આ ગતિ થઇ અને બીજી તરફ મહારાણા દિવાના થઇ ગયા છે. અરેરે ! શું ભાગ્યદેવીએ આવુજ લખ્યું હશે ? ભગવતી ! ( રડે છે. )

તપસ્વિની—મહારાજ દિવાના થઇ ગયા ? આ શું સાંભળું છું ? આમ કેમ—શી રીતે થયું ? ઓહ...

બલેન્દ્ર૦—ભગવતી ! આ સર્વ અમારા દુર્ભાગ્યે બન્યું છે. મહારાજાને એકાએક ચિંતા અને શોકવડે આ દશા પ્રાપ્ત થઇ છે.

( એકદમ અહલ્યાદેવી પ્રવેશ કરે છે. )

અહલ્યા—ક્યાં છે ? ક્યાં છે ? મ્હારી પ્યારી પુત્રી કૃષ્ણા ! ( કૃષ્ણાને નીહાળી ) આ શું ? મ્હારી દુલારી આમ કેમ જમીન ઉપર પડી છે ? ( નજીક જઇ ) અરે ! આ રકત ક્યાંથી ? અરે હાય ! મહારાજ ! આ હત્યા કોણે કરી ?

તપસ્વિની—રાણીજી ! આપ મહારાજાને શું પૂછો છો ? હમણાં તેઓશ્રી શું શુદ્ધિમાં છે ?

અહલ્યા—તો સમજાય છે કે તેમણેજ હત્યા કરી હશે ! હાય ! મ્હારો તો સર્વનાશ થયો ! મ્હારી પુત્રી સુવર્ણલતા મૂર્છિત થઇ ! ઓ બેટી કૃષ્ણા ! હું ત્હારી અભાગિની માતા ત્હને પોકારૂં છું. એકજ વખત પ્રથમ માફક બોલ ! પુત્રી ! શું તું મ્હારા પર નારાજ થઇ ચાલી ગઇ ? અરે ! હું આ સુખ-ચંદ્રને નીહાળ્યા વિના, આ મૃદુ મધુર વાણી સાંભળ્યા વિના શી રીતે જીવી શકીશ ? [રડે છે.]

કૃષ્ણા૦—( ધીમે સ્વરે ) માતાજી ! પહોંચી ગયાં ! મ્હને ત્હમારા ચર્ણની રજ દો ! માતાજી, પિતાજી મ્હારા પર બહુ નારાજ છે, ત્હમે તેમને મ્હારા સર્વ દોષ ક્ષમા કરવા પ્રાર્થજો ! મ્હેં આપના પણ ઘણા અપરાધો કર્યા છે. આ વખતે આપની આ અભાગિની પુત્રીને આશીર્વાદ દો ! આ દુઃખી પુત્રીને કદી ફરી.. યા...દ...ક-ર-જો. !!!

( મૃત્યુ. આકાશમાં કોમળ વાદ્યધ્વની. )

અહલ્યા—પુત્રી ! મ્હેં તારો શો અપરાધ કર્યો હતો કે તું આમ છોડી ચાલી ગઇ ? (રડતાં) હાય...પુત્રી ! તું ચૂપ કેમ થઇ ગઈ ? એક વખત તો 'મા' કરી બોલ ! ઓ પુત્રી !...કૃષ્ણા... ! અરે......કૃષ્ણા ! (મૂર્છિત બને છે. )

તપસ્વિની—રાણીજી પણ એકાએક મૂર્છિત થયાં ! અરે ઇશ્વર ! આ શું કર્યું ? રાણીજી ! ઓ–રાણીજી ! ઉઠો. અહા ! ક્ષણવારમાં તો આનંદથી ગર્જતો મ્હેલ સ્મશાનરૂપ થઈ ગયો !

અહલ્યા૦—(સ્વસ્થ થઇ ) ભગવતી ! હું શું સ્વપ્ન નીહાળી રહી છું !!! ( મહારાજ તરફ ) મહારાજ ! આ કાર્ય કોણે કર્યું ? મ્હને કોઇ નહિ કહે !

રાણાજી—(આગળ જઇ) આવો......( આગળ વધી ) રાણીજી ! ( હાથ પકડી) ત્હમે કૃષ્ણાને જોઇ છે ? તે ક્યાં ગઈ ?

અહલ્યા—મહારાજ ! ત્હમે આ હસ્તવડે મ્હને અડકશો નહિ. ત્હમારા હસ્તમાં મ્હારી વ્હાલી દેવી કૃષ્ણાનું રક્ત લાગેલુ છે. મહારાજ ! હું પણ જન્મભરને માટે મ્હારી કૃષ્ણાની સાથેજ વિદાય થાઉં છું.

( રાણી હાથ છોડાવી વેગથી જતી રહે છે. )

**મંત્રી**—( તપસ્વિની તરફ ) ભગવતી ! આપ જરા દયા કરીને જુઓ કે મહારાણી કયાં ગયાં ? ( તપસ્વિનીનું પ્રસ્થાન. )

**રાણાજી**—અરે રાણીજી ! કયાં જાઓ છો ?......ગઇ–?...શું તું પણ ગઇ ? ( અશ્રુસહીત ) હાય...કૃષ્ણા ! પુત્રી ! હું પણ આવું છું...! ભાઇ બલેન્દ્ર ! કૃષ્ણા કયાં ગઇ ? કયાં છે ? મ્હારી કૃષ્ણા...કૃષ્ણા... ! !

**મંત્રી**—અહાહા ! મ્હારા કયા ભાગ્યદોષ વડે આ મ્હારા સ્વામીની મ્હારે આ દશા નીહાળવી પડે છે ?

( અંતઃપુરમાં મ્હારોળ—તપસ્વિનીનો પ્રવેશ. )

**તપસ્વિની**—હાય...હા...ય ! કેવો અનર્થ થયો ? રાજકુમાર ! રાણીજીએ પણ આત્મહત્યા કરી ! અરે—અરે...દૈવ આ કેવી ત્હારી વિટંબના ?

**બલેન્દ્ર**—મંત્રી ! હવે શુ બાકી છે ? સર્વ સમાપ્ત થયું ! (રડે છે) અરે મૃત્યુ ! શું ત્હેં મ્હનેજ વીસારી દીધો ? દાદા ! જુઓ આ અમારી કુળલક્ષ્મી ભર નિંદ્રામાં અચેત પડી ! હવે આ રાજ્યને પણ શું કરવું છે ?

**રાણાજી**—બલેન્દ્ર ! ભાઇ ! મ્હારી કૃષ્ણા...કૃષ્ણા...

**બલેન્દ્ર**—દાદા ! ત્હમે જ્ઞાનશૂન્ય થઇ રહ્યા છો, એ પણ આપનું સુભાગ્યજ છે. કારણ કે આ ઘોર દુઃખનો અનુભવ આપને નહિ થતો હોય ! અરે પરમેશ્વર ! મ્હને પણ દિવાનો બનાવી દો અથવા તો મૃત્યુ દો ! આ અસહ્ય વેદના હું સહન કરી શકતો નથી.

**મંત્રી**—રાજકુમાર ! હવે શોક કરવો વૃથા છે. મહારાજને અહીંથી લઇને આવો. આ બાબતમાં આપણું હવે જે કર્તવ્ય બજાવવા છે તે કરીએ ! અહિં તો 'બધું સમાપ્ત થઇ ચૂક્યું' ! હાય અરે વિધાતા ! અરે પરમેશ્વર ! ત્હારી કેવી અદ્ભૂત લીલા છે મનુષ્ય ધારે છે શું અને તું કરે છે શું ? .

( સર્વે જાય છે.)*

હંસરાજ વી૦ ભદ્રેશ્વરા.

---

* હિંદી ' કૃષ્ણાકુમારી'ના આધારે.




( સંપાદક—રા. રા. શાન્તિલાલ જગજીવ પાઠક. )

જગતમાં સ્ત્રીનું સ્થાન અત્યંત ઉંચું છે છતાં એ વાત અત્યારે આપણે દુર્ભાગ્યે ભૂલી ગયા છીએ. અરે સ્ત્રીજાતિ પોતે પણ આત્મસ્વરૂપનું ભાન ભૂલી ગઈ છે. સ્ત્રીઓની મહત્તા દર્શાવવા માટે મારો આ અલ્પ પ્રયત્ન છે. ભિન્નભિન્ન દેશના સર્વમાન્ય વિદ્વાનોએ સ્ત્રી જાતિનું માહાત્મ્ય દર્શાવતાં જે અભિપ્રાયો આપેલા છે તે નીચે પ્રમાણે છે:—

મારા સૂક્ષ્મ વિચારોનું મૂળ મારી જનનીનાં પ્રેમભર્યાં હાલરડાંમાં છે.

જોન્સન.

મનુષ્યને દૂરદર્શિતા માતાથી અને વીરતા પિતાથી વારસામાં મળે છે.

શોપનહર.

સ્ત્રી એ ઘરનું ધન અને ઘરની શોભા છે, માટે સદા તેની રક્ષા કરવી જોઇએ. મહાભાગ્યવતી અને પુણ્યવાળી સ્ત્રી પૂજનીય છે.

મહાભારત.

હું જે કાંઇ કરૂં છું, અને થઇ શકું છું તે દૈવી પ્રકૃતિવાળી મારી માતાની પ્રસાદી છે. અબ્રાહમ લિંકન.

મેં પ્રારંભમાં ફારસી ભાષાની શિક્ષા મારી માતા તરફથી પ્રાપ્ત કરી છે, અને કિશોર અવસ્થામાં મારી માતાએ મને જે અનેક લાભપ્રદ નૈતિક શિક્ષાઓ આપી છે તે મને હજુ પણ યાદ છે.

સર સૈયદ અહમદ.

દરેક દેશમાં, દરેક જાતિમાં અને દરેક ધર્મમાં મનુષ્યને તેની માતા જેવો બનાવે છે તેવોજ તે થાય છે. —સર એડમંડ વરટી.

મારી માતાએ મારી ઉપર નજર રાખીને મને મારા સહચરોના બુરા પ્રભાવથી બચાવ્યો ! —શ્રી દાદાભાઇ નવરોજજી.

એક આદર્શ જનની સો ઉસ્તાદોથી પણ શ્રેષ્ઠ છે.

જોર્જ હર્બર્ટ.

જે ગૃહમાં સ્ત્રી પુરૂષથી અને પુરુષ સ્ત્રીથી સંતુષ્ટ રહે છે, ત્યાં નિશ્ચય નિત્ય કલ્યાણુ થાય છે. —મનુ.

કોઈ પણ બાળકની ભાવિ ઉન્નતિ અથવા અવનતિનો આધાર તેની માતા ઉપરજ છે. —નેપોલિયન બૉનાપાર્ટ.

નિસ્સંદેહ એક આદર્શ માતા સહસ્ર ગુરુઓના કરતાં વધારે ઉત્તમ છે. —સર સૈયદ અહમદ.

જ્યારે સ્ત્રી અને પુરુષ સાથે ઈશ્વરની પ્રાર્થના કરે છે; હર્ષ, શોક, આનંદ અને દુ:ખમાં પરસ્પર સહાયતા કરે છે, એક બીજાથી કોઇ પણ કાર્ય છુપું રાખતાં નથી અને એક બીજાની આંખમાં ખુંચતાં નથી કે ભારે પડતાં નથી ત્યારે જ પરમેશ્વર ખુશી થઇ તેમને મદદો આપે છે. —સર જૉન લૅક.

ફ્રાન્સનો વૈભવ તેની માતાઓ પર રહેલો છે. —નેપોલિયન.

આ રીતે સ્મરણમાં રાખવું જોઇએ કે કોઇપણ જાતિ પોતાની માતાઓ કરતાં વધારે વધી શકતી નથી, કેમકે જે હાથ પાળણું ઝુલાવે છે તેજ હાથ આખી પૃથ્વીને ચકડોળે ચઢાવે છે. —મીસ સોરાબજી.

જો કે હું ગમે તેટલી દરિદ્રાવસ્થામાં છું છતાં જો કોઇ મને આખા સંસારની સંપત્તિ આપી દે, પરન્તુ હું મારી સ્ત્રીને નહિજ બદલું. જેની સ્ત્રી પ્રતિષ્ઠાવાળી છે, અને જે તેની સાથે સુખપૂર્વક જીવન ગાળી શકે છે, એજ આ સંસારમાં અધિક ભાગ્યશાળી છે. —લ્યુથર.

[ આ ઉપરથી લાગે છે કે જર્મનીમાં ધન લઇને સ્ત્રી બદલવાનો પહેલાં ચાલ હશે. લ્યુથરનો આ વિષયમાં આવો વિચારજ એનું પ્રમાણ છે. હિન્દના પ્રથમ ગૅાર્વનરજનરલ વોર્ન હેસ્ટિંગ્સ અને એક જર્મનનો એવો સોદો ભારતના ઇતિહાસમાં જોવાય છે. ]

હું મારી કર્તવ્યનિષ્ઠા અને ધૈર્ય મારી માતાની ગોદમાંથી શીખ્યો છું. —નેપોલિયન

ઇંગ્લંડની ઉન્નતિ ઇંગ્લંડની માતાઓને હાથ છે. જો પ્રત્યેક કુટુંબમાં યોગ્ય માતાઓ હોય તો દેશ નિસ્સંદેહ ઉન્નતિ કરી શકે છે. સ્ત્રીશિક્ષણનો ઉદ્દેશ એ છે કે એ શિક્ષણ સ્ત્રીઓને આદર્શ જનેતાઓ બનાવે. —ગ્લૅડસ્ટન.

જ્યાં સ્ત્રીઓની પૂજા થાય છે ત્યાંજ દેવો નિવાસ કરે છે. —મનુ.

પુરૂષની ઉન્નતિ કે અવનતિ સ્ત્રી ઉપર આધાર રાખે છે. જો એ સુશિક્ષિત હોય તો પતિની ઉન્નતિનું કારણ બને છે, અને જો મૂર્ખ હોય તો પુરૂષની અવનતિનું કારણ બને છે. —ડા. ઠ. વર્લે.

જો કે આજે મારી માતાને પરલોક ગમન કર્યાને લગભગ ત્રીશ વર્ષ થઇ ગયાં છે, પરન્તુ તે હજુસુધી મારા વિચારોમાં તથા શબ્દોમાં જીવતી છે. —મિશલેટ.

સ્ત્રીઓમાં એક એવું અદ્‌ભુત જાદુ છે કે એ ગમે એવા અસભ્ય મનુષ્યને સીધો કરી લે છે. —કાર્લાઇલ.

બાળક પોતાના પ્રાથમિક પાઠો માતાઓ પાસેથી શીખે છે. જે વિચાર બાલ્યકાળમાંથી જડ પકડી જાય છે, તે જીવનપર્યંત મનુષ્યની પ્રકૃતિ પર, હૃદયપર અને મસ્તિષ્કપર સદૈવ જામી રહે છે. પાછળની શિક્ષા તેને હઠાવી શકતી નથી. —અમીર અબ્દુલરહેમાનખાં.

હું મારી તમામ ઉન્નતિઓ અને વિજયોમાં મારી માતાનો દેવાદાર છું. નેપોલિયન.

માતાજ પોતાનાં બચ્ચાંની પહેલી સંરક્ષક અને શિક્ષક હોય છે. અને એજ તેને સૌ પહેલાં શિક્ષા દે છે, ત્યારપછીજ બાળકોની શિક્ષાનું કાર્ય બીજાઓને સોંપવામાં આવે છે. —નિચી.

હું પાત્રો ચિતરવાની કળા મારી માતા પાસેથી શીખ્યો છું. અને જ્યારે હું કોઇપણ ચિત્ર વિશેષ સુન્દર બનાવવા ચાહું છું ત્યારે તેને માટે હું મારી માતાનું ધ્યાન-સ્મરણ કરીને લખ્યા કરૂં છું. —રેનૉલ્ડસ.

અમે સ્ત્રીઓને જે આદરમાન આપીએ છીએ, એ તેના સૌન્દર્ય માટે નહિ પરન્તુ તેનાથી ઉત્પન્ન થનાર ગુણવાળી પ્રજાને માટેજ છે. —એડીસન.

પુરૂષની પેઠે સ્ત્રીઓને પણ સુખની આવશ્યકતા છે. —કોલ્ટન.

સદ્‌ગુણવાળી સ્ત્રી સંસારમાં સૌથી વધારે રમણીય વસ્તુ છે.—ફીડિયસ.

મને મારા દેશપ્રત્યે જે શુદ્ધ પ્રેમ છે, અને જેણે મને મારા અભાગી સ્વદેશ બન્ધુઓના આત્મારૂપ બનાવ્યો છે, તેનો પ્રારંભ ત્યારે હું મારી માતાને દીનો પ્રત્યે સહાનુભૂતિ કરતી અને દુઃખીઆં લોકો પર દયા કરતી જોતો ત્યારથી થયો છે. ગેરીબૉલ્ડિ.

જે પ્રમાણે દર્પણમાં જોવાથી પ્રતિબિમ્બ દેખાય છે, તે પ્રમાણે પતિના મનોવિકારોનું પ્રતિબિમ્બ પત્નીના મુખપર માલમ પડે છે. —પ્યર્થાસસ.

ની ત્યાં બહુજ જરૂર છે. વળી ત્યાંના દરેક દેશી રાજ્યની ભાષા ગુજરાતી છે. એટલે ગુજરાતી સાહિત્યનું કામ કરનાર સંસ્થા જો ત્યાં પાકે પાયે સ્થપાય, તો જુદા જુદા દેશી રાજ્યોની રૈયતનો અરસપરસ સબંધ તેમજ અન્ય ગુજરાતી પ્રજા સાથેનો સંબંધ બહુજ સારો વધે. અમે આશા રાખીયે છીએ કે કાઠીયાવાડમાં જ્યાં જ્યાં રાજકીય પરિષદ ભરાય, ત્યાં ત્યાં સામાજીક પરિષદ ભરવાનો બંદોબસ્ત પણ થશે.

* * * *

**મહિલા પરિષદો.** પાટીદાર મહિલા પરિષદ મેળવવાની હીલચાલ પેટલાદ ખાતે થઇ હતી, તે સબંધી ખબર ગયા સ્ત્રી-બોધમાં આવી ગઇ હતી. આ પરિષદ વસો ખાતે શ્રી. સમજુબેન ગોવિંદભાઇ હા. દેસાઇના પ્રમુખપણા નીચે મળી છે, તે બહુજ આનંદની વાત છે. આ ઉપરાંત નવસારીમાં અનાવિલ મહિલા પરિષદ પણ ભરાઇ હતી. ખેડા જીલ્લામાં પાટીદાર, અને સુરત જીલ્લામાં અનાવિલો બહુ મોટી સંખ્યામાં છે. આ બન્ને કોમો જો પોતાની અંદરના સુધારાના પ્રશ્નો ઉપાડી લે તો ગુજરાતની સંસારસુધારક પ્રગતિને બહુજ સારો વેગ મળે. આ બંને કોમોમાં ખાસ વિચારવા યોગ્ય પ્રશ્નો છે, અને તેનો ઉકેલ પણ તેઓજ કરી શકે તેમ છે. ગુજરાતી સમાજ અનેક નાતોમાં વેંચાઇ ગયો છે. અને કેટલીએક નાતોમાં સામાજીક પ્રગતિ વધારે થઇ છે, એટલે બાકીની નાતોમાં અંદર અંદર સુધારાની પ્રગતિ થવી જોઇય. અને આખાએ પ્રાંત માટે નિરાળી પ્રવૃત્તિ કરવી જોઇયે, અને તેમાંથી આ જુદી જુદી પ્રવૃત્તિને વેગ મળે, તેવી ઘટના કરવી જોઇયે. સમાજ સુધારાનું કાર્ય સ્ત્રીઓ દ્વારા બહુજ સારી રીતે થઇ શકે એમ અમારૂં માનવું છે. અને આ બંને મહિલા પરિષદના ઠરાવો એ વાતની સાક્ષી પુરે છે. અમે આશા રાખીએ છીએ કે આ બંને કોમોના ઉત્સાહ ચાલુ રહેશે, અને આ પરિષદોમાં ભેગી થયેલી બહેનો વ્યવહાર સુધારા દાખલ કરશે. અમ આ સર્વ બહેનોને ખાસ વિનંતી કરીયે છીયે કે તમારી છોકરીઓને ભણાવજો અને તેમને પરણાવવાની તથા સાસરે વળાવવાની ઉતાવળ કરશો નહિ. તમારી દીકરીઓને પંદર સોળ વર્ષની ઉમર સુધી કન્યા અવસ્થાનો લાભ લેવા દેજો અને આનંદ ઉત્સાહથી તેમને ખીલવા દેજો.

* * * *

**બાળહત્યા.** મુંબઇ શહેરમાં આ વર્ષના છેલ્લી ફોજદારી સેશનમાં સાત કેસ બાળહત્યા માટે ચાલ્યા હતા. એકજ શહેરમાં ત્રણ માસની અંદર આટલા બધા બાળહત્યાના ગુન્હા પકડાય તે ઉપરથી આવા ગુન્હા કેટલા થતા હશે

તેનો ખ્યાલ સહેજ કરી શકાય છે. આમાં ગુન્હેગાર તો બાળકની માતાજ હોય છે. વિધવા અવસ્થામાં કોઇની ફસામણથી, યા તો પૈસાના લોભથી આડે રસ્તે ગયેલી, અજ્ઞાન, નિરાધાર, ગરીબ, જુવાન બાઇઓ. પોતાના અનીતિએ પ્રાપ્ત થયેલા બાળકને, લોકલાજથી બચવા માટે મારી નાંખે છે, તેઓ પકડાય છે, પોલીસના હાથમાં જાય છે, અને કચેરીએ ચઢી સજા પામે છે. એમની ક્રૂરતા માટે, એમનાં પાપ માટે તો તેઓ ધિક્કારવા યોગ્ય છે જ. પણ કોમળ માતા આવાં કાર્યો શા કારણોથી કરે છે, અને તે કારણો માટે આખાયે સમાજની જવાબદારી કેટલી છે, તે વિચાર પણ કરવો ઘટે છે. તેમજ આ અજ્ઞાન અને ઉંધે રસ્તે ગયેલી માતાઓને કેદખાના જેવાં ક્રુર અને અનીતિમય ધામોમાં મોકલ્યાથીજ આ સ્થિતિ અટકશે કે કેમ તેનો વિચાર પણ થવો જોઇએ.

* * *

**સમાજની જવાબદારી.** હિંદુસમાજમાં વિધવાલગ્નનો ઘણેખરે પ્રતિબંધ છે. તેમજ વિધવાઓ માટે એવી કાંઇ વ્યવસ્થા નથી કે તેઓ ઘેર રહીને, કાંઇક ઉદ્યમ કરીને, આબરૂથી પોતાનો નિર્વાહ ચલાવી શકે. સ્ત્રીકેળવણી પણ બહુજ થોડી છે એટલે વિધવાઓમાં મોટે ભાગે તો અજ્ઞાનજ હોય છે. તેમજ વારસાનો અધિકાર હિંદુ વિધવાને નથી. વળી બાળલગ્ન કરવાનો સર્વત્ર રિવાજ છે. આ સર્વ કારણોને લીધે નિરાધાર, બાળક અને જુવાન વિધવાઓનો ટોટો આપણા સમાજમાં નથી. અને જુવાનીને લીધે તેમજ અજ્ઞાન અને નિરાધાર અવસ્થાને લીધે અનીતિને રસ્તે પણ ચઢી જાય છે આ અટકાવવા માટે અક્ષરજ્ઞાનનો પ્રચાર થવો જોઇએ, બાળલગ્ન અટકાવવાં જોઇએ, નીતિજ્ઞાન માટે ઉપદેશકો અને કથાકારો રોકવા જોઇએ, વિધવા-લગ્નો સામેની સુગ કાઢી નાખવી જોઇએ, તથા વિધવા માટે ઉદ્યોગવર્ગો અને આશ્રમો કાઢવાં જોઇએ. જ્યાં સુધી હિંદુસમાજ આ સર્વ કાર્યો ઉપાડી નહી લે ત્યાંસુધી આ બાળહત્યાઓનું પાપ સમસ્ત સમાજને શીર રહેશે. પંઢપૂરમાં આવાં બાળકોને મારતી અટકાવવાને બાળરક્ષણ માટે વ્યવસ્થા કરેલી છે. વળી બાળહત્યા માટે જે બાઇઓને શિક્ષા થાય તેમને સામાન્ય કેદખાનામાં ના મોકલતાં કોઇ સારી સંસ્થામાં રાખવાની ગોઠવણ થાય, અને ત્યાં તેમને જ્ઞાન આપી સુધારવાના પ્રયત્નો થાય તો વધારે સારૂં. આવા પ્રયત્નો મુંબાઈ પ્રાર્થના સમાજ કરે છે. તેનું અનુકરણ ગુજરાતમાં સર્વત્ર થવું જોઇએ. ખ્રિસ્તિ લોકો આવી બાઇઓ માટે સુવાવડની વ્યવસ્થા કરી તેમનાં બાળકોને બચાવે છે. તેવી યોજનાઓ પણ ગુજરાતમાં થવી

જોઇએ. ઠાકોર, અને સિદ્ધપુરમાં આવી સંસ્થાઓ સ્થાપવાની ખાસ જરૂર છે. આ પરિસ્થિતિને પહોંચી વળવા માટે મૂળમાં સુધારો કરવાની સાથે આવાં કાર્યોની અગત્ય ઓછી નથી.

* * *

**દાનેશ્વરી દાસબાબુ.**

સ્વરાજ્ય પક્ષના નેતા તરીકે દાસબાબુનું નામ આખા દેશમાં જાણીતું થયું હતું. પરંતુ એમણે હમણા પોતાનું સર્વસ્વ દાનમાં આપ્યું છે તેથી તો તેમનું નામ ચીરકાળને માટે હિંદના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાશે. તેઓ બારિસ્ટરનું કામ કરતા હતા અને દરવર્ષે લાખ રૂપીયા કરતાં વધારે તેમની આવક હતી. પણ જ્યારે એમને લાગ્યું કે દેશસેવામાં તેમની જરૂર છે, ત્યારે તેમણે આ લાખોની કમાણીનો ધંધો મુકી દઇ દેશકાર્યમાંજ પોતાની આહુતિ આપી. વળી દેશમાટે હીંમતભર્યું કામ કરવા માટે તેમને કેદમાં પણ મોકલવામાં આવ્યા હતા. તેઓ અત્યારે સ્વરાજ મેળવવા માટે અથાગ મહેનત કરે છે. તેઓ હંમેશાં વિદ્યાર્થીઓને પૈસાની મદદ કરતા હતા. અને તેમની આવકના પ્રમાણમાં તેમણે બહુ ધન ભેગું કર્યું નહોતું. તોપણ તેમની પુંજી અત્યારે આઠ નવ લાખ રૂપીયાની હતી. હમણાં તેમણે પોતાની સર્વ પૂંજી દાનમાં આપી દીધી છે. ફક્ત દરમહિને બસેં રૂપીઆ ખર્ચના તેમને મળે તેવી ગોઠવણ રાખી છે. બાકીનાં નાણામાંથી સ્ત્રીઓ માટે કૉલેજ તથા એક મંદિર નિભાવવામાં આવશે. આવા ત્યાગી ને દેશભક્તને આપણે ખરા અંતઃકરણથી નમન કરીશું. અત્યારે તેમણે તન, મન અને ધન સર્વસ્વ પારકાને અર્પણ કર્યું છે. તેમનાં પત્ની શ્રી વાસંતીદેવી પણ આ યજ્ઞમાં તેમની સાથેજ છે. તે બંનેને પ્રભુ દીર્ઘાયુષ્ય આપે એવી આપણે અંતઃકરણથી પ્રાર્થના કરીશું.

* * *

**અભિનંદન.**

શ્રી જયાગૌરી ખાંડવાળા વૈદકની પરીક્ષામાં બીજા વર્ગમાં પસાર થયાં છે તેમને અમે અભિનંદન આપીયે છીયે. તેઓ પહેલાંજ ગુજરાતી હિંદુ બાઇ દાક્તર થયાં છે. ગુજરાતી સ્ત્રીઓને દાક્તરી મદદની બહુજ જરૂર છે. બેન જયાગૌરી આ બાબતમાં સારું ધ્યાન આપી શકશે અને સ્ત્રીઓને આરોગ્યના સંદેશ આપશે. એમ આશા રાખવી તે વધારે નથી. તેઓ એક સુધારક પિતાનાં પુત્રી છે અને પ્રગતિમય વિચારો ધરાવે છે. ગુજરાતી સમાજ એમની પાસેથી ઘણી ઘણી આશાઓ રાખે છે. અમે એ બહેનને ફરી અભિનંદન આપી દીર્ઘાયુ ઇચ્છીયે છીયે.




કાઠિયાવાડની પ્રાચીન ભવ્યતા વિશે ભાટચારણ વગેરેની દંતકથાઓ આપણને હેરત પમાડે છે. જુના જમાનામાં એ દેશ સુવિખ્યાત હશે, એમાં નવાઇ નથી. કોઇ વખત અતિવૃષ્ટિ થવાથી કોઈ કોઇ ઠેકાણે પ્રાચીન શહેરો અસ્તવ્યસ્ત થઇ ધરતી માતાની ગોદમાં લપાઈ ગયેલાં, તેનાં ખંડિયેરો જ્યારે જ્યારે જોવામાં આવે છે, ત્યારે ત્યારે એની જાહોજલાલીનો ભાસ થાય છે. ગીરના ડુંગરાવાળા ભાગમાં આવી ભવ્યતા અને પુરાણાં શહેરોના પડી ભાંગેલા ભાગો તથા પત્થર પર કોતરી કાઢેલા સ્ત્રીપુરૂષોનાં ચિત્રો ઘણે ઠેકાણે જોવામાં આવે છે.

એવા બે પાળીયા ગીરના કાંઠાને લગતા શીંગવડા નદીના પૂર્વ કિનારાથી જરા દૂર આવેલા છે. તેનું કોતરકામ એવું તો બેડોળ થઇ ગયું છે, કે તે મહામુસીબતે ઉકેલી શકાય છે. તેમાં એક ચિત્ર સ્ત્રીનું અને બીજું પુરૂષનું છે. નીચે હકીકત લખવામાં આવી છે. સંવત ૧૬૨૯ની સાલમાં આ બનાવ બન્યો હશે, એમ તે વાંચતાં જણાય છે. આ બન્ને ખાંભી સતીના પાળીયાને નામે ઓળખાય છે. અગાઉ અહીં કોઇ નગર હશે, એમાં તો શંકા નથી જ. અને ત્યાં ચદુઆણુ નામની રાજપુત શાખાનું રાજ્ય હશે; પરંતુ કાળે કરીને એ નગરનો નાશ થયો હશે. એનો ઉદયાસ્ત કયારે થયો હશે, ભસ્મીભૂત થવાનું શું કારણ બન્યું હશે, વગેરે ચોક્કસ હકીકત મળવી બહુ મુશ્કેલ છે. પણ આ પત્થરના પાળીયા ઉપરથી એટલું અનુમાન કરી શકાય છે કે, આજથી લગભગ સાડી ત્રણસેં વરસ પહેલાં ત્યાં "ચંદ" અને "જયા" નામનાં બે પ્રેમી પાત્રો થઇ ગયાં છે. તે કાયમ ખાતે યાદદાસ્ત રહે એટલા માટે તેના કીર્તિસ્તંભ રૂપી આ બે પાળીયા કરવામાં આવ્યા હશે.

ચંદ એ એક તરૂણ વયનો રાજપુત હતો. નાનપણથી તેને કુદરતી કૃતિ નિહાળવાનું વલણ હતું, જેથી ગામ કરતાં જંગલમાંજ તેને વધારે આનંદ

લાગતો, અને સાંજ તે ઘણો વખત વીતાડતો. એ ગામમાં જયા નામે એક વણિક કન્યા હતી. તરૂણ વયમાં એ ઘણી ખુબસુરત અને ફુટડી હતી. એક વખતે સાયંકાળે નદીને તીરે જળ ભરવા માટે તે એટલી જતી હતી. અંધારૂં થઇ જવાથી ઘણી ઉતાવળથી નગર તરફ પ્રયાણ કરતી હતી. તેવામાં તેની દૃષ્ટિએ ચંદ પડ્યો. ચંદને જોતાંજ તેના શરીરમાં કામબાણ વાગ્યાં અને એ પ્રેમીનું ચિત્ર એના કોમળ અંતઃકરણમાં સદાને માટે વાસો કરી ગયું. ચંદની પણ એ સ્થિતિ થઇ. ભગવાન કામદેવે જ્યારથી એકબીજાના શરીરમાં પ્રેમની ધુન મચાવી મૂકી, ત્યારથી આ બન્ને જણાં મહા વિષમ વેદનામાં સપડાયાં.

વિધિની ગતિ બળવાન છે. બન્નેની પ્રીતિ રાતદિવસ વધવા લાગી. વિયોગનું અસહ્ય દુઃખ ન સહેવાયાથી અન્તે જયાએ ભગવાન પ્રદ્યુમ્નને શિરપર ચઢાવી ચંદને કહેણ મોકલ્યુંઃ—

આવડીય કરીએ નહિ, કોઇ મોટાઇ માનવી;
પેલાંય કૉલ દઇ, રજળાવીએ નહિ રાજવી !

પત્ર હતી સાથે મોકલ્યો. વાંચી ચંદ અતિ હર્ષ પામ્યો. તેણે જવાબમાં કહેવરાવ્યુ કેઃ—

હમ તમસેં નિત જપું, રઘવાયો ફરૂં દિન રાત;
જપે હંસા સરોવર જ્યમ, સમ હું તારે કાજ.

પત્ર વાંચી જયાને કામદેવે ઘેલી બનાવી દીધી ! અને ચંદને મળવા માટે તે બહુ આતુર થઇ. પરંતુ કુદરતી ક્રમ આગળ માનવનું શું ગજુ ? નજીકના યવન રાજાની ફોજ ચઢી આવી, ઓચિંતાં ગાયોનું હરણ કરી ગઇ, જેથી તેની રક્ષા કરવા માટે બધા રાજપુતો ધસ્યા, તેમાં ચંદ પણ ગયો. એ વાતની જયાને જાણ થતાંઃ—

ખબર પડી તત્કાળ, ખગો અંગલા પઝળી;
જાણ્યું એ રખેવાળ, જાશે ચંદ સોહાગીયો.
મૂકી ઘરનાં કામ, ચાલી જળ ભરવા જયા,
જળનું લીધું નામ, મસ લઇને મળવા જયા.

દૂરથી ચંપકવરણીને આવતી જોઇ, ઘોડેસ્વાર થયેલો ચંદ એકાએક થંભ્યો. પાછળના સ્વારો પોતાથી આગળ ચાલ્યા ગયા તેની ચંદને ખબર ન રહી. પછી સાંભરી આવતાં નિસાસો નાંખી—

શિથિલ થયાં સૌ ગાત્ર ઢીલા પગ ભાંગી ગયા;
પણ પ્રેમી મળવા આશ, અંતરમાં ઉંડી જયા !

જયાએ પણ પોતાના સ્નેહીને જતો જોઇ:—

દેખી પ્રાણ સધીર, અશ્રુ ચોધારે વહ્યાં,
કાઢયાં ઉનાં નીર; ચોળી ભીંજાવી જયા.
વ્હાલા વિપરીત વાત, કે'તાં જીભ કપાય છે,
આવી મારી ઘાત, જાણી લેજે ચાંદલા!
નોતું જાણ્યું રાજ ! મશો પરદેશી પરોણલા !
બાંધત નહિ શિરતાજ ! પ્રીતલડી પરદેશીડા !

હે પરદેશ ગમન કરનાર મારા શિરતાજ ! હવે તો મારી ઘાત આવી સમજજો. વ્હાલા ! વિપરીત વાત કહેતાં મારી જીભ કપાય છે, માટે હવે તો—

જાતાં પહેલાં જાન, કાઢી લે અમ જીવડો;
પછી સુખેથી જા, તારે પંથ પરદેશીડા !

તમો મારો જીવ કાઢીને સુખેથી પરદેશ સીધાવો, એટલે મારે જોવું નહિ અને દાઝવું નહિ. પરંતુ હે પ્રેમી.

સૂરજ વિણ અરવિંદ, વ્હાલા કેમ વિકાસશે ?
તારૂં મુખડું ચંદ, જોઇ રીઝું વરણાગીયા !

એટલું તો નક્કી સમજજો કે આપનાં સૂર્યરૂપી દર્શન કરીને અરવિંદ રૂપી હું આનંદ પામું છું.

જોગી બાળે વેશ, કયા ગામના ભાગ્યમાં,
મ્હાલીશ મારા નાથ, આ અનાથને એકલડી કરી ?

હે બ્રહ્મચર્યાશ્રમમાં રહેલ, હવે તો આ અનાથને એકલી કરી કયા શેહેરના ભાગ્યોદય કરશો ?

બન્નેની આંખમાં ચોધારે અશ્રુ આવ્યાં. સ્તબ્ધ જડવત્ બેઉ થઇ રહ્યાં. થોડી વારે પોતાને ગાયોની વ્હારે જવાનું સાંભરી આવતાં ચંદ જયાને ધીરજનાં વચન કહે છેઃ—

જાણ્યું તારૂં હેત, ગાઢું છે સૌથી ખરે,
પણ વિધિએ લખ્યા લેખ, મિથ્યા તે કદિ ના થશે.
જયા ! તારે કાજ, કે' તો શિર કટકા કરૂં,
પણ રો માં મારી પ્રાણ ! જા જા હેતે, તું જયા !

મારી પ્રાણવલ્લભા, તું શા માટે દિલગીર થાય છે ? વિધિના લેખ કદ મિથ્યા થતાજ નથી.

તારો મારો સંબંધ, આજે આ પૂરો થયો,
જાણીશ નહિ હીનભાગ્ય, એ છે પ્રેમ-પરીક્ષા.
કોને નિત્યે સુખ, આઠે જામ નથી રહે,
એકલડું નહિ દુઃખ, કોને નિત્યે સ્થિર રહે?

એવી રીતનું આશ્વાસન દઇ ચંદ રવાના થયો. જયા તો ચંદ દ્રષ્ટિગોચર થયો ત્યાં સુધી જડવત્ ઉભી જ રહી.

દિવસ ઉપર દિવસ ચાલ્યા ગયા, પરંતુ એમાંથી એકના દિલમાંથી પ્રતિમૂર્તિઓ વિસરાતી નથી. ચંદ વારે વારે જયાનું સ્મરણ કરે છે. દુશ્મનની ફોજ પરાભવ પામ્યા વિના પાછા ફરવું એ રાજપૂતને છાજે નહિ એ વિચારે ચંદને રોક્યો હતો. અહીંનાં સ્મરણો પણ સાંભરી આવતાં હૃદયમાં તેના તેજ વિચારો કરે છે. અહા! નદીતટપર એ સુંદરી મેં કેવી નીહાળી!—

નદીએ ભરવા નીર, સરખી સાહેલી મળે,
શોભે કેવાં ચીર, સરખાં અંગે શોભતાં.
લટકે કાઢી લાજ ચટકે ઠમક ચાલતી,
કંઇક ભૂલે છે ભાન, જાતી જળ ભરવા જયાં.

એવી રીતે ઘડીભર વિચારે છે; ને ઘડીભર તેના અંગનું વર્ણન કરે છે.

ઉમર વર્ષ અઢાર, ફાલી વેલ્ય ચમેલીશી,
ઘોયા વિધિએ હાથ, લાવણ્યે લલિતા તણી.
મુખ પુનમનો ચંદ, ગાલ ગુલાબી સમ કળી,
ચાલે ચટકતી મંદ, લાજે ગજ વળી કેસરી.
અંગોઅંગ સુહાગ, શોભે એક થકી અધિક,
તેવો છે પોશાક, વરણાગી વનિતા તણો.

પ્રેમ એવી અજબ મોહની છે કે તેના પંજામાં સપડાય છે તે ભાન ભૂલી જાય છે. જયાની વિરહાવસ્થા ચંદ કરતાંએ અધિક વધી પડી, અને તે માર્ગે જતા આવતા મુસાફરને વારે વારે ચંદના સમાચાર પૂછતી. છેવટે એક પત્ર માર્ફતે જયાએ ચંદને પાછા ઘેર પધારવાની વિનંતિ કરી:—

આંખલડીનો સ્નેહ, વ્હાલા કદિ ન સૂકાવજો,
નિન બરસાવી નેહ, સ્નેહી હૃદય ઠળકાવજો.
પંખી, તારે કાજ વેચાણી વરણાગીયા!

* * * *

હે ચંદ ! હવે તો જલદી આવો, અને અમારા મેમાન થાઓ. અમો સ્નેહરૂપી દાન આપને આપશું. હે પંખીડા, હું તારાપર કુરબાન છું.

વિનતિ છેલ્લી આજ, સાંભળજે સુહાગીઓ;
ધરજે કેણી કાન, ઉદાસી તું ના કર્યે.

હે સુભાગી ! આટલાં મારાં વિનંતિવચન સાંભળી હવે તો જલદી આવ, અને આ તલસતા હૃદયને શાન્તિ પમાડ.

ઉત્સુકતાથી પત્ર લખી આપવાની જ્યાં રાહ જુએ છે, તેવામાં ખબર મળ્યા કે યવન દુસ્મનની જંગી ફોજની છાવણીમાંથી ગાયોને છોડાવી પાછા વળતાં મુસલમાન ફોજ સામે બહાદુરી કરતાં ચંદ રણમાં પડયો. તત્કાળ બેશુદ્ધ થઈ જમીનપર જયા ઢળી ગઇ અને ઘણુંએક આક્રંદ કરી, ભવ્ય ચહેરો ચઢાવી, પોતાના કેશ છુટા કરી જયાએ અગ્નિમાં પડતાં પડતાં કહ્યું કેઃ—

માતા બીજલ હું નમું, માગું જોડી હાથ,
જન્મોજન્મ દેજે મને, એ વર ચંદલનાથ.

જયા ઘડીભરમાં અગ્નિદેવની પ્રચંડ જ્વાલામાં ભસ્મીભૂત થઇ ગઇ, અને આ ફાની દુનીયાનો ત્યાગ કરી પોતાના વ્હાલા પ્રાણને મળવા સ્વર્ગને પંથે પળી. નગરના લોક-સમાજે આ બન્ને યુગલોની યાદગિરી ચિરસ્મરણીય રહે, એ હેતુથી કીર્તિસ્તંભ રૂપી પત્થરમાં તેની પ્રેમીમૂર્તિઓ પધરાવી.

[ "ધિ ગુજરાતી" પત્રમાંથી ઉધ્ધૃત. ]

---

# પાટીદાર કોમમાં જાગૃત થયેલી બહેનો.

સુજ્ઞ તંત્રી સાહેબ:-

આપના પત્રમાં નીચેના લેખને સ્થાન મળશે એવી આશા છે.

અમારી જ્ઞાતિના લોકો, ઘણા લાંબા વખતથી, ભારે દુઃખભર્યા અનેક જાતના રિવાજના ત્રાસની ઉંઘમાં ઉંઘે છે. તેમને—ન્યાતના બંધુઓને જાગૃત કરવાને બે પાટીદાર બ્હેનો વગર હથીયારે બહાર પડી છે. આ બહાદુર બહેનોએ લોકનિંદાની તથા પોતાનાં અદેખાં સગાંની નિંદાની પરવા કર્યા વગર પોતાની ન્યાતના ઉદ્ધાર અર્થે પોતાની જાતિનું ભલું કરવાનો સતત પ્રયત્ન ચાલુ રાખ્યો છે. આ બહેનો કોણ છે, તેની ઘણાઓને ખબર તો હશે જ. એક અ. સૌ. ભક્તિલક્ષ્મી દેસાઇ ને બીજાં સૌ. સમજુલક્ષ્મી દેસાઈ બન્ને બહેનોએ પોતાની નાતના ઉદ્ધાર-ઉન્નતિ અર્થે જે શ્રમ આદર્યો છે, તેમાં પ્રભુએ તેમને ઘણી સહાય અને સફળતા આપી છે, ને આપશે જ. જેને પોતાની જ્ઞાતિનું હીત હૈયે વસ્યું છે, તેને પ્રભુ સહાય કરે છે, ને તેમ બન્યું પણ છે.

સૌ. સમજુલક્ષ્મી બહેને પણ થોડા વખત ઉપર વિચાર કરેલો કે વડોદરામાં વસતી પાટીદાર બ્હેનોનો એક મેળાવડો વડોદરા મુકામે કરવો. તેટલામાંજ જાણે સૌ. સમજુલક્ષ્મીનો વિચાર પ્રભુએ સૌ. ભક્તિલક્ષ્મી બ્હેનના મનમાં સંચાર્યો, ને પેટલાદ મુકામે એક સભા કારતક સુદ પાંચમને દિવસે ભરી. તે દિવસે સૌ. સમજુલક્ષ્મી બ્હેન પોતાના કૌટુંબિક અડચણથી આવી શક્યાં નહિ. પણ સભાને સહાયભુત થવાને એક કાગળ લખ્યો. તે કાગળની સહાયથી બધી બ્હેનોની ઇચ્છા થઇ કે આવતી બીજી સભામાં સૌ. સમજુલક્ષ્મી બહેનને પ્રમુખ કરવાં. ને તે ઇચ્છા પ્રગટ કરી એક કાગળ વડોદરે લખ્યો. તેમાં તેના જવાબમાં બ્હેને વગર આનાકાનીએ, પોતાની સાંસારિક અડચણો છતાં, પોતાના ઇર્ષાખોર કુટુંબની દરકાર કર્યા વિના પોતે ઘણીજ ખુશીથી પ્રમુખપદ સ્વીકાર્યું, ને પોતાની ન્યાતને બીજી ન્યાતોની તુલનામાં મુકી. આ પછી દરવર્ષે સભા ભરાશે. ને આવતા વર્ષે

ભાદરણમાં ભરવાનું નક્કી પણ થયું છે. પણ પહેલી પરીષદ વખતે પ્રમુખ થઇ જેને હાથે " પાટીદાર ભગિની સમાજ " ની સ્થાપના થઇ તેનું નામ કદી પણ ભૂસાશે નહિ; પહેલી વખતે સમસ્ત કોમ કરતાં પહેલું પગલું ભરવું તેજ ખરી બહાદુરીનું ને હિંમતનું કામ છે. તે માટે સૌ. ભક્તિલક્ષ્મીને તથા સૌ. સમજુલક્ષ્મીને ખરેખરા ધન્યવાદ ઘટે છે.

## તેમનો કૌટુંબિક પરિચય.

સૌ. ભક્તિલક્ષ્મીના પતિ દરબાર શ્રી ગોપાળદાસ દેસાઇ જેઓ ઢસા ને રાયસાંકળીના રાજ્યકર્તા છે, પણ લોકહિતના કાજે જ તેમણે ફકીરી લીધી છે. ધન્ય છે તેવા વીર પુરૂષને તથા તેમનાં વીર પત્ની સૌ. ભક્તિલક્ષ્મીને, કે જેઓ લોક અપવાદને નહ ગણતાં, પોતાના પતિની મરજી પ્રમાણે ચાલી ન્યાતના ઉદ્ધાર તરફ લક્ષ આપે છે. સૌ. સમજુલક્ષ્મી બ્હેનના પતિ રા. બા. ગોવિંદભાઇ હા. દેસાઇ જેઓ વડોદરા રાજ્યના નાયબ દિવાનના માનવંતા હોદ્દા ઉપર બીરાજે છે, તેઓ પણ વિદ્વાન ને બાહોશ લોકપ્રિય અમલદાર છે. સૌ. સમજુલક્ષ્મી બ્હેન તેમનાં પત્ની છે. બન્નેના પિતા સંસ્કારી છે, ને બન્ને બ્હેનો વિરસદનાં જ રત્નો છે. તે માટે અમે ઘણા મગરૂર છીએ. પ્રભુ આ હિંમતથી બહાર પડેલી બન્ને બ્હેનોને, તેમનામાં છે તેથી પણ વધુ હીંમત આપો ને સહાય કરો તેવું ઇચ્છી હું મારૂં લખાણ બંધ કરૂં છું.

અમારી ગરીબ પણ મોટાઇમાં તણાતી ન્યાત હાલ નહિ તો ભવિષ્યે આ બ્હેનોને આશીષ દેશે જ; પરંતુ અત્યારે તો મોટાઈનો સડો ઉંડો પેઠેલો છે એટલે નીચા થવાની બ્હીકથી કાંઇ બોલાતું નથી. થોડા વખતમાં સભાસદ બનાવવા દરેક ગામમાં સભાઓ ભરાશે. તેમાં આશા છે કે સર્વે બ્હેનો તેમજ ભાઇઓ પોતાથી બનતું પોતાની ન્યાતના ઉદ્ધારઅર્થે કરશે જ.

પ્રભુ આ બ્હેનોને દીર્ઘાયુષી કરો અને તેમના પગલે ચાલવા અમારી જ્ઞાતિની બીજી અનેક બ્હેનોને હિંમત તથા બળ આપો.

એક પાટીદાર બંધુ.

## ગાંઠનાં ગોપીચંદન!

**બાર આનાના પુસ્તક પર બાર આના.**
**રાષ્ટ્રીય વિષયો પર પ્રકાશ પાડતું નવુંજ પુસ્તક—**
**લાલાજીનું રાજકીય**

## "તત્વજ્ઞાન."

મહાન દેશભક્ત લાલા લજપતરાય હાલની રાજકીય ચળવળપર ગહન વિચારો રજુ કરે છે. જેમાં અસહકાર એટલે શું? હીન્દુ મુસલમાનોનો નિવેડો શી રીતે આવે? ધ્યેય અને વ્યવહારીક્તા, આપણું કાર્ય, પ્રકીર્ણ વિચારમાળા, એવા અનેક વિષયોથી ભરપુર ગ્રન્થ.

હાલની ચળવળનો અભ્યાસ કરતા દરેક ગુજરાતી દેશબંધુને આ પુસ્તક વાંચી જવાની ખાસ જરૂર છે. તેમાંથી ઘણુંએ જાણવાનું અને જોવાનું મળશે.

અમેરિકા, જાપાન અને તુર્કસ્થાનમાં લાલાજી માટે કેટલો ઉંચો અભિપ્રાય છે એ આ પુસ્તક ઉપરથી સમજાશે.

**બ્રીટીશ સલ્તનત આ વીર કેશરીની ત્રાડથી શા માટે ધ્રુજે છે એ આ પુસ્તક બતાવશે.**

સુંદર એન્ટીક કાગળો, ફાંકડું ગેટ અપઃ કીં. બાર આના.

આ પુસ્તકનો બહોળો ફેલાવો થાય તે ખાતર પ્રજામાં અતિ પ્રિય થઇ પડેલી ચાલુ સાલની મોટી ડાયરી

**નેશનલ યાને સ્વરાજ્ય ડાયરી**

(બાર આના વાળી) ભેટ.

આ ડાયરીના પાને પાને દેશની વાતો અને હૃદયને અસર કરનારાં દેશભક્તોનાં વચનામૃતો છે. એ શિવાય અનેક પ્રકારની ઉપયોગી બાબતોથી ભરપુર છે. લખોઃ—

**વર્ધમાન એન્ડ સન્સ.**
પાયધુની, મુંબઈ નં. ૩.

"શ્રીબોધ"નો બાળવિભાગ

# બાળક.

પુસ્તક ૬ ઠું.] જાન્યુઆરી, ૧૯૨૫. [અંક ૧ લો.

## બાલકની પ્રાર્થના.

સૂતાં—

ઓ ઈશ્વર હું માગું છું જોડીને બે હાથ;
હસતાં રમતાં જે થયાં મુજથી આજે પાપ.
જેમ કરે છે બાપુજી મારી ભૂલને માફ;
તેમ પ્રભુજી માહરાં કરજે પાપ તું માફ.
સુવાડીને સોડમાં રક્ષણ કરે છે માત;
તેમ સુવાડી નિંદમાં રક્ષા કરજે તાત.
પણ સૂરજની પ્હેલ જો પ્રભુજી હુંથી ઊઠાય;
તો તો બાપુજી કને મુજથી પાઠ કરાય.

ઊઠતાં—

રક્ષણ કર્યું તેં ઉંઘમાં તે તારો ઉપકાર;
શી રીતે ભૂલું પ્રભુ ! જેનો નથી કાંઇ પાર.
'આજે આખા દિવસમાં થાય ન મુજથી પાપ';
માગું છું પ્રીતે પ્રભુ ! એવી બુદ્ધિ આપ.
ચોંટે ચિત્ત ભણવા વિષે જુઠું નવ બોલાય;
તો બાપુ ને માડી બે મનમાં રાજી થાય.
માટે માગું છું પ્રભુ ! નિર્મળ રાખ તું મન;
ત્હારા મધુરા નામને ભૂલું નહિ કો દન.

મણિલાલ કાલિદાસ ભટ્ટ.

# સિંહાસન બત્રિસીની વાર્તાઓ.

[ બાળકો માટે લખનારઃ—કેશવપ્રસાદ છો. દેસાઈ. ]

## ૧૮–વિક્રમચરિત્રની વાર્તા.

સિંહકા નામની પુતળી બોલે છે, અને રાજા ભોજ સાંભળે છે.

એકવાર ઉજ્જન નગરીમાં જાત્રાળુઓનું એક ટોળું આવી પહોંચ્યું. તેઓ ઘણુાયે તીરથો કરીને ત્યાં આવ્યા હતા. તેમણે દૂર દૂર સુધી વિક્રમરાજાનાં વખાણ સાંભળ્યાં હતાં. એટલે એમના દર્શન કરવાનું તેમને મન થયું. સારો રાજા તે પણ તીરથ જેવો છે, અને તેના દર્શનથી પણ પૂણ્ય થાય છે, એમ તેઓ માનતા હતા તેથી તેઓ દરબારમાં ગયા. તેમના આવવાનું કારણ જાણી વિક્રમરાજાએ તેમની બહુ સરભરા કરી, અને તેથી જાત્રાળુઓ આનંદ પામ્યા. તેઓએ પોતાનો જાત્રાનો અનુભવ બહુ રસભરી રીતે કહ્યો. તેથી વિક્રમરાજાને પણ આનંદ થયો.

આ જાત્રાળુઓના ગયા પછી વિક્રમરાજાને પણ જાત્રાનો અનુભવ લેવાનું મન થયું, અને તેથી તેમણે પ્રધાનને રાજકારભાર સોંપ્યો, અને એક રાત્રે જાત્રાળુનો વેશ લઈને ગુપચુપ ચાલ્યા ગયા. આ વેશમાં તે બહુ બહુ ફર્યા, અને બહુ દેશ જોયા અને મોટી મોટી જાત્રાઓ કરી. ફરતા ફરતા તે કરનાટકમાં આવ્યા. ત્યાં એક ગામમાં, બજારમાં, એક વાણીયાની નાની સરખી દુકાન હતી ત્યાં તેમણે બેસવાની રજા માગી. વાણીયાને કાંઈ બહુ વેપાર નહોતો. પણ આ જાત્રાળુ દુકાને બેઠા એટલી વારમાં તો હુજ ઘરાકી થવા માંડી. એથી વાણીયાના

મનમાં આવ્યું કે આ કોઈ સારાં પગલાંનો માણસ છે, અને તેથી તેણે જમવા માટે તે જાત્રાળુને આગ્રહ કર્યો. ત્યારે રાજા બોલ્યા કે ભાઇ, મારે તો નવરાત્રના અપવાસ કરવા છે. તે જો તું મને આઠ દિવસનો ઉતારો આપે, તો તારે ત્યાંજ દેવીની સ્થાપના કરૂં. આ સાંભળી પેલા વાણીયાને બહુ આનંદ થયો. એને ઉતારાની સગવડ કરી આપી. વાણીયાનું ઘર દુકાનના પાછલા ભાગમાંજ હતું. જાત્રાળુને તેણે દુકાનની પાછળ એક ખુણામાં વાસ આપ્યો.

જેટલા દિવસ રાજા ત્યાં હતા, એટલા દિવસ તે વેપારીને બહુજ લાભ થતો ચાલ્યો. એના છોકરાનો વિવાહ બહુ સારે ઘેર થયો, અને આઠ દિવસમાં એક વરસ જેટલી કમાણી થઇ ગઈ. પણ તેને એક દુખ હતું. એની છોકરી ઉમર લાયક થઇ ગઇ હતી, પરંતુ તેનું સગપણ થયું નહોતું. બાપ વિવાહની વાત કરે એટલે તે છોકરી વર નાપસંદ કરે. રાજા આવ્યાના આઠમે દિવસે માબાપ તે છોકરીને બહુ સમજાવતા હતા પણ તે માનતી નહોતી. આ ઉપરથી એની ભાભીએ મેણું માર્યું કે તું તો રાજા વિક્રમને વરવાની હોઇશ ! તેથી તને બધા નાપસંદ પડે છે. આ સાંભળી તે છોકરી બોલી કે, હા. મેં રાજાને જોયા નથી, પણ હું આજથી એમનેજ વરી ચુકી છું. આ વાત વિક્રમરાજા સાંભળતા હતા. પણ તેઓ કાંઈ બોલ્યા નહિ. એમણે વિચાર્યું કે હવે મારે અહિંથી ચાલ્યા જવું જોઇયે. તે રાત્રે ચાલ્યા જવાનો પોતે નિશ્ચય કર્યો, અને તેથી રાત્રે ઉંઘ્યા નહિ. અડધી રાત થઇ ત્યારે પેલી વાણીયાની છોકરી, છાનીમાની ઘરમાંથી ચાલી. તે ક્યાં જાય છે તે જોવાનું રાજાને મન થયું, અને તેથી તે પણ તેની પાછળ ચુપચુપ ચાલ્યા.

પેલી છોકરી તો ગામ બહાર એક કુવા આગળ ગઇ અને તેમાં પડવાની તૈયારી કરવા માંડી. આ જોઇ વિક્રમરાજા એકદમ ત્યાં આવ્યા, અને પૂછ્યું કે, બાઇ ! તું અહિં શું કરે છે?

ત્યારે તે બોલી કે, તું તારે રસ્તે જા. મારે તો હવે મર્યા વગર છુટકો નથી. હું મારા મનથી રાજા વિક્રમને વરી ચુકી છું, પણ એ કાંઇ મને વરે નહિ, અને હવે બીજાને હું કદી પરણું નહિ. માટે આપઘાત કરીને હું તો મરી જઇશ. એમ કહીને તેણે પડતું મૂકવા માંડયું. પણ વિક્રમરાજાએ એકદમ તેનો હાથ ઝાલ્યો અને તેને બચાવી લીધી. આ ઉપરથી તે બાઈ બહુ ગુસ્સે થઈ. તેણે કહ્યું કે પરપુરૂષે મારો હાથ ઝાલ્યો એટલે મને બહુજ પાપ લાગ્યું. આમ કહી તેણે કલ્પાંત કર્યું અને ફરી કુવામાં પડવા મંડી. આ જોઇ વિક્રમરાજાયે કહ્યું, બાઇ, તારો પુરપુરૂષે હાથ નથી ઝાલ્યો. હું પોતેજ વિક્રમ છું. આટલું કહી તેણે પોતાની નિશાનીઓ આપીને બાઇની ખાત્રી કરી આપી.

આ હકીકત જાણીને બાઈને બહુજ આનંદ થયો. પણ વિક્રમરાજાએ કહ્યું કે મારાથી અહિં રહેવાય તેમ નથી. હજી તો મારે જાત્રા બાકી છે. છેવટે તે બંને જણે નક્કી કર્યું કે અત્યારે ગાંધર્વ લગ્ન કરી દેવું અને વહાણું વાતાં રાજાએ ચાલ્યા જવું. રાજાએ વળી આગ્રહ કર્યો કે મારૂં નામ તારે કોઈને કહેવું નહિ. તે રાત બે જણાયે ભેગી ગાળી. ઘરમાં કોઈયે જાણ્યું નહિ. અને વહાણું વાતાં તે જાત્રાળુ સાની રજા લઇને ચાલ્યો ગયો. પેલી છોકરીને તેણે એક ચીઠી અને સો મોહોરો આપી અને જણાવ્યું કે તને દુઃખ પડે ત્યારે આ ચીઠી મને મોકલાવજે.

રાજા વિક્રમ તો જાત્રાળુને વેશે ત્યાંથી ચાલી નિકળ્યો. બધે દેશ દેશાવર ફરતાં ફરતાં આ બધી વાત પણ તે ભૂલી ગયો. લાંબે વખતે તે પોતાને ઘેર ગયો, અને રાજકાજમાં તેણે જીવ ઘાલ્યો. અહિં પેલી વાણીયાની છોકરી તો મનમાં બહુજ મલકાતી હતી, અને આનંદમાં દહાડા ગાળતી હતી. વખત જતાં માલૂમ પડ્યું કે એ છોકરી બેજીવવાળી છે. આ ઉપરથી તેનાં માબાપ બહુજ ગુસ્સે થયાં; અને ફજેતીમાંથી બચવા માટે તેમણે છોકરીને ઘરમાંથી કહાડી મુકી. છોકરીનું મન પવિત્ર હતું એટલે તે પેલી ચીઠ્ઠી અને સોનામહોરો લઇને ચાલી ગઈ.

પૈસાના જોરથી તેણે એક ઘર ભાડે રાખ્યું અને એક બાઇને નોકરીમાં રાખી. વખત થતાં તેને છોકરો આવ્યો. તે બહુજ રૂપાળો હતો. તે રાજાનો કુંવર છે, એમ જાણી તેની મા તેને બહુજ કાળજીથી ઉછેરતી હતી. તે મોટો થતાં તેને નિશાળે મૂકયો. તેનું રૂપ અને હોંશીયારી જોઈને બધાજ તેના ઉપર ખુશ થતાં હતાં. પણ પાછળથી તેને નબાપો કહી, તેથી મશ્કરી કરતાં હતાં. એક દિવસ નિશાળમાં તકરાર થતાં, બીજા છોકરાઓએ તેને મોઢામોઢ મેણાં માર્યાં અને નબાપો કહીને ચીઢવ્યો. આ ઉપરથી તેણે પોતાની મા સાથે જક કરી, અને પોતાનો બાપ કોણ છે, તે જાણવા માંગ્યું. આ વખતે તે ચૌદ વર્ષનો હતો. એની માએ એને બધી વાત કહી અને પેલી ચીઠી બતાવી. અને કહ્યું કે ભાઈ તે રાત પછી મેં રાજાજીના સમાચાર જાણ્યા નથી. હું તો જાણતીયે નથી કે એમનું ગામ કયાં આવ્યું. તું હમણાં બે વર્ષ હજી થોભી જા, અને પછી આ ચીઠ્ઠી લઇને રાજાજીને મળજે. પછી આપણું નશીબ હશે, તો આપણી સ્થિતિ ફેરવાશે અને મહેણું પણ ટળશે.

આ બધી વાત જાણીને તે બાળકને બહુ જ આનંદ થયો. તેણે પોતાનું નામ વિક્રમચરિત્ર રાખ્યું, અને તે દિવસથી રાજકુંવર જેવાજ બધા વિચાર કરવા માંડયા. વળી યુદ્ધકળા પણ તે શીખવા લાગ્યો. બે વર્ષમાં તો તે બહુજ હોંશીયાર બની ગયો. એક રાજાના કુંવરને છાજે તેવી બધીજ કેળવણી તેણે લીધી, અને રૂપ તો હતું જ. પોતાની કેળવણી પૂરી થઇ, ત્યારે વિક્રમચરિત્રે પોતાની માને કહ્યું કે હું હવે ઉજ્જન જઉં છું, અને ત્યાં રાજાજીને મળવા પ્રયત્ન કરીશ. પછી તમને તેડવા આવીશ.

કેટલેએક દિવસે તે ઉજ્જન પહોંચ્યો. પહેલાં તો એણે ગુપચુપ તપાસ કરવાનું નક્કી કર્યું. કારણ કે કદાચ એક વાર રાજા જો પોતાનો નકાર કરે તો કામ કપરૂં થઈ જાય. અને વળી જો ઢોંગી ઠરાવે તો બહુ સજા થાય. માટે બધું કામ કળથી કરવાનું હતું. તે આમ વિચાર કરતો કરતો શહેર બહાર રાજાની વાડીમાં

એક ઝાડ તળે બેઠો હતો તેવામાં રાજાની માલણ ફુલ વિણવા ત્યાં આવી. તેણે આ જુવાનના મોં ઉપર તેજ જોયું. તેને લાગ્યું કે આ કોઇ રાજવી છે. પછી તે તેની પાસે આવી અને પૂછયું: ભાઇ, તમે કોઇ પરદેશી લાગો છો માટે જો ઉતારો જોઈ તો હોય તો ખુશીથી મારે ઘેર પધારો. તમે મને તમારી બેન જાણજો. વિક્રમચરિત્રે કહ્યું કે, હું અજાણ્યો તો છું પણ મને તમારે ઘેર લઇ જવામાં કદાચ જોખમ ખેડવું પડશે. મારે દરબારમાં કામ છે, અને કદાચ રાજાની ઇતરાજી પણ થાય તેવું છે. માટે મને નોતરૂં આપતાં પહેલાં જરા વિચાર કરજો. આનું નિખાલસપણું તથા બોલવાની છટા જોઇને તે માલણ અંજાઇ ગઇ. અને બોલી કે, મેં તો તમને ભાઇ કહ્યા છે એટલે હું તો તમારે પડખે જ છું. વળી મહેમાન તો દેવ સમાન ગણવાના છે. એટલે ભલેને ગમે તે થાય પણ હું તો તમારાજ પક્ષમાં રહીશ, માટે ખુશીથી મારે ઘેર તમે ચાલો.

વિક્રમચરિત્ર પેલી માલણને ઘેર ગયો, અને હવે આગળ કામ કેમ કરવું તેના વિચાર કરવા માંડયો. આટલે વર્ષે વિક્રમ રાજાને જુની વાત યાદ હોય તે તો અસંભવિત હતું. વળી એક વાર જો રાજા પોતાને ધુતકારી કાઢે તો જીવવું પણ ભારે પડે. માટે પહેલાં કાંઇ પરાક્રમ કરી બતાવવું જોઇયે, અને પછી રાજાને પોતાની ઓળખાણ આપવી. આમ તેણે મનમાં નક્કી કર્યું.

પછી તેણે એક કાગળ વિક્રમરાજાને લખ્યો. તેમાં જણાવ્યું હતું કે હું આ રાજનો હકદાર વારસ છું. મારો હક્ક સ્વીકારવાનો ઢંઢેરો આવતી કાલે તમે બહાર પાડજો. નહિ તો હું તમારી સામે બારવટું લઈશ, અને તમને તથા તમારી પ્રજાને પીડીશ. આ પત્ર તેણે માલણને આપ્યો, અને કહ્યું કે વિક્રમરાજા જાણે નહીં તેમ તે એમના હાથમાં જવો જોઇયે. માલણે તેમ કરવાની કબુલત આપી.

માલણે પોતાની હોંશીયારીથી ફુલની જોડે પેલો કાગળ દરબારમાં મૂકી દીધો, અને તે રાજાના હાથમાં આવ્યો. ભર-

દરબારમાં તે કાગળ વંચાયો. રાજાને તે સાંભળી આગ ઉઠી. અને કહ્યું કે આ લખનારને જે પકડી લાવશે તેને હું મોટું ઇનામ આપીશ. આ સાંભળી સહદેવ અને મૂળદેવ નામના બે પંડિત ભાઈયોએ તેને પકડવાનું બીડું ઝડપ્યું. તેજ દિવસે રાજાએ ગામમાં દાંડી પીટાવી કે કોઇ એક બારવટીયો ગામમાં આવ્યો છે, માટે લોકોએ સાવધાન રહેવું અને રાત્રે આઠ વાગ્યા પછી બહાર નિકળવું નહીં. જે બહાર નિકળશે તેને પંડિત સહદેવ અને મૂળદેવ બારવટીયાંના મળતીયા તરીખે ગણીને પકડશે.

માલણે આ બધી હકીકત વિક્રમચરિત્રને જણાવી, અને કહ્યું કે ભાઈ આજે તમે રાત્રે બહાર જશો નહીં. વિક્રમચરિત્રે તો પોતાની યુક્તિનોજ વિચાર કર્યો. રાત્રે માલણ સુઇ ગયા પછી તેણે એક સ્ત્રીનો વેશ લીધો અને હાથમાં પૂજાની સામગ્રી લીધી. પછી સહદેવ મૂળદેવના ઘર પાસે તે ગયો. ત્યાં સહદેવ ઉભો હતો—તેણે કહ્યું કે બાઇ તું આજ રાત્રે કેમ નીકળી છું? તને રાજાના ઢંઢેરાની ખબર નથી? ત્યારે તેણે કહ્યું: મને ખબર તો છે, પણ રોજ રાત્રે શીવજીની પૂજા કરવાનું મારે વરત છે, અને આજે ઢંઢેરાને લીધે મારો નોકર મારી સાથે ના આવ્યો તેથી મારે એકલાં નિકળવું પડયું. આમ વાત ચાલતી હતી એટલામાં મૂળદેવ ત્યાં આવ્યો. બંને ભાઈઓએ આ સ્ત્રીને રાત્રે એકલી જોઈને તેની મશ્કરી કરવા માંડી, અને તે સ્ત્રીએ પણ તેમની સાથે રમત શરૂ કરી. પછી તેમણે બારવટીયાની વાત કાઢી. પેલી બાઈ કહે કે તમારા હાથમાં તે આવે તો તમે શું કરો? આ સાંભળી બંને ભાઇઓએ પોતાની બડાશો શરૂ કરી. અને જાણે બે બારવટીયા હોય, અને આમ આવે તો અમે આમ કરીએ, એમ કહેતાં કહેતાં તેમણે દોરડાવતી એક બીજાના હાથ બાંધ્યા અને પગ પણ બાંધ્યા. આ જોઈને પેલી બાઇયે રમતમાં ને રમતમાં દોરડાની ગાંઠાને ખૂબ મજબુત કરી, અને પછી બંનેને એક થાંભલા સાથે કકડાવીને બાંધ્યા. પેલાઓને દુઃખ થવા માંડયું એટલે તેમણે કહ્યું કે હવે મશ્કરી રહેવા દે અને અમને છોડી નાંખ. ત્યારે વિક્રમચરિત્રે

બતાવ્યું અને કહ્યું કે હુંજ બારવટીયો છું. આમ કહીને પેલા બે જણાને મોંયે મેશ ચોપડી. પછી તે રાજદરબારે ગયો અને કહ્યું કે મને સહદેવ અને મૂળદેવે મોકલ્યો છે. એમણે બે બારવટીયાને પોતાના ઘર આગળ બાંધ્યા છે માટે તમે જઇને એ લોકોને અહિં પકડી આણો. રાત્રે ને રાત્રે ચોકીદારો ભેગા થયા, અને તેમના હોહાટથી ગામના લોકો પણ જાગ્યા. મોટાં મોટાં ટોળાં બારવટીયાને જોવા ગયાં. અને તેમના અવાજની ગરબડમાં પેલા લોકો કાંઈ બોલતા હતા તે પણ સંભળાયું નહીં. બધા લોકો મારતા મારતા પેલા બારવટીયાઓને ગામમાં ફેરવી દરબારમાં લઈ આવ્યા. સવાર થતાં તો પેલા બે જણા ઓળખાયા. વિક્રમરાજાએ તેમને છુટા કરાવીને બધી હકીકત પૂછી. બધું જાણ્યા પછી પેલા બારવટીયા ઉપર તેમને ક્રોધ ચઢ્યો અને તેને પકડી લાવનારને ફરી પાછું મોટું ઈનામ આપવાનું જાહેર કર્યું.

આ વખતે લલો અને પતો એ નામના બે મીઠાઈવાળાઓએ એ કામ માથે લીધું. આ બે બહુજ હોંશીયાર ભાઇઓ હતા અને રાજાના માનીતા હતા. બીજે દિવસે આ હકીકત માલણે વિક્રમચરિત્રને જણાવી. ફરી પાછો રાત્રે બહાર ના નિકળવાનો ઢંઢેરો પીટાયો, અને રાત પડતાં ગામમાં સમશાન જેવી શાંતિ ફેલાઈ ગઈ. બધું શાંત થયા પછી વિક્રમચરિત્ર એક દૂર દેશના મુસાફર જેવો વેશ લઇને ચુપચુપ નિકળ્યો, અને તેણે મીઠાઇવાળાની દુકાને જઈને બૂમો પાડવા માંડી. તેણે કહ્યું કે ભાઇ હું પરદેશી મુસાફર છું, ત્રણ દિવસનો ભૂખ્યો છું, માટે મને થોડી મીઠાઇ આપો, અને જે પૈસા થાય તે લ્યો. પેલા મીઠાઇવાળાઓએ તો જાળીનાં બારણાં બંધ કરી દીધાં હતાં. તેમણે કહ્યું કે તને ઢંઢેરાની ખબર નથી? તું ચાલ્યો જા. નહી તો તને પકડવામાં આવશે. ત્યારે પેલો કહે કે, ભાઇ, તું મને ખાવાનું આપ એટલે જલદી ચાલ્યો જઇશ. મીઠાઇવાળો કહે કે તું પહેલાં પૈસા આપ તો ખાવાનું આપું. છેવટે એમ ઠર્યું કે એક હાથે પેલો પૈસા આપે અને બીજે હાથે ખાવાનું લે. એણે તો ખૂબ ખાવા માંડ્યું. લલો અને પતો બે જણાયે મીઠાઇ આપવા માંડી અને

આ મુસાફર પૈસા આપે. છેવટે એણે બંનેનો એક એક હાથ ચાલાકીથી જાળીની બહાર લઇ બાંધી દીધો અને પછી તેમને સળીયા સાથે સખત બાંધ્યાં. અને જણાવ્યું કે હું જ બારવટીયો છું. એમ કહી તે ચાલી નિકળ્યો. બીજે દિવસે સવારે બધા લોકોએ આ બે મીઠાઇ વાળાનું ફારસ જોયું અને તેમની બહુ ફજેતી થઇ.

ત્રીજે દિવસે તો રાજાએ પોતેજ બારવટીયાને પકડવા જવાનો નિશ્ચય કર્યો. લોકો તો બધાં રાત પડતાં ઘરમાંજ ભરાઈ ગયાં. વિક્રમરાજા ગામબહાર હરસિદ્ધ માતાની પૂજા કરવા અને તેમનો આશીર્વાદ લેવા એકલાજ ગયા. વિક્રમચરિત્ર આજે બહુજ સાવધાન હતો. એને રાજાનો ડર હતો, અને તે શું કરતો હતો તેની પૂરી તપાસ રાખતો હતો. જ્યારે તેણે જોયું કે રાજા એકલા જાય છે, ત્યારે તે છુપાતો છુપાતો તેમની પાછળ ચાલ્યો. રાજા હરસિદ્ધ માતાના મંદિરમાં ગયા, અને ત્યાં જઈ તેમણે સમાધી ચઢાવી. આ લાગ જોઇને વિક્રમચરિત્રે મંદિરનાં બારણાં બંધ કરી દીધાં, અને બહાર છુપાઇ રહ્યો. રાજાની સમાધી પુરી થઇ, એટલે બારણું ઉઘાડવા આવ્યા, પણ બંધ જોઈ બુમો પાડવા માંડી. એટલે વિક્રમચરિત્રે કહ્યું કે રાજાજી આજે તો આપ ચોર થઇને પુરાયા છો. હવે મને જ્યારે પકડશો ત્યારે ખરા. એમ કહી એ ચાલ્યો ગયો. અને દરવાનને જઈને કહ્યું કે રાજાજીએ મને મોકલ્યો છે અને કહ્યું છે કે બારવટીયાને હરસિદ્ધ માતાના મંદિરમાં પકડીને કેદ કર્યો છે. માટે પ્રધાનજીને લશ્કર લઇને ત્યાં મોકલો. પ્રધાનજી લશ્કર લઇને ગયા. સાથે ગામ લોક પણ બહુ ગયાં, અને વિક્રમરાયની જે બોલાવી. પરંતુ ત્યાં તો રાજાનેજ પુરાયલા જોઈને બધા ખસીયાણા પડયા.

પણ રાજાજીએ હવે બીજે દિવસે તો તેને પકડવાનો પાકો નિશ્ચય કર્યો. આજે પેલો બારવટીયો પોતે ગામ બહાર નદી કીનારે બેઠો હતો. આજે શી યુક્તિ કરવી તેના વિચારમાં તે હતો. એટલામાં તેણે દૂરથી ઘોડાના પગલા સાંભળ્યા. એણે ધાર્યું કે રાજાજી આ તરફજ આવતા લાગેછે. આસપાસ નજર નાંખતાં એણે એક સફેદ ધોળેલો ઘડો જોયો. તે લઈને તેણે નદીમાં વહેતો મૂકયો, અને પછી

પોતાનાં કપડાં કાઢી ભીનાં કરીને મૂકયાં. અને મોટી બુમ પાડી કે કોઈ આવો-મદદ કરો. આ સાંભળીને વિક્રમરાજા, જેઓ પોતેજ પેલા ઘોડા ઉપર હતા, તે ત્યાં આવ્યા: પેલાએ કહ્યું કે મહારાજ, હું તો ધોબી છું. મારાં કીમતી લુગડાં લઈને પેલો બારવટીયો નાઠો છે. મેં બુમ પાડી એટલે તે પાણીમાં પડયો અને સામે તીરે જાય છે. એમ કહીને એણે પેલો સફેદ ઘડો રાજાને બતાવ્યો. રાજા પણ વિચાર કર્યા વિના બારવટીયાને પકડવાની લાયચે ઘોડેથી ઉતરી નદીમાં પડયા. એટલે વિક્રમચરિત્ર રાજાના ઘોડા ઉપર ચડી બેઠો, અને પૂરપાટ ઘોડો દોડાવી મૂકયો. રાજાએ તરતજ ઘડો જોયો એટલે પોતે ફસ્યો એમ જાણી લીધું. બારવટીયાએ જઈને પહેરેગીરને ખબર આપી કે રાજાએ નદી કીનારે ચોર ઝાલ્યો છે, અને એમનો ઘોડો આપી મને કહેવા મોકલ્યો છે. આ સાંભળી વળી પાછા ગામ. લોક અને લશ્કર નદી કીનારે ગયાં. અને પહેલાંનીજ પેઠે બની-ખસીયાણા પડી-બધાં પાછાં ફર્યાં.

હવે તો રાજા પેલા બારવટીયાની ચતુરાઈ જોઈ આનંદ પામ્યા. તેમણે બીજે દિવસે રાજાએ જાહેરનામું બહાર પાડયું. તેમાં તે બારવટીયાને અભય વચન આપ્યું કે તને કાંઇ પણ સજા કરવામાં આવશે નહીં. તું ચોર નથી પણ ચતુર નર છું. માટે તું દરબારમાં આવ અને તારે જે જોઈતું હોય તે કહી દે. આ સાંભળી વિક્રમચરિત્રે સુંદર કપડાં પહેર્યાં, અને પૂરા ઠાઠથી દરબારમાં ગયો. જઈને તેણે રાજાને નમન કર્યું. અને જણાવ્યું કે હુંજ આપનો બારવટીયો છું. એમ કહી તેણે પેલો કાગળ રાજાજીના હાથમાં મૂકયો. રાજા આ માણસનું રૂપ જોઈને આનંદ પામ્યા હતા, તેના પરાક્રમથી અંજાયા હતા, અને તેમાં પોતાના હાથનો આ કાગળ જોયો. બહુ જુની વાત તાજી થઈ અને વિક્રમચરિત્રને નિરખીને જોયો. પછી તેને પાસે બોલાવીને બધી હકીકત પૂછી. એટલે તેમની ખાત્રી થઇ કે આ પુત્ર તો મારોજ છે. પોતાનો પુત્ર આવો ચતુર થયો છે એમ જાણી તેમને આનંદ થયો. અને પછી તેમણે બધે જાહેર કર્યું કે આ મારો પુત્ર છે. આથી ગામમાં બધે આનંદ આનંદ થઇ રહ્યો.

આ સમયે એક દુઃખી માણસ દરબાર પાસે ઊભો હતો. રાજાએ તેને જોયો અને બધા આનંદમાં હતા, ત સમયે તેને શોક શેનો હતો તે પૂછયું. બહુ આનાકાની પછી તેણે પોતાની વાત કહી. તે બોલ્યોઃ હું પ્રલવપુરીનો શેઠ છું. મારે ઘેર બહુ ધન છે, પણ મને છોકરો નહોતો. પુત્ર મેળવવા માટે મેં બહુ દાન કર્યાં. અંતે એક સાધુએ કહ્યું કે જો તું ગામમાં તળાવ ખોદાવે તો તને પુત્ર થાય. આ ઉપરથી મેં મોટું તળાવ ખોદાવ્યું અને તેમાં ઘણું જળ ભરાયું. બીજે વર્ષે મારે ઘેર છોકરો આવ્યો. પણ છોકરાનો જન્મ થતાંજ તમામ જળ સુકાઇ ગયું. તેથી ગામ લોકો છોકરાને બહુ શ્રાપ દે છે, અને પાણીનું દુઃખ જોઇને મને બહુ લાગી આવે છે. મેં સિદ્ધ લોકોને પૂછયું ત્યારે તેઓ કહે છે કે જો કોઇ બત્રીસ લક્ષણા પુરૂષનો ભોગ તળાવમાં અપાય તો ફરી પાણી આવે. એ જાણીને મને બહુ દુઃખ થયું છે અને તેથી હું ગામ અને ઘર તજીને ફરતા ફરૂં છું.

આ વાત વિક્રમ અને વિક્રમચરિત્ર બંનેએ સાંભળી અને વિક્રમચરિત્ર બોલ્યો કે, જો મારો ભોગ આપવાથી કામ સરતું હોય તો હું તૈયાર છું. આ સાંભળી વિક્રમરાજાએ તેને બહુજ ધન્યવાદ આપ્યો. અને બીજે જ દિવસે બાપ દીકરો પેલા માણસની સાથે પ્રલવપુરી ગયા. વિક્રમચરિત્રનો વધ કરવાનું કામ વિક્રમરાજાને જ માથે આવ્યું અને તેમણે તે આનંદથી કરવા માંડયું. પરંતુ તરવાર ઉપાડતાંજ તળાવમાંથી દેવી પ્રકટ થયાં અને બોલ્યાં કે ફક્ત લોહીનું એક જ ટીપું નાખવાથી તમારૂં કામ સરશે. ટીપું લોહી નાખતાંજ સરોવર ભરાવા માંડયું. દેવીએ કહ્યું કે હું શીતળા માતા છું અને તમારો ત્યાગ જોઈ ને તમારા ઉપર પસંદ થઈ છું. આજે શ્રાવણ વદ સાતમ છે. તે દિવસે જે કોઈ મારી પૂજા કરશે તેને બહુ સુખ મળશે અને તમે પણ સુખી થશો. આ પછી રાજા અને કુંવર ઉજન ગયા. અને કુંવર પોતાની માને તેડી લાવ્યો અને બધાંએ બહુ સુખ ભોગવ્યું.

આ વાત કહીને એ પુતળી બોલી કે, આવાં પરમાર્થનાં જે કામ કરે તેજ આ સિંહાસન ઉપર બેસી શકે. આટલું કહીને તે પુતળી ઉડી ગઇ.

## બાળકો માટે—
## રામાયણની વાતો.

### ૨૨. લક્ષ્મણ-મેઘનાદનો ઘોર સંગ્રામ.

પ્રિય બાળકો ! હવે અહીંથી "લંકાકાંડ" ની શરૂઆત થાય છે. શ્રી રામચંદ્ર, સુગ્રીવ આદિ સઘળું સૈન્ય પડાવ નાંખી સમુદ્ર કિનારે પડયું છે. વિભીષણના શરણે આવ્યાથી રાવણના મનના વિચારો સઘળાના જાણવામાં આવ્યા. તે ઉપરથી તેમણે તાબડતોબ લંકામાં જઇ પહોંચવાનો નિશ્ચય કર્યો. તેમની અને લંકાની વચ્ચે વિશાળ સમુદ્ર આવેલો હતો. આ સમુદ્રને શી રીતે તરીને પાર જવું તેના વિચારમાં સૌ પડયા. એવામાં જાંબુવાને જણાવ્યું કે, "આપણા સૈન્યમાં નળ અને નીલ સમુદ્રની અંદર પુલ બાંધવાના કામમાં ઘણાજ કુશળ છે." આ હકીકત સાંભળી તરતજ નળ તથા નીલને રામચંદ્રે પોતાની પાસે બોલાવ્યા. તેમની સાથેની વાતચીતથી રામે જાણ્યું કે તેઓ પુલ બાંધવાનું કામ કરી શકશે. આથી તેમને જેમ બને તેમ જલદીથી સમુદ્ર ઉપર પુલ બાંધવાની આજ્ઞા કરી. બંને વાનરોએ આજ્ઞા શિરે ચઢાવી પોતાનું કામ શરૂ કર્યું.

નળ તથા નીલ એ કામમાં બહુજ કુશળ હતા. તેમણે વાનરોને મોટા મોટા પર્વતો અને ઝાડો લાવી હાજર કરવા કહ્યું. અનેક વાનરો તે કામમાં લાગી ગયા. તેઓ મોટા મોટા પહાડો અને ઝાડો ઉપાડી લાવ્યા. તે વડે નળ અને નીલ પુલ બાંધવા લાગી ગયા. જોતજોતાંમાં તેમણે બહુજ કુશળતાથી પુલ બાંધવાનું કામ પુરૂં કર્યું.

રામચંદ્ર આદિ સૌ નળનીલની હોશિયારીથી બહુજ ખુશ થયા. એક પછી એક આખું લશ્કર પુલ મારફત સમુદ્ર ઓળંગી લંકા આગળ જઇ પહોંચ્યું. વાનરો ખુશી થતા થતા ઝાડો પર અને કોટનાં કાંગળા પર કૂદવા લાગ્યા. તે સાથે કારમી કીકીઆરીઓ પણ કરવા લાગ્યા. આ બધો શોરબકોર સાંભળી રાક્ષસો રાવણ પાસે દોડી ગયા. રાવણે દોડી આવ્યાનું કારણ પૂછતાં તેમણે જણાવ્યું કે, "રામચંદ્ર મહા બળવાન વાનરસૈન્યને લઇને લંકા પર ચઢી આવ્યા છે." રાવણે ચારે તરફ બંદોબસ્ત સાથે સંભાળ રાખવાની આજ્ઞા કરી તેમને રજા આપી.

પ્રથમના બે દિવસ લશ્કરે આરામ લીધો. પછી ત્રીજે દિવસે રામે સુગ્રીવ, અંગદ, હનુમાન, જાંબુવાન વગેરે મહા બુદ્ધિમાન, બળવાન અને સાચા સલાહકાર વાનરોને પોતાની સમીપ બોલાવીને પૂછ્યું કે, "કહો, હવે આપણે આપણું કામ કયી રીતે પાર પાડવું ? રામના આ સવાલ ઉપર ચર્ચા ચાલી. અનેક વાદાઘાટ થઈ. છેવટે એમ ઠર્યું કે, જો લડાઇ કર્યા વગર પતતું હોય તો યુદ્ધમાં ન ઉતરવું. એને માટે પ્રથમ અંગદને લંકામાં રાવણ પાસે મોકલવો. તે ત્યાં જઈને રાવણને યોગ્ય રીતે સીતાને પાછાં સોંપી દેવાનું સમજાવે. તે સાથે ત્યાંની બધી સ્થિતિથી પણ માહીતગાર થઈ આપણને તેનો ખ્યાલ આપે. સમજાવવા છતાં પણ જો રાવણ ન માને તો છેવટે યુદ્ધને માટે તૈયાર થઈ જવું.

આ ઠરાવ પ્રમાણે અંગદ લંકામાં ગયો. રાવણના દરબારમાં જઇને તેણે તેને સીતા પાછી સોંપી રામની સાથે મૈત્રી કરવાને બહુ બહુ સમજાવ્યો. તેણે સામ, દામ, ભેદ અને દંડ એ ચારે યુક્તિ અજમાવી; પણ રાવણ કોઈએ રીતે સમજ્યો નહિ. ઉલટું તેણે અંગદનું અપમાન કરી ગાળો દેવા માંડી. આથી લાચાર થઇ અંગદ પાછો આવ્યો અને ત્યાં જે કંઇ બન્યું હતું તે સઘળું રામ વગેરેની આગળ જાહેર કર્યું. અંગદની વાત સાંભળી સઘળાની ખાત્રી થઈ કે રાવણ યુદ્ધ વગર સીતાને કોઇ પણ પ્રકારે પાછી નહિ સોંપે. આથી તેમણે રામનામની ગર્જની સાથે લડાઈની તૈયારીઓ કરવા માંડી.

આખા લશ્કરને જુદા જુદા વિભાગમાં વહેંચી લંકાની ચારે દિશાએ મોર્ચા લગાવી દીધા. નગરની આસપાસ કિલ્લા અને કોટ ઉપર વાનરો ઘુમવા લાગ્યા. કોટને કાંગરે ચઢી જડમૂળથી ઉખાડેલાં મોટાં મોટાં ઝાડો અને પહાડો નગરમાં ફેંકવા લાગ્યા. વળી જે કો રાક્ષસ દરવાજા આગળ આવતો તેનો તરતજ નાશ કરી નાંખવામાં આવતો. નગરનું કોઈ પણ મનુષ્ય બહાર ફરકી શકતું નહિ. આથી આખી લંકામાં હાહાકાર વરતી રહ્યો. રાવણને આ હકીકતની જાણ થતાં તેણે પ્રબળ રાક્ષસોનું મોટું સૈન્ય તેમના મોરચા તોડવાને રવાને કરી દીધું. સૈન્યને જોતાંની સાથેજ સર્વે વાનરો તેના ઉપર તૂટી પડયા અને થોડીવારમાં જ તે સઘળાનો તમણે કચ્ચરઘાણ વાળી નાંખ્યો.

રાવણ હકીકત સાંભળતાંજ બહુ ગુસ્સે થઇ ગયો. તેણે જોયું, કે તેના મોટા મોટા સરદારો હારીને મોતને શરણ થઈ ગયા. સાધારણ સેનાપતિને તેઓ પત કરશે નહિ. માટે આ વખતે મેઘનાદની સરદારી નીચે મોટું સૈન્ય મોકલી તેમનો સત્વરજ અંત આણવો જોઈએ. આમ વિચાર કરીને તેણે મેઘનાદને મોટા સૈન્ય સાથે ચઢાઇ કરી જવાને આજ્ઞા કરી.

મેઘનાદ રાવણનો સૌથી મોટો પુત્ર હતો. તે એટલો બળવાન હતો કે તેણે ઈંદ્રને જીતી ઇંદ્રજીત નામ મેળવ્યું હતું. તે મોટા સૈન્ય સાથે ગર્જના કરતો લડાઇના મેદાનમાં આવી પહોંચ્યો. તેણે ઉપરાઉપરી અનેક બાણો છોડયાં. તે સાથે ચારે દિશાએ ગદા, ફરસી આદિ ઉછળવા લાગ્યાં. જોતંજોતાંમાં મહા જંગ જામી ગયો. ઈંદ્રજીતનાં બાણોથી ટપોટપ અનેક વાનરો મરવા લાગ્યા. લક્ષ્મણથી તે જોયું ગયું નહિ. તેમને વાનરોની કતલ થતી જોઇને મહાન્ ક્રોધ વ્યાપ્યો. તેમની આંખો લાલઘુમ બની ગઇ, હોઠ ફફડવા લાગ્યા અને મહાન્ કાળરૂપ ધનુષનો ટંકાર કરતા કરતા તે મેઘનાદની સામે આવી ખડા થયા: મેઘનાદ પણ તેમનાથી ડરી જાય તેવો ન હતો. લક્ષ્મણને સામે આવેલા જોઇને તે પણ સન્મુખ ખડો થયો અને તે સાથે ગર્જી ઉઠયો કે, "કોશલ દેશના જે બે ભાઇઓ...આખા જગતમાં

ધનુર્વિદ્યામાં ખ્યાતિ મેળવી રહ્યા છે તે ક્યાં ગયા ? નળ, નીલ, અંગદ, સુગ્રીવ તથા મહાબલી હનુમાન ક્યાં છે ? અરે ! પેલો ભાઇનો દ્રોહ કરનાર વિભિષણ ક્યાં ભરાઇ પેઠો છે ? આવો, બોલાવો તેમને, 'આજ હું તે સર્વનો કાળ અહીં આવી ખડો છું.'"

આ પ્રમાણે બોલી તે બાણોનો વરસાદ વરસાવવા લાગ્યો. લક્ષ્મણ પણ ક્રોધમાં આવીને બાણોનો મારો ચલાવવા લાગ્યા. બન્ને બાજુથી ભયંકર યુદ્ધ મચી ગયું. અગણિત વાનરો ઝાડ પહાડ ઉખેડી રાક્ષસોના ઉપર નાંખવા લાગ્યા. હનુમાનજી વીર હાકલ કરી એક મહાન્ પર્વત ઉપાડી લાવ્યા અને ઇંદ્રજીત પર તે પડતો મૂક્યો. પર્વત આવતો જોઈ ઈંદ્રજીત છલંગ મારી રથમાંથી કૂદી પડયો. પર્વત રથ અને સારથી પર પડયો અને તે સાથે તે સર્વના ચુરેચુરા થઇ ગયા. આ બનાવથી ઇંદ્રજીત બહુજ કોપે ભરાયો. સામે લક્ષ્મણ પણ એટલાજ કોપથી મારો ચલાવવા લાગ્યા. અગણિત યોદ્ધાઓ રણમાં પડયા. લોહીની નદીઓ વહેવા લાગી. ઇંદ્રજીત અને લક્ષ્મણના અંગમાંથી પણ લોહીની ધારાઓ વહી રહી હતી. આમ છતાં તેઓ મરણીઆ બની ઝઝુમી રહ્યા હતા. એકાએક લક્ષ્મણના અંગમાં જોમ વ્યાપી ગયું. તેમણે બાણોનો મારો ચલાવી મેઘનાદને એવો તો આકુળ વ્યાકુળ કરી મૂક્યો કે તને તેના શરીરનું ભાન સરખું પણ રહ્યું નહિ. પછી લક્ષ્મણે મેઘનાદના સારથિ તથા ઘોડાને મારી નાંખ્યા. રથના પણ ચુરેચુરા કરી નાંખ્યા. આવી હાલતમાં મેઘનાદ ત્યાં એકલો જમીન પર રહી ગયો.

મેઘનાદ પોતાની સ્થિતિ કળી ગયો. તેને લાગ્યું કે, હવે થોડીજ વારમાં લક્ષ્મણ મારો નાશ કરશે. આ વિચારની સાથેજ તેણે પોતાની વીરનો નાશ કરનારી સાંગનો ઉપયોગ કર્યો. તેણે મંત્ર ભણી તે સાંગ લક્ષ્મણ ઉપર ફેંકી. તે સાંગ બહુજ તીક્ષ્ણ હતી. લક્ષ્મણના ઉપર તે આવી પડતાંની સાથેજ તેનું કાળજું કોરી તે જમીનમાં ભરાઇ ગઇ. લક્ષ્મણ બેભાન બની ધરણી પર ઢળી ગયા

એટલામાં સાંજ પડી. લડાઈ બંધ થઇ. બંને બાજુનું લશ્કર પોતપોતાને મુકામે કુચ કરી ગયું. લડાઈ બંધ થયા

ઘણો વખત થયો છતાં રામે લક્ષ્મણને જોયા નહિ. તેથી તેમણે અધીરા બની હનુમાનને પૂછયું કે, "લક્ષ્મણ કયાં છે ?" હનુમાનજી છેવટના ભાગે બીજી તરફનો મોરચો સાચવવામાં મશગુલ હતા. તેથી તેમને લક્ષ્મણની કંઈજ ખબર ન હતી. આથી તે પણ ગભરાટની સાથે લક્ષ્મણની શોધમાં નીકળ્યા. શોધતાં શોધતાં તે જે જગાએ બેભાન થઈ પડયા હતા ત્યાં આવી પહોંચ્યા. લક્ષ્મણને આવી અચેતન અવસ્થામાં પડેલા જોઇ તેમને ભારે દુઃખ થયું. તરતજ તેમણે લક્ષ્મણને ઉપાડી લીધા અને રામચંદ્ર પાસે આણ્યા. રામચંદ્ર તો લક્ષ્મણની હાલત નિહાળી આકુળ વ્યાકુળ બની ગયા: પણ ધીરજ રાખી હવે શો ઉપાય કરવો તે સૌને પૂછવા લાગ્યા. જાંબુવાને તરતજ લંકામાંથી સુષેણ વઘને તેડી મંગાવવાની સલાહ આપી. હનુમાન વૈદ્યને તેડવા લંકામાં ગયા અને તેમને બહુજ આદરભાવથી બોલાવી લાવ્યા.

વૈદ્યરાજે લક્ષ્મણને તપાસ્યા. તપાસીને કહ્યું, કે મર્મના ઘાથી તેમનો જીવ અધર ચઢી ગયો છે. મારી પાસે હાલ તેની કંઈ દવા નથી. માત્ર હિમાલય પર્વત ઉપર એક જડીબુટી થાય છે તે જો લાવી શકાય તો લક્ષ્મણના પ્રાણ બચે તેમ છે. તેમ નહિ બને તો સવાર થતાંમાં જ તમનો જીવ જરૂર જતો રહેશે."

રામચંદ્રની તો આ વાત સાંભળીને રહીસહી સઘળી જ ધીરજ જતી રહી. તે વિચાર કરવા લાગ્યા કે કયાં લંકા અને કયાં હિમાલય ! એક રાતમાં ત્યાં જઇ જડીબુટ્ટી લઇ આવે એવો બુદ્ધિમાન વીર ક્યાંથી લાવવો ? તરતજ તેમને હનુમાનનું સ્મરણ થયું. હનુમાન તો હાથ જોડીને સામે ઉભેલા જ હતા. તેમના સામે જોઇને રામે કહ્યું કે, "વહાલા વીર હનુમાન ! તમારા સિવાય બીજો એવો ચતુર વીર નર કોણ છે કે, જે આ મહાન કામ કરી શકે ? મને તો લાગે છે, કે આ કામ માત્ર તમારાથીજ થઇ શકે એમ છે. જેણે જોતજોતાંમાં વિશાળ સમુદ્ર ઓળંગ્યો તેજ આ કામને પાર પાડી શકે. માટે તમે જેમ બને તેમ જલદી જાઓ અને વૈદે કહેલી જડીબુટ્ટી ઓળખી લઇ આવો."

આજ્ઞા થતાંજ રામને પ્રણામ કરી હનુમાન જડીબુટી લેવા હિમાલય તરફ ઉપડી ગયા.

# “બાળક”નું મિત્ર-મંડળ.

**મુદ્રાલેખઃ “સેવા અને સ્વાર્થ ત્યાગ.”**

મારાં બાળક મિત્રો !

તમારી અને મારી ઓળખાણને પાંચ વરસ પુરાં થયાં છે, સ્ત્રીબોધ સાથે “બાળક” પાંચ વરસથી જોડાયું છે, અને તે વખતથી તમારી ઓળખાણ કરી છે. પણ આપણે હવે તે ઓળખાણમાંથી કાંઇક સારૂં કામ થાય તેવું કરીયે. આમ વિચારીને “બાળક” નાં બાળક વાંચનારાંઓનું એક “મિત્ર-મંડળ” સ્થાપવાનું મેં નક્કી કર્યું છે. “બાળક”નાં વાંચનારાંઓમાં મોટાઓ પણ છે, પરંતુ આ મિત્રમંડળમાં તો દસ વરસથી તે પંદર વરસ સુધીનાં-જ વાંચનારાંઓ દાખલ થઇ શકશે. દાખલ થવા માટે કાંઈપણ ફી આપવાની નથી. તેમજ છોકરાઓ અને છોકરીઓ બંને તેમાં દાખલ થઇ શકશે. દાખલ થનારાંઓ “બાળક” નાં વાંચનારાં હોવાં જોઇયે. પણ તેઓ “સ્ત્રીબોધ”ના ગ્રાહક નહિ હોય તોપણ હરકત નહિ. પોતાનાં ઘરમાં કે નિશાળમાં કે પાડોશમાં, “સ્ત્રી-બોધ” આવતું હોય, તેમાંથી જે કોઇ “બાળક” વાંચતું હોય તે આ મિત્રમંડળમાં દાખલ થઇ શકે.

આપણા મિત્ર-મંડળમાં દાખલ થવા માંગતા હોય તેમણે મને નીચેને શરનામે એક પોસ્ટકાર્ડ લખવું. તેમાં પોતાનું નામ, બાપનું નામ, પોતાની ઉમર, અને અભ્યાસ, તથા પુરેપુરૂં શરનામું લખવું. તેમજ “બાળક” ક્યાં આગળથી વાંચવા લો છો, તે પણ જણાવવું. અને લખવું કેઃ “હું મિત્ર-મંડળમાં દાખલ થવા માગું છું.” તમારો કાગળ આવશે એટલે તમારૂં નામ તરતજ “મિત્ર-મંડળ ”માં દાખલ કરી દઇશું.

પણ “મિત્ર-મંડળ ” માં દાખલ થઈ કરવાનું શું ? આવો સવાલ તમારા મનમાં ઉભો થશે. “ મિત્ર-મંડળ ” નાં બધા

સભાસદો વચ્ચે આપણે દોસ્તી બાંધીશું. તેમાં ગુજરાતી બોલનારાં બધાં બાળકો સભાસદ થઇ શકશે. હીંદુ, પારસી, મુસલમાનો, વગેરે બધી જાતના સભાસદો આમાં થશે. વળી ગુજરાત, કાઠીયાવાડ, મુંબાઈ, પૂના, કરાંચી, કલકત્તા, રંગુન અને આફ્રીકામાં પણ "બાળક" વાંચનારાં છે. એટલે જુદે જુદે ઠેકાણે વસતા ગુજરાતી બાળકોની આપણે દોસ્તી કરીશું. અને આ બધા દોસ્તો, મિત્રોનું મંડળ તે આપણું "મિત્રમંડળ." "બાળક" માં દર મહિને મિત્ર-મંડળ સંબંધમાં કાંઇ ને કાંઇ લખાણ આવશે. મિત્રમંડળનાં સભાસદોમાં સારી ટેવો પડે, સારા વિચારો આવે, તેઓ સારાં કામ કરે, તેવી કાંઇ ને કાંઈ ગોઠવણો આપણે કરીશું. પણ જેમ વધારે સભાસદો તેમ સારૂં. માટે જે બાળકો આ લેખ વાંચે તે બધાંયે આપણા આ મિત્રમંડળમાં નામ નોંધાવી દેજો. જો તમારૂં 'બાળક' તમારો ભાઇબંધ વાંચતો હોય, તો તેને પણ કહેજો કે તે મિત્રમંડળમાં દાખલ થાય.

ચાલો, આપણું "મિત્રમંડળ" તો થયું. પણ મિત્રમંડળના સભાસદો માટે કાંઇક મુદ્રાલેખ તો જોઇએ. મુદ્રાલેખ એટલે શું, તે તો તમે જાણતા હશો. કોઇ મેલાવડો હોય છે, નિશાળમાં ઇનામો વહેંચવાનાં હોય છે, તેવે વખતે ચારે તરફ સારા સારા લખાણવાળાં પાટીયાં લગાડવામાં આવે છે. તેમાં લખેલું હોય છે કે "સાચને કદી આંચ આવતી નથી." "પ્રમાણિક થવામાં જર કે જોર જોઈતું નથી." "માતા દેવ છે, પિતા દેવ છે, આચાર્ય દેવ છે." "મારી જન્મભૂમિ સ્વર્ગથીયે સુંદર છે." આમ મોટા મોટા વિચાર જણાવતા નાનાં વાકયોથી સારા વિચારો આપણી નજરમાં સહેલાઈથી રહે છે. આવાં વાકયોને મુદ્રાલેખ કહેવામાં આવે છે. આપણા "મિત્રમંડળ" આગળ ખાસ કયા સુવિચાર રાખવા જોઇએ, તે નક્કી કર્યાથી આપણો મુદ્રાલેખ નક્કી થઇ શકે. આપણે દોસ્તી કરવી હોય તો કયા ગુણો ખીલવીય તો દોસ્તી સચવાઈ રહે, અને વધે? કોઇનું કામ કરી છુટીયે, કોઈની સેવા કરીયે તો સ્નેહ-પ્રેમ-દોસ્તી વધે. વળી સેવા કરવાથી આપણા મનને બહુ સારૂં લાગે છે. કોઇ અજાણ્યો માણસ આપણને મળે અને પૂછે કે ભાઇ અમુક ઠેકાણું કયાં આવ્યું? તે વખતે આપણે

તેને તે બતાવીયે તો એને કેવું સારૂં લાગે! અને આપણને કેવો સંતોષ થાય! ઉનાળાનો દિવસ હોય, કોઈ માણસ દૂરથી આવતો હોય, તાપને લીધે તેને બહુ તરશ લાગી હોય, તેને પાણી આપીયે તો કેવી સારી સેવા થાય!! કોઇને વીંછી કરડે અને આપણી પાસે દવા હોય તો તે આપીયે, તો તેને કેવું સારૂં લાગે! અને આપણે કોઇની આવી સેવા કરીયે ત્યારે આપણને કેટલો બધો સંતોષ થાય છે! આ બધો વિચાર કરતાં આપણા મિત્રમંડળમાં સેવા કરવાનો ગુણ ખીલવવો તે સારૂં છે, એમ તમને પણ લાગશે. માટે આપણા મુદ્રાલેખમાં "સેવા" શબ્દ જોઇયે. આ શબ્દ હંમેશાં આપણી નજર આગળ હોય, તો આપણને સેવા કરવાનું મન થાય.

પણ સેવા કરવી હોય તો આપણને થોડી મહેનત તો પડે જ. કોઇકવાર વગર મહેનતે, સહેજમાં પણ સેવા કરી શકાય. પણ કોઇવાર થોડી મહેનત કરવી પડે, કે અગવડ વેઠવી પડે, અને કોઇકવાર તો કાંઇક નુકશાન પણ ખમવું પડે. સાચી સેવા કરવી હોય, સાચા સેવક થવું હોય, તો થોડો ભોગ આપવો પડે, થોડો ત્યાગ કરવો પડે. તે માટે "સેવા" શબ્દની સાથે આપણ મુદ્રાલેખમાં "સ્વાર્થત્યાગ" એ શબ્દ મૂકવો જોઇએ. સ્વાર્થત્યાગ કરવાનું કારણ તો સેવા થઈ શકે તેજ છે. "સેવા" સેવા શબ્દમાં તે સમાઇને જાય છે. પણ આપણે યાદ રાખવાનું છે કે "સ્વાર્થત્યાગ" કરીને પણ "સેવા" કરવી જોઇયે. આમ વિચાર કરીને "સેવા અને સ્વાર્થત્યાગ" એ આપણો મુદ્રાલેખ રાખ્યો છે. મને ખાત્રી છે કે તમને તે ગમશે.

હવે તમે "મિત્રમંડળ"ની બધી વાત જાણી છે, એટલે હું આશા રાખું છું કે તમે તરતજ આ "મિત્રમંડળ" માં જોડાઇ જશો. તે માટે ઉપર જણાવ્યું છે તે પ્રમાણે એક કાર્ડ મને લખજો. તમારે બીજું કાંઇ પણ ખર્ચ કરવું પડશે નહિ. માટે મિત્રો વધારવા અને "સેવા" નો ગુણ ખીલવવા તમે જલદી મિત્રમંડળમાં જોડાઇ જાવ. કાગળ લખવાનું સરનામું:—

કેશવપ્રસાદ છો. દેસાઈ.
ખટવાડી, ગીરગામ, મુંબાઇ. પો. નં. ૪

અને તે સુનારના નાકવાટે પાછો શરીરમાં દાખલ થાય છે. પરિણામે તે ધીમે ધીમે બેભાન થાય છે, અને છતાં જો બારી બારણાં ઉઘાડવામાં ન આવે તો થોડા વખત પછી સુનારા મોટે ભાગે મરણ પામે છે. આવી બેવકુફી કોઇએ કદી કરવી ન જોઇએ અને જે કરતાં હોય તેમને આ ગંભીર વાત સમજાવીને તેમ કરતાં રોકવાં જોઇએ. રાતના સુતી વખતે બારી ખુલ્લી રાખવી એ આરોગ્ય રહેવાનો સૌથી અગત્યનો ઉપાય છે. છતાં જેનાથી તેમ ન બને તેણે નિદાન બારીનાં વેન્ટીલેટર અથવા થોડોક નાનકડો ભાગ હવા આવ જાય તેવો જરૂર ખુલ્લો રાખવો જોઇએ.

---

**શિયાળામાં ઘણીકવાર આપણે ગરમ કપડાં પહેરેલાં નહિ હોવા છતાં શરીર ગરમ રહે છે તેનું શું કારણ?**—આપણા શરીરમાં જે લોહીની નળીઓ છે તે નળીઓમાં જે લોહી ફરે છે તે લોહી ગરમ છે. તે કારણથી શિયાળાની કકડતી ઠંડીમાં પણ શરીર ગરમ રહે છે.

---

**ન્હાતી વખતે માથાપર ગરમ પાણી ન નાખવાનું શું કારણ?** ન્હાતી વખતે માથાપર ગરમ પાણી નાખવાથી માથામાં લોહી વધારે પ્રમાણમાં એકઠું થાય છે, અને તેથી કેટલાકનું માથું દુઃખવા આવે છે. આ કારણથી માથાપર અને ડોક ઉપર બહુ ગરમ પાણી રેડવું ઠીક નથી.

**આપણે ખૂબ મહેનત કરીએ ત્યારે શરીરમાં ગરમી કેમ પેદા થાય છે?**—કોઇપણ પ્રકારની મહેનત આપણે કરીએ ત્યારે શ્વાસોશ્વાસની ક્રિયા આપણા શરીરમાં ઝડપથી થાય છે. આનું કારણ એ છે કે શરીરમાં યંત્રો જોરથી કામ કરે છે ત્યારે પ્રાણવાયુ [ Oxygen ]ની આપણને વધારે જરૂર પડે છે. આવી રીતે શરીરમાં જે પ્રાણવાયુ આપણે લઇએ છીએ તે શરીરમાંના કાર્બન નામના પદાર્થ સાથે મળે છે અને કાર્બોનિક એસિડ નામનો વાયુ [gas] ઉત્પન્ન સપાટાબંધ થાય છે. આ ક્રિયા થવાને લીધે તેની સાથેજ શરીરમાં ગરમી ઉત્પન્ન થાય છે, માટે આપણને, લીધે જ આપણે મહેનત કરીએ ત્યારે ગરમી વધારે પ્રમાણમાં શરીરમાં પેદા થાય છે. આવી રીતે શરીરમાં વધારે પ્રાણવાયુ દાખલ થઇ વધારે પ્રમાણમાં કાર્બોનિક વાયુ બહાર કાઢી શરીરની અસ્વચ્છતા દૂર કરે એવા એ શરીરની સુખાકારી માટે બહુજ ઉપયોગી છે. માટે આપણે દરેકે એક બીજા પ્રકારની મહેનત લેવી જોઇએ. આળસુ માણસોનું આરોગ્ય બગડે છે તે આવી ગરમી જોઇતા પ્રમાણમાં શરીરમાં પેદા ન થવાના કારણેજ.

ર. ન્હા. શાહ.

# અક્ષરોની અજાયબી.

(ઘણાં નાનાં બાળકો માટે)

| | | | |
|---|---|---|---|
| સુ મ નિ<br>મ સા લ<br>તિ લ ક | દા ઉ દ<br>ઉ દ ર<br>દ ર દ | મુ લ જી<br>લ ણા વ<br>જી વ ણ | ન વ લ<br>વ ર સ<br>લ સ ણ |
| મું બ ઇ<br>બ સ રા<br>ઇ રા ન | બ દા મ<br>દા ડ મ<br>મ મ રા | ગા ગ ર<br>ગ મ ત<br>ર ત ન | બ ર ફ<br>ર મ ણ<br>ફ ણ સ |
| આ કા શ<br>કા ત રા<br>શ રા બ | કં ચ ન<br>ચ મ ર<br>ન ર શી | ચ મ ન<br>મ ગ ર<br>ન ર મ | છ ગ ન<br>ગ ર મ<br>ન મ ન |
| કી ર પા<br>ર ણ રે<br>પા ર સી | દિ વ સ<br>વ ગ ર<br>સ ર મ | ન ગ દ<br>ગ ટ ર<br>દ ર જી | દ રા ખ<br>રા વ લ<br>ખ લ ક |

લેખકઃ—ડી. એમ. લતાલહેરી.

# " સ્ત્રીબોધ " ના વસંત અંક માટે

## ગુજરાતી લેખક વર્ગને વિનંતિ પત્ર.

માનવંતા બહેન—ભાઇ,

" સ્ત્રીબોધ " માસિક ગુજરાતી સમાજની યથાશકિત સેવા કર્યા કરે છે, તે તો આપનાથી અજાણ્યુ નથી. સ્ત્રીબોધ સાથે છેલ્લાં પાંચ વર્ષથી " બાળક " નામે નવો વધારો નીકળે છે તે પણ આપ જાણો છો. સ્ત્રી-ઓથી બાળક વિખુટાં ના જ પડી શકાય. બાળસેવા તે સ્ત્રીસેવાજ છે. વગેરે ભાવનાઓથી આ " બાળક " વિભાગનું કામ ચાલે છે તે તો આપ જોઈ શકયા હશો જ. ગઇ વસંત ઋતુમાં અમે " સ્ત્રીબોધ " નો એક ખાસ અંક પ્રસિદ્ધ કર્યો હતો, તે પ્રમાણે આવતી વસંત ઋતુમાં પણ ખાસ **વસંત-અંક** આપવાની અમે ધારણા રાખી છે. આ વર્ષના વસંત અંકમાં અમે બાળ સાહિત્યને પ્રાધાન્ય આપવાનો નિશ્ચય કર્યો છે. તેમાં બાળકો સંબંધી અને બાળકોને માટે ઉપયોગી વાંચન આપવા ધાર્યું છે. અમારી ધારણાઓને પોષે તેવા લેખ લખી મોકલવા આપને વિનંતિ કરીયે છીયે.

આ અંકમાં લેવાના વિષયોનાં માર્ગસૂચક મથાળાં નીચે પ્રમાણે:-

બાળકો સંબંધી:—

૧. સંસારમાં બાળકનું સ્થાન.
૨. બાળ અભ્યાસ અને બાળ માનસશાસ્ત્ર.
૩. બાળકો માટે કીન્ડરગાર્ટન ઢબ ઉપર બાળશાળાઓ.
૪. એક આદર્શ બાળશાળાનું વર્ણન.
૫. બાળકોના રોગો અને તે માટે ઘરગતુ દવાઓ.

બાળકો માટે:—

| | |
|---|---|
| ૬. બાળકો માટે સરળ વાર્તાઓ. | ૯. બાળ સાહિત્યની યાદી. |
| ૭. બાળકો માટે સરળ કાવ્યો. | ૧૦. બાળ રમતો. |
| ૮. ઉખાણા. | ૧૧. બાળ વિજ્ઞાન. |

આપ જાણી શકશોજ કે આ વિષયો કેવળ સૂચક છે. આપ તેના જેવા કોઇ પણ વિષય સંબંધી લેખ મોકલી શકશો. જે લખોમાં ચિત્રો આપવાની જરૂર હશે, તેનાં તૈયાર ચિત્રો મળેથી બ્લાક અમે કરાવી લઇશું.

જાન્યુઆરી ૧૯૨૫ ની ૩૧ મી તારીખ પહેલાં મળે તે પ્રમાણે આપ લેખ મોકલવા મહેરબાની કરશો; અમારી આ સેવામાં આપ જરૂર મદદ કરશો એવી ખાત્રી છે.

| | |
|---|---|
| પત્રવ્યવહાર માટે સરનામું:- મંત્રી " સ્ત્રીબોધ " પીરમશા રોડ,-અમદાવાદ. | પુતળીબાઇ કાબ્રાજી. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ. |

# "બાલમિત્ર" વિષે અભિપ્રાય

"બાલમિત્ર" વિષે ગુજરાતના અનેક પ્રસિધ્ધ વિદ્વાન નરનારીઓ ઉત્તમ અભિપ્રાય થયેલા છે. વર્તમાનપત્રોએ તેમ માસિકોએ શ્રેષ્ઠતા અને ઉપયોગિતા વિષે તેવાજ ઉદ્‌ગાર પ્રકટ કર્યાં છે. "બોમ્બે ક્રોનિકલ" પત્રે "બાલમિત્ર" ને બાળકો માટે આદર્શ માસિક ગણેલું છે. સ્થળના સંકોચને લીધે સઘળા અભિપ્રાય પ્રગટ ન કરતાં માત્ર પત્રોનાજ જુજ અભિપ્રાય અમે અત્રે પ્રગટ કરીએ છીએ:—

બાળકો માટે એક સુયોગ્ય, સુન્દર, સચિત્ર માસિકની ખોટ ગુજરાતને ઘણા લાંબા વખતની હતી. એ ખોટ "બાલમિત્રે" સારી રીતે પૂરી પાડી છે. જે અંકો નીકળ્યા છે તે જોતાં અમે હિમ્મતથી કહી શકીએ છીએ કે બાળકો માટેનું એકાદ બંગાળી કે અંગ્રેજી માસિક જોઇને ગુજરાતી યુવકોના હૃદયમાંથી "હવે મારા પ્રાન્તમાં આવું એકય માસિક નથી" એવો નિરાશાનો દીર્ઘ નિશ્વાસ નહિ નીકળે પરંતુ "અમારા પ્રાન્તમાં પણ "બાલમિત્ર" નામનું સુંદર બાલ માસિક નિકળે છે" એમ કહેવા હોંશ થશે.—સાંજવર્તમાન

ચરોતર કેળવણી મંડળ તરફથી "બાલમિત્ર" નામનું માસિક શરૂ કરવામાં આવ્યું છે. ગુજરાતમાં અત્યારસુધી નીકળેલાં સર્વ બાલ-પયોગી માસિકોને દબી જાય તેવું તે લાગે છે, એટલું જ નહિ પણ મરાઠી "બાલબોધ" અને હિન્દી "બાલસખા" કરતાં પણ ઘણી બાબતમાં તે ચઢીઆતુ છે. નવલરામ જ. ત્રિવેદી (બુદ્ધિપ્રકાશ)

છપાઇ ને કાગળ સારા હોવાથી તમામ ચિત્રો સારાં છપાયાં છે. બાળકને ઉડીને આંખે વાગે એવું ચિત્રામણ જરૂર લાગશે છપાઇ પણ મોટા ટાઇપને લીધે બચ્ચાંઓને વાંચવી સારી ગમે છે. જ્યાં બધું જ સારૂં હોય ત્યાં અમુકને વખાણવું એ અન્યાય છે—સાહિત્ય.

"બાલમિત્ર" ખરેખરૂં બાળકોનું મિત્ર નીવડયું છે. એનું પૂઠું આકર્ષક છે. કાગળ અને છપાઇ સારો છે. ચિત્રો બોધક અને આનંદજનક છે અને લેખોનું ઉત્તમ ધોરણ તેમાં સચવાયું છે. અમે ઇચ્છીશું કે ગુજરાતમાં ઘેરઘેર આ માસિકને સ્થાન મળે.—સ્ત્રીબોધ.

આ સચિત્ર માસિક બાળકોને અતિ ઉપયોગી છે. શાળામાં ચાલતી વાચનમાળાઓ કરતાં આવાં માસિકો ઘણે દરજ્જે ચઢીઆતાં હોય છે. ભાષા સરળ અને બાળકો હોંશથી વાંચે તેવી છે.—હિંદુસ્થાન.

## ચ. એ. સોસાઇટીએ પ્રસિદ્ધ કરેલ

### પાઠ્ય-પુસ્તકો.

### પ્રાથમિક શાળાઓ માટે.

| | પુસ્તકનું નામ | કયા વર્ગ માટે | કિંમત |
|---|---|---|---|
| ૧ | વિદ્યાર્થી ગણિત ભાગ ૧ | ધો. ૧ થી ૪ માટે | ૦-૭-૦ |
| ૨ | ,, ,, | ( શિક્ષક માટે ) | ૦-૯-૦ |
| ૩ | ભૂમિતિ ભાગ ૧ | ધો. ૬ માટે | ૦-૮-૦ |
| ૪ | ,, ભાગ ૨ | ધો. ૭ માટે | ૦-૮-૦ |

### માધ્યમિક શાળાઓ માટે.

| | | | |
|---|---|---|---|
| ૧ | ભૂમિતિ ભાગ ૧. | ધો. ૪ માટે | ૦-૮-૦ |
| ૨ | ભૂમિતિ ભાગ ૨ | ધો. ૫ માટે | ૦-૮-૦ |
| ૩ | ભૂમિતિ ભાગ ૧ થી ૪ | ધો. ૪ થી ૭ માટે | ૧-૧૨-૦ |
| ૪ | ગદ્યસંગ્રહ | ધો. ૪-૫ માટે | ૧-૮-૦ |
| ૫ | કાવ્ય સંગ્રહ | ધો. ૪-૫-૬ માટે | ૧-૧૨-૦ |
| ૬ | ધ્રુવાખ્યાન ( સંક્ષિપ્ત ) | ધો. ૧-૨ માટે | ૦-૧-૦ |
| ૭ | પ્રહ્‌લાદાખ્યાન | ધો. ૨-૩ માટે | ૦-૨-૬ |
| ૮ | બીજગણિત | ધો. ૪ થી ૭ માટે | છપાય છે |

પુસ્તકો મળવાનું ઠેકાણું:—

પુસ્તક પ્રકાશન કાર્યાલય,
ચરોતર એજ્યુકેશન સોસાઇટી,
આણંદ.

અનાજ અને વનસ્પતિમાંથી સુવર્ણ ભસ્મ જેવી મજબુત
સ્વાદીષ્ટ ચીજો બનાવીને ઉત્તમ પ્રકારનો ખોરાક
લેવાની ઈચ્છા હોય તો તમારી બ્હેનોને,
માતાઓને, પુત્ર વધુઓને અને તમારી
ગૃહીણીને અવશ્ય વંચાવો.

( મારવાડી બ્હેનોએ અવશ્ય આ ગ્રન્થ વાંચવો. )

અન્નફળ, શાક, જાત જાતનાં પકવાનો બનાવવાની
રીત દર્શાવનારૂં પુસ્તક.

દરેક કુટુંબમાં રાખવા લાયક—નાની બાળાઓએ
અભ્યાસ કરવા લાયક.

# પકવાન પોથી
અથવા
# પાકશાસ્ત્ર.

લેખક તથા પ્રકાશક,
ગં. સ્વ. લલિતાગૌરી સાંમરાવ, તથા
ગં. સ્વ. વિમલાગૌરી મગનલાલ.

નવીન સુધારેલી ત્રીજી આવૃત્તિ.
કિમ્મત રૂ. ૩-૦-૦; સોનેરી ગીલ્ટનું પુઠું રૂ. ૩-૮-૦.

આ પુસ્તકની અંદર ૬૦૦ થી વધુ તરેહ તરેહનાં
ખાવાનાં પકવાનો બનાવવાના જુદા જુદા પ્રકારો
દર્શાવવામાં આવ્યા છે.

## પકવાન પોથી અથવા પાકશાસ્ત્ર સંબંધી થોડાક અભિપ્રાયો.

### અલ-કમાલ, મે ૧૯૨૪.

"પકવાન પોથી યાને પાક શાસ્ત્ર નામનું એક ઉપયોગી પુસ્તક બે હીન્દુ બાઇઓ ગં. સ્વ. લલિતાગૌરી શામરાવ તથા ગં. વિમલાગૌરી મગનલાલની કલમથી લખાયલું બાહેર પડયું છે. રાંધણકળા એક એવી કળા છે કે જેની સીમા નથી. ખોરાકના કાચા પદાર્થમાં જે સ્વાદ કુદરતી સમાયલો છે તે રાંધણકળામાં ત્યારેજ જાળવી રાખી શકાય છે જ્યારે કોઈ પાકશાસ્ત્રમાં ખરેખર પ્રવીણ હોય છે. ખરી ખુબી દરેક વાનિમાં મસાલા વગેરેનું પ્રમાણ જાળવી રાખવા ઉપર ટકી રહે છે. આગળ જ્યારે રસોઈકળા ઉપર સ્ત્રી વર્ગનો અજબ મોહ હતો ત્યારે હાલના સમયમાં તે દીનપર દીન ઓછો થતો જાય છે. અને જેઓ પકાવી જાણે છે તેઓ બધાજ તે પદાર્થનો કુદરતી સ્વાદ રાંધણકળામાં જાળવી શકતાં નથી. આ ખામી દુર કરવાના હેતુથી ઉપલી બંને બાઇઓએ પોતાની પકવાન પોથીમાં જે કાંઇ સમજાવ્યું છે તે ઉપર અમલ કરવામાં આવે અને સંગીન રાંધણકળા શીખવા માટે એ પુસ્તકનો ખાસ અભ્યાસ કરવામાં આવે યાં તેનો બરાબર ઉપયોગ કરવામાં આવે તો હાલના બારીક અને મોંઘવારીના સમયે હાથે સ્વાદિષ્ટ વાનિઓ તૈયાર કરવા સાથે ઘણી કરકસર કરી શકાય એમ છે.

અલબત્ત, આ પુસ્તકમાં જે વાનિઓ પીરસવામાં આવી છે તે ગોશ, મચ્છી, ઈંડાં વીગેરે હજમ કરી કંટાળી જયલાઓ માટે એક મોટા આશીર્વાદ સમાન અમો લેખી છીએ. એક ગરીબમાં ગરીબ હીન્દુને ઉપયોગી થઇ પડે

એવી વાનિઓથી તે રાજરજવાડાઓને અનુકુળ થતી વાનિઓ બનાવવાની રીત આ પુસ્તકમાં ઘણી સહેલી, સારી અને સરળ રીતે એવી તો સીફતથી આપવામાં આવી છે કે એકાદ બીન અનુભવી પણ પોતાને મન ગમતી અને અને ગજાને પેશ પડતી વાનિઓ પોતાને હાથે તૈયાર કરી શકે. દરેક જાતનાં શાક, દરેક જાતનાં અથાણાં, દરેક જાતની ચટણી, કચોરી, ચુરમુ, સરબતો હલવા વીગેરેની બનાવટથી આ પુસ્તકને શણુગારવામાં આવ્યું છે. આ પુસ્તકની શરૂઆતમાં 'ઘર ઉપયોગી પદાર્થની પરીક્ષા' ના મથાળાં હેઠળ દૂધ, ખાંડ, માખણ, મધ, હીંગ, આટા વીગેરેની પરીક્ષાની જે સમજ ટુંકમાં આપવામાં આવી છે તે ખાસ ધ્યાનમાં લેવા જેવી છે. પુસ્તકમાં આ એક બહુજ ઉપયોગી પ્રકરણ છે, જે ઉપર અમારા વાંચકોનું ખાસ લક્ષ ખેંચીએ છીએ.

આ રીતે ઉપલા બંને હીન્દુ બાઇઓનો સાહસ જેમ વખાણને પાત્ર છે તેમ ઉત્તેજનને પાત્ર છે. જેની નકલ કરવા અગારી મેહોમેદન બાનુએ લક્ષ દોડાવ્યું હોય એ અમારા લક્ષમાં નથી. આ પુસ્તક ૨૮૫ સફાઓનું છે અને તેની પ્રીન્ટીંગ, પુંઠું અને છપાઇ વીગેરેનું ગેટ-અપ ગણું સુંદર હોવા છતાં તેની ફક્ત રૂ. ૩ની કીંમત રાખવામાં આવી છે, જે દરેક કોમ કે દરેક વર્ગના મકાનોમાં જળવાઇ રહેવું જોઇએ છે."

---

ગુજરાત મિત્ર તથા ગુજરાત દર્પણ,

તા૦ ૧ લી જુન ૧૯૨૪.

"ઉપલા નામનું લગભગ ત્રણસો ઉપર સફાંનું સુંદર ગૃહઉપયોગી પુસ્તક, બે હીંદુ બ્હેનો ગં. સ્વ. લલિતાગૌરી સામરાવ તથા ગં. સ્વ. વિમલાગૌરી મગનલાલે રચીને બહાર પાડયું છે, જે ગુજરાતી સાહિત્યમાં ઘણું આવકારદાયક

લેખાશે. ઉપલા પુસ્તકને ત્રણ ભાગમાં વહેંચી નાંખીને મીઠા-નની વીવીધ જાતની વાનીઓ, શીયાળાની મોસમમાં ખાવાના પુષ્ટીકારક પાકો, અને દરરોજ ખાવાના ખોરાકની સમજ, સાધારણ ભણેલી બ્હેનો પણ વાંચી સમજી શકે એવી સરળ ભાષામાં સમજાવવામાં આવી છે. તે પારખવાની રીત પણ આપવામાં આવી છે.

અન્ન, શાક ખાનારાઓ ( વેજીટેરીયનો ) ને એ પુસ્તક હંમેશ ઘરમાં રાખવાથી બહુજ ઉપયોગી થઈ પડશે. આ પુસ્તક હીંદુ, મુસલમાનઃ તેમજ પારસી—સર્વ કોમોને ઉપયોગી છે. તેમજ તેનું ઉપયોગીપણું જોતાં રૂ. ૩ ની કીંમત વધારે પડતી નહીંજ લેખાશે.

શાળામાં આભ્યાસ કરતી બાળાઓને આવાં પુસ્તકો ઇનામમાં વહેંચવાની હમો મજબુત ભલામણ કરીએ છીએ."

---

## સત્ય મિત્ર, તા૦ ૨૫ મી જુન ૧૯૨૪.

"પકવાનપોથી અથવા પાકશાસ્ત્રની બીજી આવૃતી એક વર્ષ જેટલી ટુંકી મદતમાં પ્રગટ કરવી પડી છે તે એ પુસ્તક જનસમાજ વચ્ચે કેટલું બધું લોકપ્રીય થઈ પડયું છે તેનો જીવતો જાગતો પુરાવો છે. પાકશાસ્ત્ર એ એક એવી વિદ્યા છે કે જે આપણા દેશમાં સ્ત્રી વર્ગે જાણવી આવશ્યક છે. આ શાસ્ત્ર ખોટી ફીશીયારીને લીધે આપણો સ્ત્રી વર્ગ ભુલતો જતો હતો, પણ એ શાસ્ત્રનું જ્ઞાન તો એક જાતનું ભુષણ છે અને પશ્ચિમના લોકો પણ તેમાં રસ લેવા લાગ્યા છે એવી આપણા લોકોની ખાત્રી થતાં પાકશાસ્ત્ર તરફ લોકોનું લક્ષ પાછું ખેંચાવા માંડયું છે અને હવે તો શાળાઓમાં પણ રાંધણકળાનું શીક્ષણ આપવામાં આવે છે. શાળાઓમાં આ વિષય દાખલ

થયો છે અને સ્ત્રી વર્ગ આ વીષયમાં સામાન્ય રીતે રસ લેતા થતો ગયો છે ત્યારે પાકશાસ્ત્રના પુસ્તકની જરૂર પડે એ સ્વાભાવીક છે. આ સાહીત્ય નડીયાદનીવાસી ગંગાસ્વરૂપ લલીતાગૌરી શામરાવ અને ગંગાસ્વરૂપ વીમલાગૌરી મગનલાલે લખી પુરૂં પાડયું છે. પુરૂષો કમાઇ લાવે છે પણ ઘરમાં તેમની સગવડ સાચવી સ્વાદીષ્ટ ભોજને જમાડવાનું કામતો સ્ત્રીઓનું છે. જો સ્ત્રીઓ ગમે તેવી હુશીયાર, બાહોશ, અને ભણેલી હોય પણ સ્વાદીષ્ટ રસોઇ કરવા જેટલી આવડત ધરાવતી ન હોય તો સમાજમાં તેની ગણના આદર્શ સ્ત્રી તરીકે થતી નથી. અનાજને પણ કેળવીને ખાવાનું છે. એકજ જાતના ઘઉંમાંથી રોટલી અને પકવાન બને છે પણ રોટલી અને પકવાનની બનાવટમાં ફેર છે. આ પુસ્તકમાં જુદા જુદા અનાજને જુદી જુદી રીતે કેળવવાથી કેવા સ્વાદીષ્ટ બને છે તે સારી રીતે બતાવવામાં આવ્યું છે. ભાષા પણ એવી સરળ છે કે ઓછી ભણેલી સ્ત્રીઓને પણ સમજ પડી શકે તેમ છે. લખનાર સન્નારીઓ નડીયાદના સંસ્કારી નાગર કુટુંબના છે અને પાકશાસ્ત્રનો તેમને અનુભવ છે તેનો તેઓ સમાજને લાભ આપે છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. સાહિત્યની પણ તેમણે એક પ્રકારની સેવા બજાવી છે. 'સાહિત્ય એકઅંગી કે એકપક્ષી હોવું જોઇતું નથી.' આ પુસ્તક નીશાળોમાં ચલાવવા જેવું, લાયબ્રેરીમાં રાખવા જેવું અને પરણતી વખતે કન્યાઓને ભેટ આપવા જેવું છે. મેસર્સ એન. એમ. ત્રીપાઠીની કુંપની આવા ઉપયોગી પુસ્તકના પ્રચાર માટે ભારે પ્રયાસ કરી રહી છે. પુસ્તક ગમે તેવું કીમતી અને અગત્યનું હોય પણ જ્યાં સુધી તેનો પુરતો પ્રચાર થતો નથી ત્યાં સુધી જનસમાજને તેનો લાભ મળતો નથી અને પુસ્તકની કીંમત લોકો સમજી શકતા નથી. ત્રીપાઠી કંપનીએ આ રીતે ગ્રંથ લખનારી સન્નારીઓની

તેમજ સમાજની સેવા બજાવેલી ગણી શકાય. આ પુસ્તકની પાકી બંધામણી સોનેરી સુંદર નામ અને તેનું કદ તથા સ્વચ્છ સફાઇ જોતાં તેની કીંમત રૂ. ૩ા ભાગ્યેજ વધારે પડતી ગણાશે."

---

જામે જમશેદ, તા૦ ૧૨ મી જુલાઇ ૧૯૨૪.

"આ પુસ્તકની નોંધ થોડાક માસની વાત ઉપર અમોએ લીધી હતી, પણ તેની પહેલી આવૃતી સઘળી ખપી જવાથી હાલ બીજી આવૃતી બાહેર પાડવામાં આવી છે. માત્ર એ એકજ બીના આ પુસ્તકના ઉપયોગીપણાનો પુરાવો છે. પણ એવું એક ઉપયોગી પુસ્તક બાહેર પાડવા માટે તેના કર્તા બાઈ લલિતાગૌરી શામરાવ અને વિમલાગૌરી મગનલાલને મોટો ધન્યવાદ ઘટે છે. હાલના જમનામાં ખોરાકીની લગભગ દરેક વસ્તુમાં ભેળસેળ થાય છે. આથી દુધ, ઘી, ખાંડ, તેલ, આટો, મધ વગેરેની ભેળસેળ પારખવાની રીત આ પુસ્તકમાં આપી છે. વળી ખોરાક કેવો અને શી રીતે ખાવો તે સમજાવ્યું છે અને માંસ વધારનારા તેમજ શરીરને ચરબી આપનારા પદાર્થો કયા છે તે વીગેરે વીશે આ પુસ્તકમાં વીવેચન કર્યું છે. તે પછી દરરોજના ખપની તેમજ મીઠાઇ વગેરેની તરેહવાર વાનિઓ પકાવવાની રીત આપી છે. તેમાં અથાણાં, મુરબ્બા, ખીચડી, કઢી, ચટણી, પેંડા, બરફી, શીયાળામાં ખાવાના પાક વગેરે તરેહવાર ચીજો સમાઇ જાય છે. પુસ્તક કપડાના પાકા પુઠામાં બાંધેલું અને સોનેરી નામ સાથનું છે. હીંદુઓ તેમજ ફળ શાકનો ખોરાક લેનારા બીજા સઘળાઓ માટે ઉપયોગી છે."

---

## બીજી આવૃતીની પ્રસ્તાવના.

મ્હારી આ ચોપડી લગભગ ચાર વરસ થયાં ખલાસ થઇ ગએલી હતી. બીજી આવૃત્તિ કાઢવાનો ઘણોજ વિચાર કર્યો હતો પણ નાદુરસ્ત તબીયતને લીધે ગુજરાતી વાંચક વર્ગ આગલ મુકવામાં ઢીલ થઇ હતી, તેની ક્ષમા માગું છું. આ વખતે વાંચક વર્ગ ની સરળતાને માટે બે ભાગમાં બહાર પાડી છે. મ્હને આશા છે કે જેમ પહેલી આવૃત્તિને વાંચક વર્ગ ને ખાસ કરીને આપણી બ્હેનો પ્રત્યેથી જે આદર સત્કાર થયો હતો તેવોજ આદર સત્કાર આ મ્હારી બીજી આવૃત્તિને થશે એમ ઇચ્છું છું. છાપવામાં કોઇ પણ ભુલ રહી ગઇ હોય તો તેને માટે દરગુજર કરશો એવી આશા છે.

### સુચના.

સુતળીમાં એક સફેદ મોતી પેરવી તે મોતીની સામેની બાજુએથી બીજી તરફનો છેડો કહાડો, જેથી મોતી આંટીમાં આવી જશે. હવે બંને છેડા એકઠા કરી સરખા કરો અને પહેલાં સુતળીમાં જે મોતી, આંટીમાં નાખ્યું છે, તે મોતી સાથે જે પડદામાં દરેક હારમાં જેટલાં મોતી પેરવવાનાં હોય તેટલાં પેરવવાં. પડદાની સેર હમેશાં નીચેથી શરૂ કરી તેને ઉપર સુધી લેવી એટલે એક સેર તૈયાર થઇ, તેના બંને છેડા લાકડીની નીચેના સારમાંથી ઉપર લો. ઉપર લીધા પછી બે છેડાને છુટા પાડી જે પેલી લાકડાની પટી

ઉપર સુતરાઉ પટી જડેલી છે તેની બે બાજુએ અકેક છેડા રાખી, તે પટીને બન્ને છેડાની વચ્ચે લઈ તેની ઉપર મુજબ દશ બાર ગાંઠ મારવી અને પછી બાકી રહેલી સુતળી કાપી નાખવી. આ પ્રમાણે દરેક સેર પોરવવી અને તેને ગાંઠવી. હવે પછી કોઈ પણ પડદામાં વારવાર સેર ગાંઠવા કે સેર કેવી રીતે પોરવવી તે સુચવવામાં આવશે નહીં. ભરનારે પડદાની સેર ગાંઠતી વખતે ગાંઠો મજબુત વાળવાની સંભાળ રાખવી કે જેથી પડદો નીચે ધસી આવે નહીં. પડદાની લાકડીને બન્ને છેડે જો તમારે કડી જડાવવી હોય તો પિત્તળની કડી અગર જો હુક જડાવવા હોય તો તે જડાવવા અને જે સુતરાઉ પટી, અને દોરી મુકવાની પડદામાં દર્શાવવામાં આવેલી છે, તે સુતરાઉ પટીમાં મુકીને તે ભેવડાવવી, ને લાકડીને બન્ને છેડે નાની લોખંડની ચુંકોથી મજબુત જડી લેવી. લાકડાની પેટીને હંમેશાં પડદા બનાવતાં પહેલાં સારી પોલીશ કરાવવી, જેથી લાકડું સાફ અને સારૂં લાગશે. આ પડદો બનાવવામાં લાકડીનો કેવી રીતે ઉપયોગ કરવો તે આ સુચનામાં જણાવ્યા સીવાય બીજી કોઇ પણ વખતે એટલે દરેક પડદામાં બતાવવામાં આવશે નહીં. પડદો બનાવનારે મોતી બધાં એક સરખાં લેવાં, નાના મોટાં લેવાં નહીં, તેમજ આગલી સેરનાં મોતીની બરોબર બીજી સેરના મોતી આવી રહે છે કે નહીં તે જોઇ સરખાવીને લેતાં જવું. પડદો બનાવનારે આ સુચના ખાસ ધ્યાનમાં લેવી; અને પછી શરૂ કરવું. આ પડદો હોલમાં મુકવાથી ઘરનો સર સામાન અને હોલ ઘણોજ સુશોભીત લાગે છે. પડદા બનાવવામાં હંમેશાં પથરીઆ મોતી વાપરવાં કેમકે આવાં મોતીના પડદાઓ ઘણા સુશોભીત લાગે, અને દેખાવ પણ ઘણો સુંદર આપે છે.

# સ્ત્રી ઉપયોગી પુસ્તકોનું લીસ્ટ.

| | | |
|---|---|---|
| અમર ચરિત્ર. ભા. ૧-૨-૩-૪.... | ૧૬ | ૦ |
| સરસ્વતિચંદ્ર. ભા. ૧-૨-૩-૪. | ૧૨ | ૧૨ |
| સતિધર્મ પતિસેવા. ભા. ૧-૨ | ૫ | ૮ |
| પતિવ્રતા સતિઓ- (સચિત્ર) | ૩ | ૮ |
| પકવાન પોથી અથવા પાકશાસ્ત્ર. | ૩ | ૦ |
| વેતરવા તથા શીવવાની કળા. | ૨ | ૦ |
| ગુંથણ કળા ભાગ. ૨જો તથા ૩જો. | ૫ | ૦ |
| લીલાવતી જીવન કલા | ૧ | ૮ |
| ઝાંસીની રાણી | ૩ | ૦ |
| ગુજરાતની જુની વારતા | ૩ | ૦ |
| પૃથુરાજ ચૌહાણ અને ચંદબરદાઇ | ૩ | ૦ |
| વહુને શીખામણ | ૧ | ૪ |
| સતી મંડળ. ભા. ૧-૨ | ૭ | ૦ |
| મંત્રરત્ન ગીતા. | ૨ | ૦ |
| ગૃહવ્યવસ્થા. | ૧ | ૦ |
| શ્રી હિત શિક્ષક. | ૪ | ૦ |
| વનિતા વિનોદ. | ૨ | ૮ |
| કુસુમાવલી. | ૧ | ૧૨ |
| અરેબીયન નાઇટ્સ. | ૧૦ | ૦ |
| કરણ ઘેલો. | ૨ | ૮ |
| કથા સરિત્સાગર. ભા. ૧-૨. | ૬ | ૦ |
| નવલગંગા. ભા. ૧-૨ | ૪ | ૦ |
| પ્રેમાનંદ કાવ્ય. | ૫ | ૦ |
| મણી અને મોહન! | ૨ | ૮ |
| વહેમી વનિતા. | ૨ | ૮ |
| મોહબત કે સુસીબત (સચિત્ર.) | ૫ | ૦ |
| કલાપીનો કેકારવ. | ૪ | ૦ |
| ડૂબતું વહાણ. | ૪ | ૦ |
| સૈનીકની સૂંદરી. | ૪ | ૦ |
| શ્રીમતિ વિજયા | ૩ | ૦ |
| મણીકાન્ત કાવ્યમાલા. | ૩ | ૮ |
| પ્રેમઘેલી પન્ના. | ૩ | ૮ |
| મ્હારી કમલા અને બીજી વાતો | ૧ | ૮ |
| ભક્તમાલા. | ૨ | ૮ |
| કાવ્ય માધુર્ય. | ૨ | ૮ |

| | | |
|---|---|---|
| પંચીકરણ .... .... | ૨ | ૦ |
| નીલમ માણેક. ભા. ૧ થી ૮. .... | ૧૨ | ૦ |
| મેઘદુત. .... .... | ૩ | ૦ |
| વાલ્મીકી રામાયણ.... | ૭ | ૦ |
| શંકરાચાર્ય પંચરત્ન.... | ૧ | ૪ |
| હિંદુસ્તાનની તીર્થયાત્રા | ૭ | ૦ |
| ભર્તૃહરીનાટક(સચિત્ર) | ૨ | ૮ |
| કૈલાસ માનસ સરોવર | ૨ | ૮ |
| મધુ રાણી .... .... | ૩ | ૦ |
| પ્રમાદધનની પ્રભુતા (સચિત્ર) .... | ૪ | ૮ |
| કુંદન અને કુસુમ. ભાગ. ૧ થી ૮. .... | ૧૦ | ૦ |
| નીલમ માણકની સંતતિ. ભાગ. ૧ થી ૪. .... | ૪ | ૦ |
| ચક્રવર્તી હમીર. .... | ૩ | ૮ |
| વિશ્વ મોહીની. ભાગ. ૧ થી ૮.... .... | ૧૬ | ૦ |
| ભારત લોક કથા. ભાગ. ૧ થી ૯.... .... | ૧૮ | ૦ |
| વસંત વિજય ભાગ. ૧-૨-૩-૪. .... | ૧૩ | ૦ |
| વેરની વસુલાત. .... | ૩ | ૮ |
| પાટણની પ્રભુતા. .... | ૨ | ૮ |
| વિર અને વીરપૂજા..... | ૩ | ૦ |
| વિવિધ સુખાભાસ..... | ૩ | ૦ |
| ભીષ્મ ચરિત્ર ભા. ૧.... | ૩ | ૮ |
| મોતી ગૌરી. .... | ૨ | ૮ |
| સતી ત્રીવેણી. .... | ૧ | ૮ |
| દુઃખીને દિલાસો. ભાગ. ૧ થી ૭. .... | ૫ | ૪ |
| ગુલીસ્તાનનું ગુલ. .... | ૫ | ૦ |
| કબીરવાણી. .... | ૩ | ૦ |
| ગુલાબ સિંહ. (મ. ન. કૃત) .... .... | ૩ | ૮ |
| ભીષ્મચરિત્ર ભા. બીજો. | ૨ | ૮ |
| મોતીના પડદા સંગ્રહ ભાગ ૧ .... .... | ૩ | ૦ |
| કાદંબરી (છ.હ.પંડયા) | ૪ | ૦ |
| ભાગ્યનો પારસ. .... | ૨ | ૦ |

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની,**

કાલબાદેવી રોડ મુંબઇ.

# બાળકો માટે પુસ્તકો.

| | રૂ. | આ. |
|---|---|---|
| ભોજ અને કાલિદાસ. ( સચિત્ર ) .... .... .... | ૪ | ૦ |
| ઈસપકૃત કલ્પિત વાતો ભાગ ૧, ૨. ( સચિત્ર ).... | ૨ | ૮ |
| લોર્ડ ચેસ્ટર શીલ્ડનો પોતાના પુત્ર-પ્રતિ ઉપદેશ.... | ૧ | ૮ |
| બોલસદબોધવાર્તાશતક .... .... .... | ૧ | ૮ |
| કાઉન્ટ ટોલસ્ટોયની વાતો .... .... .... | ૦ | ૮ |
| નવરંગી બાળકો .... .... .... .... | ૦ | ૮ |
| ટચુકડી સો વાતો. ભાગ ૧, ૨, ૩, ૪. .... .... | ૪ | ૮ |
| દીર્ઘાયુષી શી રીતે થવાય .... .... .... | ૨ | ૦ |
| શિશુસદ્બોધમાળા ભાગ ૧, ૨, ૩. .... .... | ૧ | ૪ |
| નાટ્ય કથારસ. ભાગ ૧, ૨. .... .... .... | ૨ | ૮ |
| મધુબિન્દુ. ( સચિત્ર ) .... .... .... | ૧ | ૦ |
| બાલકાંડ રામાયણ .... .... .... | ૧ | ૪ |
| નવી જીન્દગી. .... .... .... | ૩ | ૦ |
| શેરલોક હોમ્સનું નવું પરાક્રમ.... .... .... | ૧ | ૦ |
| સ્વદેશ. ( સર રવીન્દ્રનાથ ટાગોર કૃત. ).... .... | ૧ | ૦ |
| બાલકોને આનંદ ભાગ ૧, ૨ .... .... .... | ૧ | ૮ |
| મૂએ. .... .... .... .... .... | ૦ | ૧૦ |
| ચતુરસિંહ.... .... .... .... | ૦ | ૮ |
| કૌતકમાલા અને બોધ વચન .... .... .... | ૧ | ૦ |
| પંચ તંત્ર. .... .... .... .... | ૧ | ૮ |
| હિતોપદેશ. ( છપાય છે. ) | | |
| મનોરંજક વાર્તાવલી ભાગ ૧, ૨.... .... .... | ૨ | ૦ |

હાસ્યજનક વાર્તાલાપ ( ફરીથી છપાય છે ).

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની.**

કાલબાદેવી રોડ, મુંબઈ.

# વૈદકનાં પુસ્તકો.

| | રૂ. | આ. |
|---|---|---|
| શારંગધર સંહિતા. મૂલ તથા ગુજરાતી ભાષાંતર.... | ૧૨ | ૦ |
| ચરક સંહિતા. મૂલ તથા ગુજરાતી ભાષાંતર ભા. ૧ | ૫ | ૦ |
| ભાવ પ્રકાશ વોલ્યુમ્સ ૧, ૨... .... .... | ૧૫ | ૦ |
| શુશ્રુત સંહિતા ( મૂલ તથા ગુજરાતી ભાષાંતર ) .... | ૧૨ | ૦ |
| માધવ નિદાન .... .... .... .... | ૨ | ૮ |
| ગુજેરાતી મટીરીયા મેડીકા .... .... .... | ૮ | ૦ |
| આર્ય ભિષક .... .... .... .... | ૪ | ૮ |
| ઘરે વૈદુ .... .... .... .... | ૬ | ૦ |
| આરોગ્યની કુંચી .... .... .... .... | ૧ | ૪ |
| જીવન રસાયન શાસ્ત્ર .... .... .... | ૧ | ૮ |
| નારી દેહ તત્વ .... .... .... .... | ૧ | ૪ |
| છુપાં સંસારીક દુઃખ હરદો .... .... .... | ૪ | ૮ |
| વૈદક વિજ્ઞાનચક વોલ્યુમ્સ ૧, ૨ .... .... | ૧૫ | ૦ |
| નેત્રરોગ ( Diseases of The Eye ) .... .... | ૬ | ૦ |

દરેક આગેવાનોએ મુલાકાત લઈ સંતોષ બતાવી વખાણેલું અને હિંદુ જાતીનાં નિરાધાર અનાથ બાળકોને પોષણ અપાતું, આ

# હિંદુ અનાથ આશ્રમ-નડીઆ

## એકજ છે

તેને દાન કરવાના દરેક પ્રસંગોએ જરૂર યાદ કરી કંઈ પણ દાન મોકલશો.

હાલ તે દોઢસોને સુમારે અનાથ બાળક, બાળિકા અને અશક્તોનું પાલણપોષણ કરે છે અને તેમને જુદા જુદા ધંધા શીખવી પગ ઉપર ઉભા રહી કમાઇ ખાય તેવા સભ્ય શહેરી બનાવવા યત્ન કરે છે. તેમના ફક્ત ખોરાકી પોશાકી વીગેરે ખર્ચના રૂ. ૫૦) દરરોજ જોઇએ છીયે.

તો જરૂર તમે દયાની દેવીઓ ! આ તમારાં અનાથ ભાન્ડુઓને, બચાવવા તમારો દાનેશ્વરી હસ્ત લંબાવશો. દરેક પ્રકારનું દાન લેવાય છે.

વધુ વીગત માટે પુછો:—

**મંત્રી—હિંદુ અનાથાશ્રમ—નડીઆદ.**

Reg. No. B. 1070

# સ્ત્રીબોધ.

વર્ષ ૬૯] ફેબ્રુઆરી, ૧૯૨૫. [અંક ૨ જો.

તંત્રીઓ } બાઈ પુતળીબાઈ કાબ્રાજી.
કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ,
બી. એ. એલએલ. બી.

માતા—

મીઠાં મધુ ને મીઠા મેહુલા રે લોલ,
એથી મીઠી તે મોરી માત રે.
જનનીની જોડી સખિ! નહિ જડે રે લોલ. (ટેક)

પ્રભુના એ પ્રેમ તણી પુતળી રે લોલ,
જગથી જુદેરી એની જાત રે— જનની૦

અમીની ભરેલ એની આંખડી રે લોલ,
વ્હાલનાં ભરેલાં એનાં વેણ રે— જનની૦

ઘટતી ચંદાની દીસે ચાંદની રે લોલ,
માનો નહિ આથમે ઉજાસ રે—
જનનીની જોડ સખિ! નહિ જડે રે લોલ.

[ સ્વ. બોટાદકર. ]

મંત્રી-જીવનલાલ અમરશી મ્હેતા; અમદાવાદ.

## અનુક્રમણિકા—ફેબ્રુઆરી, ૧૯૨૫.



---

### "સ્ત્રીબોધ"ના ગ્રાહકોને સૂચનાઃ—

ભેટનાં બે પુસ્તકો ગ્રાહકોને મોકલાઇ ગયાં છે, તે મળી ગયાં હશે જ

(૧) વડોદરા સ્ટેટનાં જે પુસ્તકાલયો લવાજમ મ. ઓ. થી મોકલે છે તેમણે તે મોકલીને ભેટનાં પુસ્તકો તરતજ મંગાવી લેવાં.

(૨) હિન્દુસ્થાન બહારનાં ગ્રાહકોએ આ અંક મળેથી રૂ. ચારનો પોસ્ટલ ઓરડર મોકલીને ભેટનાં પુસ્તકો મંગાવી લેવાં.

વધારે માહિતી માટે વાંચો ટાઇટલનું પાનું ત્રીજું—મંત્રી.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૬૯ મું. ] ફેબ્રુઆરી. [ અંક ૨ જો.

## આત્મગુંથન.

એક વેલી ઉગી અમ બાગમાં રઢીઆળીજી,
સખી ધરતી નૌતમ વેશ એ રઢીઆળીજી.
એક દીન ઉગ્યાં બે ફુલડાં રઢીઆળીજી,
અતિ સુંદર ધોળાં લાલ એ રઢીઆળીજી.
અમે રસભીનાં બે ફુલડાં રઢીઆળીજી,
કરે મલયપવન દિલ ફુલ એ રઢીઆળીજી.
અમે નિર્મળ નીરથી ઉછર્યાં રઢીઆળીજી.
વિસર્યાં આલમના ઘાવ એ રઢીઆળીજી.
સખી સંદેશા તો કહાવીઆ રઢીઆળીજી,
સંદેશે સીંચ્યા સ્નેહ એ રઢીઆળીજી.
અમે અભિન્ન રૂપથી વિચર્યાં રઢીઆળીજી,
આલમમાં થઈ તલ્લીન એ રઢીઆળીજી.
અજ્ઞાત પુરા અન્યોન્યથી રઢીઆળીજી.
હવે થયાં-સખિ! અભિન્ન એ રઢીઆળીજી,
અમ પ્રાણ પરસ્પર પોયીઆ રઢીઆળીજી.
—ને ગુંથ્યાં આત્મગુંથણ એ રઢીઆળીજી.

હર્ષદ ઝ. દેસાઇ.



# વિશ્વયાત્રા.

ઉઠ અલબેલડી ! પ્રિય સખી ! સત્વરે
 ઇશનું અવનવું વિશ્વ જોવા,
જગતને કાંઠડે પુનિત સૌંદર્યનાં
 પૂરી રેલી રહ્યાં પાપ ધોવા;

ચાલને ઉડીએ સમય વહી જાય છે,
 પાંખ ફફડાવ તારી રૂપાળી,
અવનીના કીચડમાં શીદને રસળીએ ?
 જો પણ ભૂમિ ભાસે રસાળી—

વ્યોમના વિશદ આ ચાંદની ચોકમાં
 ચંદ્રનો ભવ્ય જલસો સખી જો !
ઉડુતણા દિવ્ય સંગીત આલાપમાં
 નાચતા શુક્રની સુરખી જો !

તારલો ધ્રુવ જો પરમરસ પ્રેમના—
 સુરનો એકતારો બજાવે,
પ્રેમમાં છલકતી સુખછબી ઢાંકતી
 અલકલટ તાહરી એ ધ્રુજાવે !—

ગાનક્ષીરસિંધુ પર તરવરે તારલા
 ક્ષીર પર જેવી નવનીત કણીઓ,
નહિ અરે ! ઝળકતા સુરથી હલકતા
 મલકતા એ સખી પ્રેમમણિઓ—

-આમ જો જો ! પ્રિયે ! ધમધમે ઉજળી–
પૂણ્યમૂર્તિ શી આકાશગંગ,
નૂર ને પૂર શી ધન લાગી રહી
એહના વિશ્વ વ્યાપ્યા તરંગ !–

ચાલ જઇએ પણે ક્ષિતિજને તીર ત્યાં
ભાનુ જો પ્રિય ઉષા પાસ ધસતો,
વીલી સંધ્યા રહી પટ ગ્રહી પાછળે
કુતુહલે ખડખડી સિંધુ હસતો !–

વાદળી હેમની વિપુલ તહીં પાથરી
ચાલ ત્યાં ચાલ વિશ્રાંતિ લઈએ;
નાથને નમી નમી નેહથી પ્રેમદા
જગતને દ્વાર કૃતકૃત્ય થઇએ.

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ.

---

# શાળા છોડયા પછીના શિક્ષણવર્ગો.

[ લેખકઃ—રા. કેશવપ્રસાદ દેશાઈ, બી. એ. એલ. એલ. બી. ]

પ્રાથમિક શિક્ષણ એટલે વાંચવાનું, લખવાનું અને જુજ ગણિતનું જ્ઞાન. ગુજરાતી ચાર ધોરણના અભ્યાસ પછી વિદ્યાર્થીને આટલું જ જ્ઞાન થાય છે. આટલું ભણે ત્યારે વિદ્યાર્થીની ઉમર દશેક વર્ષની હોય. એટલે બીજું સામાન્ય જ્ઞાન મેળવવા જેટલી એની બુદ્ધિશક્તિ ના જ હોય. છતાંયે આપણા દેશમાં હજારો વિદ્યાર્થીઓને આટલું જ્ઞાન મળતાં તો અભ્યાસ બંધ કરવો પડે છે. અભ્યાસ બંધ થવાનાં અનેક કારણો છે. પ્રથમ તો અસંખ્ય ગામડામાં આગળ અભ્યાસ કરવાની ગોઠવણ જ નથી. વળી જ્યાં ગોઠવણ છે, ત્યાં લોકોની ગરીબાઈ અથવા તો સામાજિક માન્યતાઓ આદિ આડે આવે છે. દસ અગીયાર વર્ષનું બાળક થાય ત્યાર પછી જો તેને ભણાવ તો, ભણવાનું ખર્ચ બેસે એટલું જ નહિ, પણ તે બાળક પોતાના કુટુંબી ધંધામાં મદદ કરતું અટકે. દસ અગીયાર વર્ષના છોકરાઓને ખેતરમાં ને મીલોમાં પણ મજુરીયે લગાડી દેવામાં આવે છે. છોકરીયો દશ વર્ષની થાય ત્યાં સુધી પણ જો કદાચ ભણતી હોયઁ, તો પણ ત્યાર પછી તો તે પરણવાની ઉમરની કહેવાય, એટલે એને ભણાવતા નથી. આવી શોચનીય સ્થિતિમાં આપણે છીયે.

આપણા દેશમાં એક તો નિરક્ષરતા જ વધારે છે, અને તેમાંયે જેઓને કેળવણીનો લાભ મળેલો છે, તેમાંનો મોટો ભાગ ઉપર જણાવી છે તેવી પ્રાથમિક કેળવણી જ પામેલો છે. ખરું જોતાં પ્રાથમિક કેળવણીથી જ્ઞાનનો લાભ જરાયે મળતો નથી. પ્રાથમિક કેળવણી ફક્ત જ્ઞાનનો માર્ગ દેખાડે છે, જ્ઞાનનું દ્વાર દર્શાવે છે; પરંતુ જો જ્ઞાનનો ખરેખરો લાભ આપવો હોય, અજ્ઞાનરૂપી અંધકાર દૂર કરવો હોય, જો આપણે શહેરીઓ

જોઇતા હોય, તો તો વિશેષ જ્ઞાન આપવાની અગત્ય છે. અલબત્ત, જો પ્રાથમિક જ્ઞાન જ મળેલું ના હોય, તો કોઇ તે જ્ઞાન આગળ વધારી શકે નહિ. એટલે પ્રાથમિક જ્ઞાનની તો બહુ જ અગત્ય છે. એ તો આપણું પહેલું પગથીયું છે, પણ તે પુરતું નથી, અને ત આગળ વધારવા માટે પ્રયત્ન થવાની જરૂર છે.

વળી શહેરોમાં કેટલીક કન્યાઓ ત્રણ ચાર ધોરણ કરતાં કાંઇક વિશેષ અભ્યાસ કરે છે. પરંતુ તેમને તે અધુરે છોડી દેવો પડે છે, અને પછી તેમનું જીવન મોટે ભાગે એવે માર્ગે વહે છે, કે જ્ઞાન સાથે સહવાસ રાખવાનો પણ પ્રસંગ મળતો નથી.

માટે જ્યાં જ્યાં પ્રાથમિક શિક્ષણ પામેલાં નરનારીઓ હોય, ત્યાં સઘળે તેમનું શિક્ષણ આગળ વધારવાની સગવડો કરી આપવી જોઇયે. આમ થશે તો જ તેઓને શિક્ષણનો સહવાસ રહેશે, તેમણે મેળવેલું થોડું ઘણું પણ જ્ઞાન સુદૃઢ થશે, અને આપણે કાંઇક અંશે અજ્ઞાનનાં પરિણામી દુઃખો દૂર કરી શકીશું.

શાળા છોડયા પછીનું આ શિક્ષણ કેવું હોવું જોઇએ તે પણ વિચારવા જેવું છે. આ વિચાર કરતી વખતે આપણે ધ્યાનમાં રાખવાનું છે કે આ શિક્ષણ લેનારાં ઘણું કરીને મોટી ઉમરનાં હશે. વીસેક વર્ષ અને તે ઉપરનાં માણસો તેમાં આવશે, બીજું, તેઓ બહુ જ થોડો વખત શિક્ષણ પાછળ ગાળી શકશે. એટલે જાતજાતના શિક્ષણની મોજ કાંઇ તેઓથી ભોગવાય નહિ. તેઓ તો વ્યવહારૂ શિક્ષણ માંગે, અને તેવું જ શિક્ષણ તેમને આપવાની તરત વૃત્તિ રાખવી. છતાંયે બે વાતો તો આપણે ખાસ ધ્યાનમાં રાખવાની છે. આત્માને ઉન્નત કરે નહિ તે શિક્ષણ જ નથી. અને ઉન્નત આત્મા તે નિરોગી શરીરમાં રહી શકે. એટલે આ વર્ગોમાં હંમેશાં આ બે બાબતો ધ્યાનમાં રાખીને જ કાર્ય કરવું. અને પ્રત્યક્ષ તેમજ પરોક્ષ રીતે આ બંને બાબતો તરફ ભણનારનું ધ્યાન દોરવું.

અભ્યાસક્રમમાં વ્યવહારોપયોગી વિષયોનું જ્ઞાન આપવું જોઇએ. સાહિત્ય—ઉત્તમ સાહિત્ય—થી ખરેખરી કેળવણી મળે છે. તેથી બુદ્ધિ અને આત્મા વિકસે છે; જનસ્વભાવનું જ્ઞાન થાય છે,

# "સ્ત્રીબોધ" માસિક સંબંધી યોજના

તા. ૧-૧-૨૫ થી ત્રણ વર્ષને માટે અમદાવાદથી પ્રસિદ્ધ થ "સ્ત્રીબોધ" માસિકની ઓછામાં ઓછી ૨૦૦ નકલોના ગ્રાહક થવું અ લવાજમમાં જેટલો ઘટાડો થઈ શકે તેટલો કરી લેવો. ભેટનું પુસ્ત લેવાનું ઐચ્છિક રાખવું.

૨ ચરોતર પ્રદેશના જે ભાઇઓ પોતાના કુટુંબની સ્ત્રીઓ અ બાળકોને વાચનદ્વારા સંસ્કાર આપવા ખુશી હોય તેમની સાથે પત્રવ્યવહાર કરી ઘટાડેલા દર પ્રમાણે "સ્ત્રીબોધ"નું ત્રણ વર્ષનું સામટું લવાજમ રૂ. ૫) મંગાવી લેવું. ૨૦૦ નકલોના ગ્રાહક તરીકે ભેટના પુસ્તક શિવાય એક વર્ષનું લવાજમ રૂ. ૧-૧૦-૦ દરેક નકલનું નક્કી થયું છે. (આફ્રિકા વગેરે પ્રદેશ માટે પોસ્ટેજ ખર્ચ પુરતું વધારે લેવાશે. )

૩ જે ગામના યુવકો પોતાના ગામની કન્યાશાળાના છેલ્લા ધોરણમાં અભ્યાસ પૂરો કરી અભ્યાસ છોડી દેનાર કન્યાઓને "સ્ત્રીબોધ" માસિક બાર માસ મફત પૂરૂં પાડવાની ઇચ્છાથી ફંડ એકઠું કરી લવાજમ મોકલી આપે તેમને પણ આ યોજનાનો લાભ આપવો.

૪ દર માસે "સ્ત્રીબોધ" અમદાવાદથી જ બારોબાર ટપાલદ્વારા જે તે બ્હેનને પોતાને જ શિરનામે મોકલવાની યોજના રાખવી.

૫ કોઇ અંક ન મળે ત્યારે વા શિરનામું બદલવું હોય ત્યારે ગ્રાહક નંબર જણાવી "વ્યવસ્થાપક સ્ત્રીબોધ, અમદાવાદ" એ શિરનામે બારોબાર લખવું.

૬ આ યોજનાને અંગે જે બહેનોને "સ્ત્રીબોધ" માસિક મળે તેઓ નિયમિત વાંચે છે કે કેમ અને વાંચેલામાંથી કેટલું સમજી શકે છે તે જાણવાને માટે સૌ. શારદાબ્હેન મહેતા વા અન્ય કોઇ વિદુષી બ્હેન દ્વારા દર ત્રણ માસે એક વખત પ્રશ્નપત્ર મોકલી ઉત્તર લખાવી મંગાવવા અને તે સુધારીને પાછા મોકલવાની યોજના રાખવી.

૭ "સ્ત્રીબોધ"ની ભેટનું પુસ્તક જેમને લેવાની ઇચ્છા હોય તેમણે ત્રણ વર્ષના રૂ. ૫) ને બદલે રૂ. ૬) મોકલવા.

મો. ન. અમીન.

## મીસીસ જીનરાજદાસે સુરતમાં સ્ત્રીઓ સમક્ષ આપેલા ભાષણનો સાર.

પ્રથમ તેમણે જણાવ્યું હતું કે મુંબઇ મ્યુનીસીપલ કાઉન્સીલમાં સ્ત્રીઓની ચુંટણી થવા લાગી છે તે સબંધે આપણા એસોસીએશનની બાનુઓએ પત્રોદ્વારા વાકેફ રહેવું જોઇએ અને એવા પ્રયાસો પોતાના ગામમાં કરવા તૈયાર થવું જોઇએ. મુંબઇનો સ્ત્રી વર્ગ એટલો આગળ વધતો જાય છે તેની તારીફ કરતાં તેઓએ પોતાનો ઘણોજ આનંદ જાહેર કર્યો હતો. સ્ત્રીઓએ જગતમાં શું શું કાર્ય કરવાનું છે તે તેમણે બહુ સારી રીતે સમજવું જોઇએ. તેઓ જગતના કલ્યાણનાં કાર્યોમાં પુરૂષો કરતાં કોઇ પણ રીતે ઓછા જરૂરનાં નથી. અત્યારનો ઇશ્વરી પ્રવાહ જ પુરૂષોને સમાજ રચના માટે બળ આપી રહ્યો છે અને તેઓએ આગળ વધીને એટલું પણ કહી નાંખ્યું હતું કે નવયુગનાં મંડાણ સ્ત્રીઓની સહાયતા વિના થઇ શકવાનાં જ નથી. હિંદમાં સ્વરાજ્યની વાતો થાય છે પણ સ્ત્રીઓની સામેલગીરી વિના હિંદને સ્વરાજ્ય મળશે ક્યાંથી, તેનો કોઇએ વિચાર કર્યો નથી. સ્ત્રીસમાજ સડેલો રહે અને પુરૂષો સુખે સ્વરાજ્ય ભોગવશે એ કયા દેશનો ઇતિહાસ સાક્ષી પુરે છે? પશ્ચીમના દેશો તપાસો અને તેમની સંસ્કૃતિની નીષ્ફળતા તપાસશો તો જણાશે કે સ્ત્રીઓને આજ સુધી રાજ્યકારભારમાં સ્થાન અપાયું નથી તેથી જ તેનો અંત આવવા લાગ્યો છે. જેમ ઘર એકલા પુરૂષથી ચાલી શકતું નથી તેમ એકલા પુરૂષથી રાજ્ય પણ ચાલી શકશે નહિ. સ્ત્રી વિનાનું ઘર જેમ ઘર નથી પણ વેરાન છે, તેમ સ્ત્રીઓ વિનાનું રાજ્યકાર્ય પણ એકપક્ષી કાર્ય ગણાય. સંપૂર્ણ આંકડો તો સ્ત્રી અને પુરૂષ બન્નેના સંયોગમાં છે. એકલી રાધા કે એકલો કૃષ્ણ જગતને કાંઇ પણ આગળ દોરી શકતાં નથી. તેમજ સ્ત્રી પુરૂષને માટે પણ સમજવું. કારણ કે રાજ્ય એટલે જ શહેરીઓનો સમુહ, અને શહેરીઓમાંથી સ્ત્રી વર્ગને બાતલ કરનાર કોણ? પણ આ પ્રમાણે સ્ત્રી વર્ગ પોતાની જવાબદારીઓ સંભાળે તે અગાઉ તેમને કેળવણીનાં તમામ સાધનો પુરાં પાડવાં જોઇએ. માત્ર ઘરની ચાર દિવાલોમાં શું શું થઇ રહ્યું છે તે જાણી બેસી રહેવું એને કાંઇ કેળવણીની ઉપમા ન અપાય. દેશના ને જગતના જીવનમાં ભાગ લેવામાંજ કેળવણીનો અર્થ

વળી ઘણા જેમ માને છે કે કન્યા ૧૧-૧૨ વર્ષની થાય એટલે કન્યાઓની કેલવણી પુરી થઇ ગણાય. તેમ માનવું એ પણ ભુલ ભરેલું છે. કયા છોકરાની કેલવણી ૧૧-૧૨ વર્ષે પુરી થઈ છે ? અને એટલી ઉમ્મરમાં જીંદગીની જરૂરીઆતો અને જવાબદારીઓ સમજવામાં જોઇતી કઈ કેલવણી સ્ત્રીઓ લઇ શકે એમ છે ? તે કોઈ કહેશે ? મારે આપણી એસોસીએશનની સભાસદોએ એટલું તો ધ્યાનમાં રાખવાનુંજ છે કે તમારી બાલિકાઓના કોમળ જીવનપર લગ્નની ધુંસરી પરોવતાં પહેલાં તેમને માતા થતાં શીખવજો અને પત્ની તથા માતાનું કાર્ય બરાબર બજાવી શકે એવી જ સ્ત્રીઓ માત્ર હિંદ ભૂમિમાં મોકલજો. બ્હેનો, તમારી હુંફભરી સ્હોડમાંથી હિંદના નાગરિકો ઉત્પન્ન કરે એવી જ બાલિકાઓને જીવનના રણસંગ્રામમાં મોકલજો, અને ત્યારેજ તમારા માથે રહેલી જવાબદારી તમે પુરી અદા કરી ગણાશે. આપણું મંડળની હસ્તી એટલા માટે જ છે કે જગતમાં સ્ત્રીત્વ વધારે બળવાન અને કાર્ય કરતું થાય. સ્ત્રીઓએ જગતને પોષવાનું છે; તેઓમાં રહેલી ભક્તિ અને નિઃસ્વાર્થતા વડે તેઓએ જગતને તેમના જેવું બનાવવાનું છે;-અને જગતના આ 'સ્ટેજ' પર તેમણે તેવા કંઇક ને કાંઇક કાર્યો કરી બતાવવાનાં છે. ભુલી ના જશો કે સીતા અને દમયંતી હજુ પણ જગતમાં પ્રથક પ્રથક નજરે પડે છે, અને તમે પણ તે જ સ્થળે જઇ શકો એમ છો. હિંદની સ્ત્રીઓ બહુજ ભક્તિભાવવાળી છે એ ખરૂં, પણ તેમની ભક્તિના પરિણામ રૂપે તેમણે તેમનું જગત સુંદર અને સ્વચ્છ બનાવવું જોઇએ અને ત્યારેજ એમની ભક્તિ કાંઇક સક્રિય કહી શકાય. આપણી બ્હેનો સ્વચ્છ અને સુંદર રહી શકે એવી આપણે દરેક જણે કોશીષ કરવી જોઇએ. અને જે જે વસ્તુઓ તમે તમારે માટે માગતાં હોવ તે સર્વે બીજી બ્હેનોને પણ મળે એમ તમારે ઇચ્છવું જોઇએ. આપણા દેશમાં બાલ મરણનું પ્રમાણ ભયંકર છે. દર હજારમાંથી ૬૭૦ બાલકો વર્ષની ઉમ્મરે પહોંચતાં પહેલાં મરણ પામે છે. એ ખેદજનક બનાવનું સ્મરણ કરતાં આપણી બ્હેનોને માથે ઝઝુમતું દુઃખ આપણે સાંખી શકતાં નથી. તેમને સુઘડ રહેવાનાં સાધનો આપો; તેમને બાળલગ્નનાં પંજામાંથી બચાવો એ જ તમારી ફરજ છે. માણસ પોતાની આજુબાજુએ વસતાં મનુષ્યોની સંભાળ રાખવા મંડે તો હું ધારું છું કે પ્રભુસેવાનો ધોરી રસ્તો ઉઘાડો થતો જાય. પણ અફસોસ તો એ જ છે કે સ્વાર્થમાં-પોતામાં ગુંચાયલા મનુષ્યોને પારકાના સુખ દુઃખની ક્યાં પડી છે !

નોંધ લેનાર

આપનો બંધુ હિરાલાલ.




આપણામાં પેઢી દર પેઢી ચાલતા આવેલા લાજ કાઢવાના રીવાજને હજુય ચાલુ રાખવાની જરૂર છે કે કેમ, આવી શંકા ઘણાં ભાઇ બ્હેનોને થાય છે. લાજ કાઢવાનો રીવાજ અવિશ્વાસમાંથી ઉદ્ભવ્યો હોવો જોઇએ. કાંતો પુરૂષોને એમ લાગ્યું હશે કે, સ્ત્રીઓનાં હૃદયમાંથી પવિત્રતા દિન-પ્રતિદિન ઘટતી જાય છે તેથી જો તેઓ પરપુરૂષનું મુખ ન જોઇ શકે, પરપુરૂષ સાથે વાત ન કરી શકે, તેવું કૈં કરવામાં આવે તો જ તેમની પવિત્રતા ટકાવાશે. ને આવી મનોદશાને પરિણામે સ્ત્રીઓના મુખને ઘુંઘટથી ઢાંકી દેવાનો રીવાજ અવિશ્વાસુ પુરૂષોએ પ્રચલીત કર્યો હોય ને ધીમે ધીમે આખા સમાજમાં તેનું અનુકરણ થયું હોય. અગર પુરૂષોનાં મન નિર્બળ, વિષયી થતા જતા જોઇ અગર મુસલમાની રાજાઓના અમલ વખતે યવનોની વિકારવૃત્તિથી પોતાનાં પાતિવ્રતનું રક્ષણ કરવા સારૂ આર્ય સન્નારીઓએ પોતાના મુખચંદ્રને ઘુંઘટમાં છુપાવી રાખવાનું સ્વયં પસંદ કર્યું હોય.

લાજ કાઢવાનો રીવાજ રામાયણ અને મહાભારતના સમયમાં નહોતો. તે વખતે સ્ત્રીઓ પોતાનાં શીર સાટે શીલ સાચવતી. પુરૂષો પણ મહાભયંકર પરિણામોની પણ પરવા ન કરતાં અબળાઓના શિયળનું રક્ષણ કરતા. તે વેળાએ આજની માફક શરીર કે મનનાં કજોડાં નહોતાં થતાં. આખો સમાજ ધર્મપરાયણ હતો. તે સમયે સ્ત્રી પુરૂષોની વૃત્તિઓ સાત્વિક હતી.

પણ અફસોસ ! કળીકાળ આવ્યો. લોકોની વૃત્તિઓ સાત્વિક મટી વિકારી થતી ગઇ. ચલણી નોટોની માફક કન્યાઓ વટાવા લાગી—કન્યાની ભારોભાર સોનૈયા લેઇ મડા સાથે મીંઢળ બંધાવા લીધા. લગ્નના વિશાળ ક્ષેત્રો સંકુચિત થતા ગયા. લગ્નની ઉચ્ચ ભાવનાઓ ભૂલાતી ગઇ. સમાજમાં અનેક પુરૂષો અપરીણિત રહેવા લાગ્યા. વય કે ગુણ જોયા સિવાય ધન કે કીર્તિપર મોહી અનેક માબાપો પોતાને ફાવે તેમ, પોતાના માની લીધેલા ક્ષણિક લ્હાવા લેવાની મ્હોંકાણમાં દિકરા દિકરીઓ વરાવવા

લાગ્યા. નિર્દોષ બિચારું બાળક, હજુ તો માના પેટમાં હોય, આ દુનિયાની હજુ હવા પણ ન ખાધી હોય, તે પહેલાં તો તેમનાં જીવનભરના સાથીનાં નિર્માણ થઇએ ગયાં હોય !! સમાજમાં આવા અનેક સડાઓ કમભાગ્યે ઘુસતા ગયા.

આનું પરિણામ શું આવ્યું ?

જેમ કીડીઓ ઉભરી નિકળે તેમ દેશભરમાં ચોમેર વિધવાઓ દશ્યમાન થવા લાગી. ચચ્ચાર રાતે સાડલે અકેક કાળો સાડલો દેખાવા લાગ્યો. બાર બાર ચૌદ ચૌદ વર્ષની બાલિકાઓની, પતિ એટલે શું એ સમજ્યા પહેલાંજ સૌભાગ્યચુડીઓ ઉતરવા લાગી–વૈધવ્યના મહા ભયંકર દુઃખ દરીયામાં ડુબવા લાગી. સમાજમાં–આ ક્રૂર હિંદુ સમાજમાં–આવી બિચારી નિર્દોષ બાળવિધવાઓ પર શા શા વિતકો નથી વીતતાં ? સાસુ નણંદોના અનેક પ્રકારનાં દુઃખો સહન કરવાનાં અને આખી જીન્દગી ઓશીયાળી કાઢવાના 'ગુલામીના લેખ' બિચારી કુમળી કળીઓનાં કપાળે લખાવા લાગ્યા.

આ બિચારી બાળાઓનું પણ આખરે તો વિકારવશ માનવ હૃદય જને ! જે મોહ–વિકારને પુરૂષો ચાળીસ પચાસ વર્ષની ઉમ્મરે—અનેક સંતાનના પિતા થવા છતાંય ન છોડી શકે તે વિકારોને આ બાળા કેમ જીતી શકે ? વળી, તેનું પવિત્ર વાતાવરણ પણ કયાં છે કે તેઓ જીવનભર પવિત્ર જીવન ગાળી શકે ? છતાંય, અનેક આર્ય વિધવા બ્હેનો, આવા કલુષિત વાતાવરણમાંય અખંડ બ્રહ્મચર્ય પાળી રહી છે. અનેક વાર નમે હો તેમની પવિત્ર સાનિધ્યમાં. આવી પવિત્ર આર્ય મહિલાઓનાં દર્શનને અપશુકન માનવાની અજ્ઞાનતા વિષે શું લખવું ?

પણ બધીય બાળવિધવાઓ પવિત્ર નથી રહી શકતી. ગુપ્ત ગર્ભપાત થવા લાગ્યા. જે દયાળુ હૃદયોથી આ જોયું ન ગયું, તેમણે વિધવાશ્રમો, અનાથાશ્રમો ઉભાં કર્યાં. પણ તેથી તો આમ કુછંદે ચડેલાંઓને વધુ સરળતા જ થઈ ગઇ. સમાજમાં પેઠેલ સડો તેથી દૂર ન થયો. જ્યાંસુધી સમાજમાંથી અસમાન લગ્નો થતાં નહિં અટકે ત્યાંસુધી આવા સડાઓ દૂર નહિં જ થવાના.

પહેલાંની સ્ત્રીઓ સદ્ગુણોમાં ખુબસુરતી માનતી; અત્યારે તો શરીરનાં સર્વ અંગો દેખાય તેવાં ઝીણાં વસ્ત્રોમાં જ સ્ત્રીઓ શોભા માની બેઠી ! સાત્વિક ખાનપાન છોડી વિકાર વધે તેવા જ ખાનપાન વધી ગયા. આમ અત્યારે આપણું પ્રિય ભારત મોજશોખ ને સ્વચ્છંદથી સળગી રહ્યું છે. શું સ્ત્રી કે શું પુરૂષ સૌનાં મન નિર્બળ, મોહઘેલાં–વિષય વિકારવશ થઇ

ગયાં છે. આજે દીયરપર ભોજાઇ, અરે બ્હેન પોતાના સગા ભાઇપર પણ પૂરો વિશ્વાસ નથી રાખી શકતી. આજે કોઇ પુરૂષ પોતાની પત્નીપર પણ પૂર્ણ વિશ્વાસ નથી મૂકી શકતો. આટલું અધઃપતન આપણું થઇ ગયું છે.

અને તેથી જ આજે અનેક સ્ત્રીઓ પરપુરૂષ સાથે વાતચીત કરતાં, કે જતાં આવતાં સંકોચ પામે છે. પુરૂષ જાતિનું પણ સ્વમાન હણાઇ જ ગયું છે. નહિં તો તેની સામેનું આ અપમાન જોઇ તેનું અંતર કેમ ન બળી જાય? સર્વ સ્ત્રીઓ પોતાની સાથે નિર્ભયતાથી, જરાએ સંકોચ રાખ્યા સિવાય વાર્તાલાપ કરે, પોતા પરના અવિશ્વાસ, અશ્રદ્ધાની નિશાની રૂપ ઘુંઘટ સ્ત્રીઓ સ્વયં દૂર કરે, તેટલી પોતાના ચારિત્ર્યની છાપ સર્વ સ્ત્રીહૃદયપર પાડવા, સ્વમાનવાળો પુરૂષ કેમ ન મથે? સ્ત્રીઓને લાજ કાઢવી ગમે છે એવું તો નથી જ. પણ જ્યાંસુધી સમાજમાં પરસ્પર અવિશ્વાસનું વાતાવરણ કાયમ હશે ત્યાંસુધી લાજ કાઢવાનો રીવાજ સ્ત્રીઓ તો નહિં જ છોડે, ને તે જ ઇચ્છવા યોગ્ય છે. એટલું ખરૂં છે કે કયા પુરૂષની લાજ કાઢવી જોઇએ ને કયા પુરૂષની નહિં એનો વિવેક કરતાં સ્ત્રીઓએ શીખવું જોઇએ. સ્ત્રીઓએ એ પણ જાણવું ઘટે કે પોતે સતી સમાન પવિત્ર હશે તો જગતમાં કોઇની મગદુર નથી કે તેમની સામે કોઇ કુદ્રષ્ટિ પણ કરી શકે. લાજ એટલે પુરૂષોપરના અવિશ્વાસની નિશાની.

દોશી ન્યાલચંદ ઉકાભાઇ.

---

## ગુજરાતની બ્હેનોને

વ્હાલી ભગિનિઓ—

આજે હું તમને બે બોલ કહું તે સાંભળી હૃદયમાં ઉતારશો તથા વિચાર કરી અમલમાં મૂકશો, તો હું મારો આ પ્રયાસ સફળ થયો માનીશ.

દુર્ભાગ્યે આપણામાં લગ્નપ્રસંગના કેટલાક કુરિવાજો એવાં તો મૂળ ઘાલ્યાં છે, કે જે અનેક પ્રયત્નો છતાંએ જતાં નથી. આમ છતાં આપણે નિરાશ થઇ જોયા કરવું ન ઘટે. આપણે તનતોડ મ્હેનત કરી, જાતે સ્વયંસેવક બની એ રિવાજોની પ્રણાલિકા બંધ કરાવવી જોઇએ. શુદ્ધ અંતઃકરણથી કરવા ધારેલું કાર્ય ન થઇ શકે એમ કદી બને જ નહિ. પરંતુ વચ્ચે આવતી મુશ્કેલીઓની સામે પણ આપણે અડગ રહેવું જોઇએ, તો આપણો શ્રમ સફળ થયા વિના રહે જ નહિ!

લગ્ન જેવી પવિત્ર અને ધાર્મિક ક્રિયા બીજી કઇ હોઇ શકે? જે ક્રિયાથી દંપતીનું ભાવી જીવન બંધાય છે, સંસારનાં કાર્યોમાં એક બીજા રસભર્યો ભાગ લઇ અમરનામના મેળવવા તથા પોતાના કુળને, જ્ઞાતિને તથા દેશને દીપાવનાર પુત્રપુત્રી રૂપી અમૂલ્ય રત્નો મેળવવાને ભાગ્યશાળી થાય છે; એ ક્રિયાને પવિત્ર કેમ ન કહેવાય!

આ વિશ્વ બધું વિશ્વનિયંતાને આધારેજ રચાયલું છે. સૃષ્ટિપાલકની પ્રસન્નતા વિના કોઇપણ જીવ સુખી રહી શકેજ ક્યાંથી? આપણા વડીલો આટલાજ માટે લગ્નપ્રસંગે ઇશ્વર-પ્રસન્નતાના મંત્ર ભૂલ્યા નથી. આટલા માટેજ લગ્નક્રિયા ધાર્મિક સિદ્ધાંતાનુસાર યોજાયલી છે. એ લગ્નક્રિયા દેવને સાક્ષીભૂત રાખી કરાય છે. દેવની પૂરી પ્રસન્નતા મેળવવી જોઇએ કે જેથી તેમના તરફથી દંપતીને એવો 'આશીર્વાદ' મળે કે "તમે તમારૂં જીવનનાવ સુખેથી

ચલાવો, ઉત્તમ કાર્યો કરો તથા સારી સંતતિ પ્રાપ્ત કરી વિશ્વ-વિખ્યાત બનો."

આ પ્રસંગે આપણે પૂરેપૂરી વિશુદ્ધતા જાળવી શકતાં નથી એ આપણી માનસિક નબળાઈનું જ પરિણામ છે. સુધરેલી–સમજુ બ્હેનો તો આ નબળાઈના ભોગમાંથી બચી જાય છે, પરંતુ તેઓ તટસ્થ રહે છે, એ હું સ્વાનુભવપૂર્વક કહી શકું છું. આવા તટસ્થપણાથી અજ્ઞાત સ્ત્રીઓ નહિ સુધરે. જ્યાંસુધી એ સ્ત્રીઓ નહિ સુધરે ત્યાં સુધી તેમની સંતતિ સારી ક્યાંથી થશે? માટે હવે તો સર્વમાં જાગૃતિ આવવી જ જોઇએ.

બ્હેનો, તમારામાં બુદ્ધિ નથી, હૃદય નથી, એમ કહેવાનો મારો કે કોઈનો જરાય હક્ક નથી. પરંતુ કોણ જાણે તમે સમજવા છતાંએ શામાટે અયોગ્ય ગીતોની હેલી વર્ષાવી શુદ્ધ ક્રિયામાં અશુદ્ધિનું મિશ્રણ કરી નાખો છો, તે સમજી શકાતું નથી!

વિવાહ પ્રસંગે લગ્નગીતો એવાં ગવાવાં જોઇએ, કે જેથી દંપતીનું ભાવી જીવન ઘડાવામાં તે મદદરૂપ થાય, એવાં બોધપ્રદ હોવાં જોઇએ.

આપણી બ્હેનો 'ધવળમંગળ' શીખવાને બદલે 'ફટાણાં' જલદી શીખે છે. કુમળી વયની કન્યાઓ પણ ફટાણાં જલદી શીખી જાય છે, અને દરેક લગ્નપ્રસંગે તેનો ઉપયોગ કરે છે, એ આપણી સમાજનાં દુર્ભાગ્ય નહિ તો બીજું શું સૂચવે છે?

મને કહેતાંએ શરમ આવે છે કે જાનમાં આવેલાં સ્ત્રીપુરુષોને લગ્નમંડપ તરફની સ્ત્રીઓ ફટાણાંરૂપી પુષ્પોથી વધાવે છે.! એનો પ્રત્યુત્તર જાનમાં પધારેલી બ્હેનો પણ એવાજ સરસ-ફટાણાંરૂપી પુષ્પવૃષ્ટિથી–પાછો વાળે છે! સામસામાં ચડસાચડસી ફટાણાં ગાઈનેજ સંતોષ રાખતાં હોય તો પણ ધૂળ નાખી, પરંતુ કંઈ બધી બ્હેનો સરખા સ્વભાવની હોય છે કે ખમી ખાય? આનું પરિણામ શું? સામસામા વાક્પ્રહારો ને ગાલિપ્રદાનો. ભાવિ પ્રજાને કેવો સરસ દાખલો!! સામસામાં બોલ્યાં વહેવારે રહેતો નથી: સગાં સંબંધીમાં અન્યોન્ય કુસંપ–ક્લેશનાં બીજ રોપાય, એજ એનું પરિણામ.

જ્યાંસુધી આપણા સમાજમાંથી આ સડો તદ્દન નાબુદ ન થાય, ત્યાં સુધી નમુનેદાર ભાવિપ્રજાની આશા રાખવી વ્યર્થ છે.

ઉંચી કોમની સ્ત્રીઓ જેઓ થોડુંએ ભણેલી છે, તેઓ એક અજ્ઞાન કોમની સ્ત્રીઓ માફક ફટાણાં ગાય, એ શું શરમાવા જેવું ન ગણાય? જેઓ ફટાણાં ન ગાવાં જોઇએ એટલું સમજવાની શક્તિવાળાં હોવા છતાં હલકા રસના સ્વાદની ખાતર (!) ફટાણાંનો ત્યાગ ન કરી શકે તો પછી હલકી કોમની સ્ત્રીઓ પાસેથી સારાં સારાં ગીતોની આશા ક્યાંથી રાખી શકાય?

આ ઉપરથી હું એમ સિદ્ધ કરવા નથી માગતો કે આપણી બ્હેનો માત્ર ફટાણાંનોજ ઉપયોગ કરે છે. સારાં ગીતોએ ઘણાં ગાય છે. પરંતુ જ્યાં પૂરેપૂરી શુદ્ધતા જોઈએ, ત્યાં જરાપણ અશુદ્ધતાનો અંશ આવી જતાં બધી શુદ્ધતા નકામી જાય છે. શ્વેત વસ્ત્રપર એક પણ શાહીનો ડાઘ પડતાં તે વસ્ત્ર કાળું બને છે.

કેટલીક બ્હેનો લ્હાવો લેવા ખાતર ફટાણાં ગાય છે! હું નથી સમજી શકતો, કે આમાં શો લ્હાવો હશે? વિકારી ભાવના પેદા થાય એવાં હલકી કોમનાં ફટાણાંએ તો હદ જ વાળી છે! આવા પવિત્ર પ્રસંગને આવી રીતે વાગ્દોષથી અપવિત્ર બનાવતાં એ બ્હેનોને જરાય શરમ આવતી નથી એનું કારણ ઘણા વખતની ચાલતી આવેલી પ્રથા જ છે.

કેટલીક વખત સ્ત્રીઓ ફટાણામાં એટલી બધી વિવાદે ચડી જાય છે, કે પાસે કોણ છે તેનું પણ તેમને ભાન રહેતું નથી. પુરુષોથી એ ન સહન થઈ શકવાથી કોઇપણ રીતે એ વિવાદ બંધ પાડવા સ્ત્રીઓને ધમકાવવી-ફોસલાવવી પડે છે, ને વિવાદ બંધ કરાવવો પડે છે! એ કેટલું શોચનીય ગણાય!!

આપણા સાહિત્યમાં મંગળ ગીતોનો ક્યાં તૂટો છે, કે અમંગળ ગીતો ગાવાનો વખત આવે? મંગળ ગીતોના સંગ્રહો પણ બહાર પડેલા છે. ઘણી પાકટ વયની સ્ત્રીઓ પાસે પણ સારાં સારાં ગીતો હોય છે-તેમને મોઢે આવડતાં હોય છે. જેવાં કે સીતાવેલ, જનકનો માંડવો, દશરથની જાન, કૃષ્ણવિવાહ, ઈશ્વર-

વિવાહ, સીતામંડપ વગેરે વગેરે. બધી બ્હેનોએ જેને ગીત ગાવાનો શોખ હોય તેમણે પુસ્તકોમાંથી તથા બીજી સ્ત્રીઓ પાસેથી મંગળ ગીતો શીખી લેવાં જોઇએ, એટલુંજ નહિ પણ નાની બ્હેનોને–અભણ બ્હેનોને પણ એવાં ગીતો શીખવવાં જોઇએ.

સુજ્ઞ અને કેળવાએલી બ્હેનો! તમને મારા તરફથી છેવટે એટલીજ ભલામણ છે કે તમારે તમારી દીન ભગિનિઓની-દયા ખાવી ઘટે છે. તેમને બોધથી સમજાવી–ખરાબ વાણીનાં ફળ સમજાવી–સન્માર્ગે દોરશો, તો તેથી તમે ભાવિપ્રજાનાં જીવનને અપૂર્વ લાભદાતા થશો. એ યશના ભોક્તા તમેજ બનશો.

જો તમે માત્ર એવી બ્હેનો પ્રત્યે તિરસ્કારની દૃષ્ટિથી જોઇ તટસ્થ જ રહેશો તો તેમની પ્રજા પણ સન્માર્ગે વળી નહિ શકે. સમાજ પ્રગતિમાન ત્યારેજ થાય કે સમાજની દરેકે દરેક વ્યક્તિ ઉચ્ચ ચારિત્રશીલ બને. જ્યાં સુધી માતાઓમાં સુસંસ્કારનો રસ ન રેડાય ત્યાં સુધી કુસંસ્કારોની છાપ ન જાય. એ છાપની અસર ભાવ પ્રજામાં કેમ ન ઉતરે?

અજ્ઞાત માતાઓને સંસ્કારી બનાવવાનો કર્તવ્ય ઝુંડો ઉપાડવાનું સ્વાર્પણ જ્યાંસુધી તમારા જેવી કેળવાયલી બ્હેનો નહિ કરે ત્યાં સુધી સમાજની અધોગતિ મટવાની નથી.

માટે ઓછી સમજની બ્હેનોને સમજાવી ફટાણાંથી મુક્ત કરાવી ભાવિપ્રજામાં પડતા કુસંસ્કારો દૂર કરવાનું કર્તવ્ય બજાવવું એ દરેક સુજ્ઞ બ્હેનની ફરજ છે. આશા છે કે સમજુ બ્હેનો પોતાની ફરજ અદા કરવા ચુકશે નહિ.

પુરુષો પણ આ બાબતમાં થોડી ઘણી મદદ કરી શકે તેમ છે. જેને ત્યાં લગ્ન હોય તે ધણીજ આવાં ફટાણાં ન ગવાય તેની ખાસ કાળજી રાખે, અને ઘરની સ્ત્રીઓને ફરજ પાડીને એ રિવાજ બંધ કરાવ; તો હું ધારૂં છું કે થોડાજ વખતમાં એ કુરિવાજ નાબુદ થાય. લગ્નગાળો આવ્યો છે માટેજ આ બે બોલ કહ્યા છે

લી. તમારો બન્ધુ

વિપિન.

# ડોસીનો પ્રસાદ.

[ અનુવાદકઃ—રા. પુનમચંદ કેશવલાલ શાહ, બી. એ. ]

૧

પવિત્ર સઈ નદીનો કિનારો હતો. તાપ ઓછો પડતો હતો, આકાશમાં નાનાં નાનાં વાદળાંના ટુકડા પવનથી આમતેમ અથડાતા પછડાતા ચાલી રહ્યા હતા. આ વખતે ત્યાં આગળ એક ચિતા ભડભડ સળગતી હતી અને તેની જ્વાળાનું પ્રતિબિમ્બ નદીના પાણીમાં સ્પષ્ટ દેખાતું હતું. મનુષ્ય જાતની જીંદગી રૂપી પ્રવાહમાં આવા અનેક ભયંકર રાક્ષસી હત્યાકાણ્ડ થતા હશે એમ સાબીત થતું હતું. ચિતાની પાસે એક પત્થર ઉપર હાડપિંજર જેવો અને શરીર ઉપર માંસના નામનિશાન વગરનો એક ડોસો બેઠો બેઠો આંખમાંથી આંસુની ધારા વરસાવી રહ્યો હતો. આગળ પાછળ થોડા બીજા માણસો બેઠા બેઠા તમાકુ પીતા હતા અને સાથે સાથે નિસાસા પણ નાંખતા હતા. ચિતા પુરી બળી રહી ત્યારે તે લોકો ઉઠયા અને નદીમાં જઇ પાણીના ખોબા ભરી ભરીને ચિતાની રખ્યાને તેમણે નદીના અનન્ત પ્રવાહમાં વહેવડાવી દીધી. એક માણસે આવીને પત્થર ઉપર બેઠેલા ડોસાને કહ્યું:–"મૈકૂ ભાઇ ! ઉઠો. હવે અહીંઆં બેસી રહે શું તમારો લલ્લુ પાછો આવશે ? આપણે આટલું બધું દુઃખ સહન કરીએ છીએ ત્યારે પત્થરનું હૈયું કરીને આટલું વધારે પણ ખમી લેઇએ." ડોસાએ પોતાનાં અશ્રુપૂર્ણ નયનો ઉંચાં કર્યાં, અને "જેવી ભગવાનની મરજી" એવું કહીને તે ઉભો થયો. લોકો બોલવા લાગ્યા કે "અરે ભાઇ ! આપણે હજુ સુધી સત્ય તથા નીતિને રસ્તે ચાલ્યા છીએ તો પરમેશ્વર જરૂર આપણા દુઃખીઆનો પોકાર સાંભળશે." પછી બધાએ સ્નાન કર્યું અને પાસેના લીમડા નીચે બેસીને ફરી તમાકુ પીધી. પછી "ગાંધી બાબાની જય" બોલીને એક દિશામાં ઘર તરફ તેમણે ચાલવા માંડયું.

આ લોકો જ્યાં બેઠા હતા તેની પાસે નદીનો પૂલ હતો, ત્યાં ત્રણ દિવસ પહેલાં ગોળીઓ છોડવામાં આવી હતી તેમાં અનેક અનાથ અને નિઃશસ્ત્ર ગરીબ ખેડુતોનું લોહી વહ્યું હતું. મૈકૂનો એકનો એક દીકરો લલ્લુ

પણ આ હત્યાકાંડમાં ઘાયલ થયો હતો અને પરિણામે મરણને શરણ થઇ ગયો હતો.

આ ખેડુતો હજુ બહુ દૂર નહિ ગયા હોય એટલામાં રાયબરેલીના એક સિપાઈએ પૂલ પર દોડતા આવીને મોટા અવાજથી કહ્યું કે, "છાના-માના જતા રહો, નહિં તો કપ્તાન સાહેબનો હુકમ છે કે નેતરની સોટી વતી મારી મારીને તમારી ચામડી ઉખાડી નાંખવામાં આવશે. કયાં છે તમારો ગાંધી ? હવે કોઇપણ માનો જણ્યો (માડી જાયો) તમને બચાવવા નહીં આવે. હવે જો 'જય જય'ના પોકાર કર્યા તો તમને બધાને જેલમાં ખોસી ઘાલવામાં આવશે, અને જેરબંધથી ફટકાવવામાં આવશે."

તેજ વખતે બિન્દાદીન નામના ખેડુતે જવાબ આપ્યો કે, "જેલની તો હવે અમને જરા પણ બીક નથી, કાલે મોકલતા હો તો આજ મોકલી દો. જેલમાં તો મોટા મોટા જઈ આવ્યા, લોકમાન્ય તિલક, દાસ બાબુ ને અમારા ગાંધી બાબા વગેરે પણ જેલમાં ગયા હતા. ભગવાન્ શ્રીકૃષ્ણ તો ખાસ જેલમાં જ જન્મ્યા હતા." આવું કહીને તે બધા શાન્તિથી આગળ ચાલ્યા, અને પોલીસનો સિપાઇ પણ પોતાની જગા પર પાછો ફર્યો.

૨

સંધ્યાકાળનો સમય હતો. એક નાના કાચા ઝુંપડાના આંગણામાં એક ડોસી વિલાપ કરતી હતી કે, "હાય ! દીકરા ! તું કયાં જતો રહ્યો ! ઘાતકી લોકોને જરાપણ દયા ન આવી ? દીકરા, જ્યારે ગોળીઓ છુટી ત્યારે તું પાછો કેમ ના હઠી ગયો ? હે પરમેશ્વર ! શું તમારે ત્યાં એવો ઉંધો ન્યાય છે કે ગરીબ અને અનાથ લોકો માર્યા જાય અને જુલમી લોકો એશઆરામ કરે ? અરે, મારી ઘડપણની લાકડી ! મારા લલ્લૂ ! તું કયાં જતો રહ્યો? હાય ! મેં તને શા માટે કહી દીધું કે 'ગાંધી બાબાનો હુકમ છે કે ઘર દીઠ એક માણસ જાય અને તેથી તું પણ ચાલ્યો જા.' જો હું એમ જાણતી હોત કે ત્યાં દાદ ફરીયાદ ન સાંભળતાં ગોળીઓથી જ વાત કરવાની છે તો હું શામાટે મારા દીકરા, તને મોકલત?"

આ પ્રમાણે આ ડોસી ઘણા વખતથી વિલાપ કરી રહી હતી અને મૈકૂ ડોસો પણ પાસેના ખાટલાપર બેસીને આંખોમાંથી શ્રાવણ-ભાદરવો વરસાવી રહ્યો હતો. થોડીવાર પછી તે ડોસીની પાસે આવીને કહેવા લાગ્યો, "હવે આ પ્રમાણે તે તું કયાં સુધી રડયા કરીશ ? અને રડયા કરવાથી શું આપણો લલ્લૂ પાછો આવશે ? ધીરજ રાખ અને ભગવાનનું

સ્મરણ કર. તેજ આપણું સર્વ દુઃખ દૂર કરશે. તે જ આપણા સવના ઘટઘટની હકીકત જાણે છે. વારુ, હવે એ તો કહે કે વસુલાતદાર (તાલુકદારનો ગુમાસ્તો )નો સિપાઇ શું કહેતો હતો ?" ડોસીએ ધીરજ રાખીને કહ્યું કે, "એ તો એમ કહેતો હતો કે જુઓને મોટા (પંચ) પંચાયતના મુખી થઇને બેઠા છે ! હવે તો જુતાં મારી મારીને ખોપરી તોડી નાંખવામાં આવશે. જો નજરાણાના રૂપિયા સાંજ સુધીમાં નહિ ભરી જાઓ તો નક્કી જાણજો કે તમારૂં તો આવી જ બન્યું."

મૈકૂ બોલ્યો, " આ ખોળીયામાં જીવ છે ત્યાં સુધી મૈકૂ કોઇને પણ ભેટ તથા નજરાણું નહિ આપે. મારા મરણ પછી તો ગમે તે થાઓ. જે ભેટ નજરાણું રોકવાને માટે તો મેં મારા જુવાન તથા એકના એક છોકરાના પ્રાણની આહુતિ પણ આપી દીધી તે તો હવે ખોળીયામાં શ્વાસ હોય ત્યાંસુધી તો નહિ જ અપાય. બહુ તો તેઓ કેદમાં પૂરશે, પણ તે કેટલા દિવસ સુધી ? ગાંધી બાબાના હુકમથી કેદના દિવસો પણ પુરા કરી આવીશું. "

થોડીવાર પછી બારણા આગળ એક સિપાઇએ આવીને બૂમ પાડીને કહ્યું, " અલ્યા ઓ મૈકૂઆ !"

મૈકૂ બોલ્યો, "કોણ છે એ ? અંદર ચાલ્યા આવો."

હાથમાં એક લઠ્ઠો લીધેલો, અને મોટો ઉંચો ફેંટો બાંધેલો એવો સિપાઇ આંગણામાં આવી ઉભો અને બોલ્યો, "ચલ બે, વસુલાતદાર સાહેબ બોલાવે છે."

મૈકૂએ જવાબ દીધોઃ–"હું તો મારા દીકરાની મરણક્રિયા કરવામાં રોકાયો છું. શોકમાં છું તેથી આવી શકું તેમ નથી. તેમનો હુકમ જે હોયે તે કહી સંભળાવો." સિપાઇએ કહ્યુંઃ–"અહીં કહેવાથી કાંઇ અર્થ નહિં સરે. સીધો સીધો આગળ થા અને આ સાલની ભેટ હાજર કર. નહિ તો એવો હુકમ છે કે જોડા મારતો મારતો પરાણે લેઇ જવો."

મૈકૂ:—"ઠીક, તેમનો જે હુકમ હતો તે તો મેં સાંભળ્યો. ચાલો, હું આવું છું. પણ નજર, બજરનું તો હવે નામજ ન દેશો."

આમ કહીને મૈકૂ ઉઠ્યો. ડોસી હવે જોરથી રડવા લાગી અને બોલીઃ–"હું પણ સાથે આવું છું." મૈકૂ બોલ્યોઃ–"ત્યાં ક્યાં સાથે આવીશ ? પણ તારી એવી હઠ છે તો ચાલ, જે નશીબમાં હશે તે સહન કરી લેઇશું. ગાંધી બાબાનો તો એવો હુકમ છે કે આપણે સાચા દીલથી કેદમાં જવાને

સિપાઈ ગાળો દેતો દેતો આગળ જતો હતો અને પાછળ જતાં હતાં આ ડોસો ને ડોસી. જ્યારે આ લોકો વસુલાતદારની ખડકીની (દરવાજા) અંદર આંગણામાં ગયાં ત્યારે તેમણે જોયું કે આસરે સાઠેક બીજાં માણસો ત્યાં બેઠાં હતાં. મૈકૂને આવતો જોઇને તેમનાથી બોલી જવાયું:—"હો! મૈકૂભાઇ પણ આવી પહોંચ્યા. તે બિચારા પોતાના દીકરાના મરણના શોકમાં હતા. વસુલાતદાર સાહેબે તેમને પણ પકડી મંગાવ્યા તે ઠીક ન થયું." થોડીવાર પછી વસુલાતદાર સાહેબ ઘરમાંથી બહાર આવ્યા. તે વખતે તેમની સાથે કેટલાક હથિયારબંધ સિપાઇ હતા; અને તેમના પોતાના હાથમાં પણ તલવાર તથા તમંચો હતો. તેણે આવતાં જ ગર્જના કરી:– "અરે! બદમાશો! ખબર છે કે શા માટે તમને અહીં બોલાવ્યા છે?"

ખેડુતોમાં કાનાકુસી થવા લાગી કે "હવે જવાબ કોણ આપે? પંચના અધ્યક્ષ તથા મુખી તો મૈકૂભાઇ છે, અને તેમને પોતાના એકના એક દીકરાના મરણનો શોક છે અને બીચારા દુઃખી છે" એટલામાં વસુલાતદાર સાહેબ બોલ્યા. "તમે આ વર્ષે ભેટ–નજરાણું આપ્યું નથી. વળી પાછા ખેડુત સભા તથા પંચ બનાવી બેઠા છો! હવે જો આ ખેડુત સભા તથા પંચ સ્થાપીને નામદાર સરકારની વિરૂદ્ધ કાંઈ કામ કર્યું છે તો ફરીથી જેમ સઇ નદીને કિનારે કરવામાં આવ્યું હતું તેમ જ શેકી નાંખવામાં આવશે. જો ભલમનસાઇ રાખવી હોય તો નજરાણું અત્રે હાજર કરો. નહિં તો હમણાં જ ભંગીઓને બોલાવી હુકમ કરૂં છું કે તમારા માથામાં બસેં બસેં જોડા મારે અને તમારા મ્હોંમાં................."

ખેડુતો ફરી માંહે માંહે બબડવા લાગ્યા. એટલામાં મૈકૂ ઉભો થઇને બોલ્યો:–"સરકાર માબાપ છે; પોતાની મરજીમાં આવે તે કરી શકે છે: પણ હવે તો ભેટ–નજરાણું મળવું કઠણ છે અને ખેડુત સભા તથા પંચ પણ તુટી શકે તેમ નથી. જોડા મારો તો શું પણ ફાવે તો જીવતા દાટી દેવડાવો; પણ હવે તો મોંમાંથી વરાળ સરખી નહિ કહાડીએ. અમે જેવા તેવા પુરૂષના શિષ્ય નથી: ગાંધી બાબાના ચેલા છીએ."

આ સાંભળીને વસુલાતદાર સાહેબનું મગજ ૧૧૦° ડીગ્રી સુધી તપી ગયું. સિપાઇઓને હુકમ આપ્યો કે, "ખડકીના કમાડ બંધ કરો અને સાલા, હરામજાદા મૈકૂને બરાબર બસેં જુતાં મારો અને તેના મ્હોંમાં... ..........ભરી દો અને..............( ગાળ ) જે નજરાણું આપવાનું ના કહે તેની પણ તેવી જ દશા કરો."

બે સિપાઇએ મૈકૂને પકડી લીધો અને તેને જુતાં મારવા લાગ્યા. ખેડુતોએ તે વખતે "ગાંધી બાબાની જે" બોલાવી તેના અવાજથી આખા મકાનમાં ગુંજારવ થઇ રહ્યો. ખેડુતો તેમને તેમ શાન્ત બેસી રહ્યા. પરંતુ મૈકૂની સ્ત્રી ( ડોસી ) બૂમ પાડીને રડી પડી, અને વસુલાતદાર સાહેબ પાસે જઇ તેને પગે પડી. વસુલાતદારે તેને બૂટ પહેરેલા પગથી લાત મારી તેથી તેના ગાલમાંથી લોહી વહેવા લાગ્યું. તેની આંખમાંથી તો ચોધાર આંસુ વહેતાં હતાં જ. પછી વસુલાતદારે હુકમ કર્યો કે, "આ હરામજાદીને દરવાજાની બહાર કાઢી મૂકો." એક સિપાઇએ તે ડોસીને દરવાજા બહાર કાઢી મૂકી, ફરી દરવાજો બંધ કર્યો. ખેડુતોમાં પાછો જુસ્સો આવ્યો અને " ગાંધી બાબાની જય " પોકારી પાછા શાન્ત થઇ ગયા. વારાફરતી બધા ખેડુતોને જુતાં મારવામાં આવ્યાં. તેમાંથી જ્યારે આટલું બધું થતાં એકે પણ ભેટ નજરાણું આપવાની હા પાડી નહિ ત્યારે તો વસુલાતદાર સાહેબ કટાણું મ્હોં કરીને મકાનની અંદર જતા રહ્યા. થોડીવારે પોલીસ તથા સ્વારો ખડકીમાં આવ્યા. તેમણે બધા ખેડુતોને લુંટારા તરીકે ગણી પકડી લીધા અને તેમને શહેરની જેલમાં પુરવા માટે લેઈ ગયા. ખેડુતો ફરી " ગાંધી બાબાની જય " બોલ્યા અને શાંતિથી આગળ ચાલ્યા. જાણે કે તેઓ કોઈ તીર્થયાત્રા કરવા અથવા તો યજ્ઞનાં દર્શન કરવા જતા હોયની !

બીજે દિવસે બપોરે ગામની આસપાસનાં બધાં ગામડાંના ખેડૂતો એકઠા થવા લાગ્યા. લગભગ ૫૦,૦૦૦ ખેડુતો એકત્ર થઇ ગયા. ત્યારે તાલુકદાર સાહેબની ખડકીના દરવાજા ભયને લીધે બંધ કરવામાં આવ્યા અને સિપાઈઓ તથા નોકરો અગાસી અને છાપરા પર ચઢી ભરેલી બંદુકો લઇને પહેરો ભરવા લાગ્યા.

અહીં ખેડુતોએ ફરીથી એક વાર ઘણા જોરથી " ગાંધી બાબાની જય" ના પોકાર કર્યા. પછી તેમાંનો એક વૃદ્ધ ખેડુત ઉભો થયો અને બોલ્યોઃ " ભાઇઓ, તાલુકદાર સાહેબના વસુલાતદારે મૈકૂભાઇ વગેરે ભાઇઓ સાથે કેવું ખરાબ વર્તન ચલાવ્યું તે આપ જાણો છો ?"

બધાએ એકી અવાજે જવાબ આપ્યોઃ—" હા જાણીએ છીએ. "

પછી પેલા વૃદ્ધ ખેડુતે પ્રશ્ન કર્યો કેઃ—"તમે બધા ધાડ પાડવા સારૂ આવ્યા છો, એવું કહીને તે બધા ભાઇઓને પોલીસ પાસે પકડાવવામાં આવ્યા છે તે તમે જાણો છો કે ?"

પાછા બધાએ જવાબ દીધોઃ—"હા જાણીએ છીએ."

પછી પાછા વૃદ્ધ ખેડુત બોલ્યોઃ—"તે વખતે તે બધા ભાઇઓ કેવા શાન્ત રહ્યા હતા તે આપે જોયું કેની?"

બધા ખેડુત—હા બરાબર જોયું.

વૃદ્ધ ખેડુતઃ—ગામમાં કેવો જુલમ થઇ રહ્યો છે તે આપ જાણો છો કે?

બધા ખેડુતઃ—હા જાણીએ છીએ.

વૃદ્ધ ખેડુત—જ્યારે જ્યારે આપણા ઉપર જુલમ થાય ત્યારે ત્યારે આપણે સર્વેએ તેઓની જેમ શાન્ત રહેવું જોઇએ, એવી ગાંધી બાબાની આજ્ઞા છે. ત્યારે તમારા ઉપર જ્યારે દુઃખ આવી પડે ત્યારે તમે પણ એવા શાન્ત રહેશો ને?

બધા ખેડુત—"હા રહીશું."

વૃદ્ધ ખેડુત—"વાહ ભાઇઓ, હવે આપણું કામ પતી ગયું. હું સમજી ગયો કે તમે જે કાંઇ કહોછો તે સારી પેઠે સમજીને અમલમાં મૂકી શકો છો. પોતપોતાને ઘેર જાઓ, અને જેના ઉપર જે કાંઇ વિપત્તિ આવી પડે તે શાન્તિથી સહન કરો. કોઇના પર જીભ અથવા હાથ ચલાવશો નહિ. બોલો હવે "ગાંધી બાબાની જય!"

આ પ્રમાણે "ગાંધી બાબાની જય" બોલીને બધા ખેડુતો એકદમ ઉભા થઇ ગયા અને તેમણે પોતપોતાના ઘરનો રસ્તો લીધો.

બીજે દિવસે જે વૃદ્ધ ખેડુત સભામાં બોલ્યો હતો તેને "અપ્રીતિ ફેલાવનાર" તરીકે પકડીને કેદ કરવામાં આવ્યો.

૩

બધા ખેડુતો કેદખાનામાં પુરાઇ રહ્યા હતા. મૈકૂ શાન્ત બેસી રહ્યો હતો. હવે તો તેની આંખમાંથી આંસુ પડતાં ન હતાં. તેમજ તેના મોંમાંથી નિસાસો પણ નીકળતો ન હતો. તે કલાકોના કલાક સુધી કોણ જાણે એકીટસે જોયા કરતો હતો તેમજ વિચાર કર્યા કરતો હતો. દરરોજ કચેરીમાં તેમનો મુકદ્દમો ચાલતો હતો. બધા ખેડુતોને હાથકડી તથા બેડીઓ પહેરાવી, હથિયારબંધ પોલીસના પહેરા હેઠળ કચેરીમાં મોકલવામાં આવતા હતા અને તેવીજ રીતે સૌને કચેરીમાંથી કેદખાનામાં લાવી કોટડીમાં બંધ કરી દેવામાં આવતા હતા.

એક દિવસે રાત્રે મૈકૂને સ્વપ્ન આવ્યું. તે જ વખતે તેની આંખ ઉઘડી ગઇ. ચારે તરફ તેણે નજર કરી તો રાતના બે વાગ્યા હતા: અંધકાર ઘણો હોવાથી તેને કાંઇપણ દેખાયું નહિ. થોડીવાર પછી તે એકલોજ ગણગણવા લાગ્યો:—" બધું મિથ્યા છે. " ગાંધી બાબા " ની વાતો માનવાથી જ આ બધું દુઃખ માથે આવી પડ્યું. પહેલાં તો આપણને ઘણું સારૂં હતું. જો તેમનું કહ્યું ન માન્યું હોત તો એકનો એક જુવાન છોકરો મરાયો નહોત, બાયડીની બેઆબરૂ ન થઈ હોત, અને મારે કેદખાનામાં આમ સડવું પડયું પણ ન હોત. હું તો કાલે માફી માંગીને છુટો થઇ જઇશ. નખોદ જાય ખેડુત સભાનું અને જાન્હમમાં જાય પંચ!"

આવા કુતર્ક કરતો કરતો મૈકૂ ફરીથી ઉંઘી ગયો. વળી પાછું તેને ફરીથી સ્વપ્નું આવ્યું. આ વખતે સ્હવાર થઈ ગઇ હતી. પક્ષીઓ ઝાડ પર બઠાં બેઠાં મધુર કલરવ કરી રહ્યાં હતાં. મૈકૂએ જમીનપર સાથું ટેકવી ધીમેથી " ગાંધી બાબાની જય " નો ધ્વનિ કર્યો અને પછી મનમાં બોલવા લાગ્યો:—" અરે રાતમાં આવી આવી વાતો બકીને મેં ઘણું ભારે પાપ કર્યું ! ખુદ લલ્લૂએ, મારા વ્હાલા લલ્લૂએ આવીને મને દિલાસો દીધો કે પિતાજી, મારા મરણનો શોક ના કરશો. " ગાંધી બાબા " નાં ચરણોમાં શ્રદ્ધા રાખો. તેઓ ઘણા પ્રતાપી છે. તેઓ બધાના ઘટઘટની હકીકત જાણવાનું સામર્થ્ય ધરાવે છે. આ સ્થિતિ તો કસોટીની છે. ધ્રુવ, પ્રલ્હાદ તથા રાજા હરિશ્ચન્દ્રને પણ આવી દુઃખથી ભરેલી કસોટીમાંથી પસાર થવું પડયું હતું. સત્યની ખાતર તેણે કેવાં કેવાં દુઃખ વેઠયાં હતાં?"

આ વખતે કેદખાનાના એક સિપાઇએ આવીને બૂમ પાડી, " અરે હજી ઉંઘે છે કે શું? ઝાડે જંગલ જઇ આવ, પછી કચેરીમાં જવાનું છે. ઘંટ તો ક્યારનોએ વાગી ગયો. "

મૈકૂએ હવે આંખ ઉઘાડી અને નિત્યકર્મ પરવારવા સારૂ તે ઉભો થયો.

* * *

મૈકૂની વૃદ્ધ-સ્ત્રી ( ડોસી ) રોજ સવારે જેલના દરવાજા પર આવીને બેસતી, અને પછી જ્યારે હાથકડી ને બેડીયો પહેરેલા મૈકૂને બીજા બધા ખેડુતો સાથે કચેરીમાં લઇ જતા ત્યારે રડતી રડતી તે તેની પાછળ જતી

જ્યાં સુધી કચેરીમાં મુકદ્દમો ચાલતો હતો, ત્યાં સુધી તે કચેરીના દરવાજાની બહાર બેસી રહેતી. પછી જ્યારે મૈકૂને બીજા ખેડુતોની સાથે પાછા કેદખાનામાં લઇ જતા ત્યારે તે પણ તેની સાથે કેદખાનાના દરવાજા લગણ જતી. પછી પાછી ફરીને ભીખ માગતી. જે કાંઇ મળે તે ખાઇ એકાદ ઝાડ નીચે પડી પડી રાત પસાર કરતી. જે દિવસે તેને કાંઇ પણ ન મળતું તે દિવસે આખી રાત ભુખને લીધે ઊંઘ ન આવવાથી "ગાંધી બાબાની જય" બોલ્યા કરતી.

કચેરીમાં પોલિસ તરફના બધા સાક્ષીઓની જુબાની લેવાઇ. સર્વે તદ્દન સંબંધ વિનાની જણાઇ. ન્યાયાધીશ સાહેબની નજરમાં એમ જ ઠસી ગયું કે "આ તો એક તર્કટ ઉભું કરેલું છે. આમાં સ્પષ્ટ રીતે વસુલાતદારે ખેડુતો ઉપર જુલમ અને બળાત્કાર કર્યો છે. વળી પોલીસે પણ આ બાબતમાં ખૂબ લાંચ લીધી છે." આથી તહોમત મૂકયા વગર જ ન્યાયાધીશ સાહેબે બધા ખેડુતોને છોડી દીધા. તેજ વખતે કચેરીમાં જ બધા ખેડુતોએ "ગાંધી બાબાની જય"ના ગગનભેદી પોકાર કર્યા અને પછી બધા બહાર નીકળી ગયા. તેમની હાથકડીઓ તથા બેડીઓ કાપી નાંખવામાં આવી. સર્વ ખેડુતો ઘણા જ હર્ષમાં હતા અને બોલતા હતા કે "ગમે તેટલો જુલમ થાય પરન્તુ ઇશ્વરનો પ્રતાપ એવો છે કે "દૂધનું દૂધ અને પાણીનું પાણી" થઇ જાય છે. અંતે સત્યનો જ જય થાય છે."

પાસે આવેલા આંબાના ઝાડ નીચે એક વિચિત્ર દેખાવ થઇ રહ્યો હતો. એક ડોસી એક ડોસાને પગે પડી આંસુ પાડી રહી હતી. ડોસો તેને ઉભી કરવાનો પ્રયત્ન કરી રહ્યો હતો; પરન્તુ તેના હાથ ધ્રુજતા હતા, અને તેની આંખમાંથી પણ પ્રેમના આંસુ વહી રહ્યાં હતાં. પછી ડોસાએ ઘણો પ્રયત્ન કરીને ડોસીને ઉભી કરી; અને પછી તે બોલ્યોઃ— "ગાંધી બાબાનો પ્રભાવ જોયો ? આજ મને કેદખાનામાં જ સ્વપ્નું આવ્યું હતું. ધન્ય છે ગાંધી મહારાજને!"

ડોસીઃ—મેં "ગાંધી બાબા"ને ૧૦ પૈસાનો પ્રસાદ ચઢાવવાની બાધા માની હતી, તે હવે ચઢાવી દો."

મૈકૂઃ—"પણ પૈસા કયાં છે?"

ડોસીઃ—"ભીખ માંગીને મેં દસ પૈસા એકઠા કર્યા છે અને તે ચાદરને છેડે બાંધી રાખ્યા છે. પાન તથા પતાસાં લેઈને હમણાં જ તે પ્રસાદ ચઢાવી દો."

મૈકૂએ તેજ વખતે ચાદરમાંથી પૈસા છોડી પાસેના કંદોઇની દુકાનેથી પતાસાં લીધાં અને પાનવાળા (તમ્બોળી)ની દુકાનેથી પાન લીધાં. પછી તેજ આંબાના ઝાડની નીચે બેસીને તેણે આંખ મીચી હાથ જોડ્યા, અને થોડું પાણી હાથમાં લઈ સંકલ્પ મૂકયો. આ દેખાવ બધા લોક એકી ટશે જોઇ રહ્યા હતા. મૈકૂએ ભોગ આરોગાવી બધાને પ્રસાદ વહેંચ્યો. પણ જ્યારે તે ડોસીને પ્રસાદ આપવા લાગ્યો ત્યારે તે પુત્રવત્સલ શોકાર્ત માતા (ડોસી)ની આંખમાં આંસુ આવ્યાં અને તેનાથી બોલાઈ જવાયું કે "આપણા લલ્લૂના નશીબમાં આ પ્રસાદ ખાવાનું લખાયેલું ન હતું !"

---

## સંસ્કાર વિનાની માતા.

લખનારઃ—[રા રા. જીવણલાલ એ. ઠાકોર.]

( અનુસંધાન પૃષ્ઠ ૧૬ થી ચાલુ. )

પકડાઈ ગયા.

જે ઘડીયે હૉટેલના માલીક સાથે બીજી પચાસ રૂપિઆની નોટ વટાવવાની ભાંજગડમાં કિશોર હતો તેજ ઘડીયે મેનેજર સાહેબ હૉટેલમાં દાખલ થયા. તે જુવાનપર શક લાવતાં પહેલાં પોતે એની વાત પરોક્ષપણે સાંભળવા લાગ્યા. પેલી નોટની પાછળ સાણંદ સ્ટેટનો સિક્કો જોયો. છેવટે એમને ખાત્રી થઇ કે એજ જુવાન ઠગ છે. નોટ વટાવી જેવો કિશોર હૉટેલમાંથી બ્હાર નીકળવા જાય છે કે તરતજ વધારે પુછપરછ કર્યા વિના મેનેજર સાહેબે એનો હાથ પકડયો, અને બોલ્યા, "એ સાહુકાર, કોની નોટ વટાવે છે ?" "મહારીજ તો" કિશોરે જવાબ આપ્યો. કિશોરને ખબર નહતી કે મેનેજર સાહેબે 'સાહુકાર' શબ્દ અજાણતાંમાંજ ઉચ્ચાર્યો હતો. તે બોલ્યો, "શેઠજી, આપ મ્હારૂં નામ કયારથી અને કેવી રીતે જાણ્યું ? આપના દર્શનથી મ્હને ઘણો લાભ થયો. ચાલો કાંઇ નાસ્તો પાણી લેશો ?" મેનેજર સાહેબ તો એના જવાબથી સ્તબ્ધજ થઈ ગયા, અને મનમાં બબડયા, "કોના બાપની દીવાળી ?' મેનેજર સાહેબે

પણ સારુ દેના ઢંગ સાથે કામ લીધું હતું એટલે કિશોરના સવાલના જવાબ માં પછાત પડે એમ નહતા. તે બોલ્યા; "જ્યારથી રહે 'એરિસ્ટર' સાહેબના હોલમાં મ્હારા કોટમાંથી આઠ નોટોની સાહુકારી કરી ત્યારથી!" આ વાકય સાંભળી હૉટલમાં આજુબાજુ બેઠેલા પુરુષો તેમજ હૉટેલના નોકર ચાકરો વિસ્મય પામ્યા અને કિશોરના તો જાણે રમજ રમી ગયા! અમદાવાદમાં મેનેજર સાહેબની શાખ સારી હતી અને તેમને ઘણાંખરાં ઓળખતાં પણ હતાં. તેજ ઘડીએ માણેકચોકની ગેટપર કિશોરને લઇ જઇ પોલીસને સ્વાધીન કરવામાં આવ્યો.

પછી મેનેજર સાહેબ જાનીવાસે આવ્યા. સ્ત્રીપુરુષના ટોળા વચ્ચે તેમણે બપોરના બનેલા બનાવની વાત સર્વ કોઇ સાંભળે એ પ્રમાણે વિસ્તારપૂર્વક હાસ્યરસ સાથે કહેવા માંડી. તે દરમ્યાનમાં "જ્યારે મ્હેં એને સાહુકાર"—આટલા શબ્દો પૂરા બોલે ત્યાર પહેલાં તો સ્ત્રી-મંડળમાંથી કોઈનો કરુણ સ્વર ધીરે ધીરે વધી મેનેજર સાહેબના ઉપલા શબ્દોને દેશનિકાલ કરતો હોય એમ જણાયું. સર્વેનો હાસ્યરસ મંદ પડયો. "ઓ......મ્હા......રા......કીશો......રરે......" ના ઉદ્ગારો ઉચ્ચારી દિવાન સાહેબનાં ધર્મપત્ની ચોધાર અશ્રુ સાથે કલ્પાંત કરવા લાગ્યાં. અને પોતાના લાડકવાયા પુત્રને તેના પિતાશ્રીના આગમન પ્હેલાં ગમે તે પ્રકારે મુક્ત કરાવી ઘેર લાવવા મેનેજર સાહેબને કાલાવાલા કર્યા. મેનેજરને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે બરેબપોરે પોતાની નોટોની સાહુકારી કરનાર યુવક ધરમપુરનો દિવાન સાહેબનો પુત્ર હશે. મેનેજર સાહેબે જવાબ આપ્યો, "મ્હારા રૂપિઆમાંથી એની માતુશ્રી માટે ખરીદ કરેલી રૂપીઆ પચાસની ચાંદીની પાનની પેટી સાથે મ્હેં એને પકડયો છે, અને ગેટપર પોલીસને સ્વાધીન કર્યો છે, એટલે હવે મારાથી કાંઇ બને નહી." જાનીવાસે હાજર રહેલાં દેશ-પરદેશનાં સ્ત્રી પુરુષોએ પણ કિશોરની સાહુકારી વિષે સાંભળ્યું; અને તે પૈકી કોઇ એને ધિક્કારતું અને કોઇ એની દયા પણ લાવતું. દિવાનસાહેબની અર્ધાંગનાનું રુદન હજી ચાલુજ હતું. એટલામાં પરણનાર છોકરો બ્હારથી આવી પહોંચ્યો. તેના હસ્તમેળાપ સમયે એક સુંદર અને કિંમતી ભેટ અર્પવાનું કિશોરે વચન આપ્યું હતું. 'જો કિશોરને મ્હારા લગ્નના વરઘોડા પ્હેલાં છોડાવશો નહીં તો હું પરણીશ નહીં' એવી વરરાજાએ પ્રતિજ્ઞા લીધી અને પોતાની માશીના ખોળામાં મસ્તક મુકી તેણીના રુદનમાં ભાગ લીધો. દીવાન આવ્યા એટલે પોતાના પુત્રના પરાક્રમની વાત જાણી અને પરગામમાં પણ પોતાના નામ પર પાણી ફેરવાયું જાણી તેમને ઘણો ખેદ થયો. લગ્નને દિવસે શાંતિ

ईलाय तेथी तेमणे घणी लागवग चलावी तेने जामीनपर छोडाव्यो अने केसनी बीजा कोई दिवस माटे मुदत नंखाववामां आवी. किशोरने जानीवासे मोकलवामां आव्यो. अत्रे दरेक जण साजननी तैयारी करता हता त्यारे किशोर पोताना मित्रना लग्नना हस्तमेळाप प्रसंगे भेट आपवानी चीजना पैसा मेळववानी तैयारी करतो हतो. एटलामां नडीआदना कोइ जमीनदार साजनमां जतां पहेलां म्होढुं धोवा त्यां आवी प्होंच्या. तेमणे पोतानो कोट पासेनी खींटीपर भेरव्यो अने बाथरूममां म्हों धोवा गया. बाथरूममांथी ब्हार नीकळी कोट प्हेरी गजवामां हाथ नांखवा जाय छे के तरतज रू. ४० नी नोटो गूम थयेली जणाइ. साजन भराई गयुं हतुं. एटले ते बारोबार तेमां सामेल थया. वरघोडामां चालता चालता तेमणे तेमना मित्र सायुंदना मेनेजर साहेबने आ वात कही अने जेना पर एमने शक हतो तेनुं पण वर्णन कही संभळाव्युं. मेनेजर साहेबने खात्री थइ के पोतानी माफक तेमना मित्र पण पेला सुशिक्षित ठगना सपाटामां आव्यो छे. परन्तु पोताना बनावथी तेने बराबर शिक्षा मळशे एम समजी तेमणे जमीनदार साहेबनी वात मश्करीमां उडावी दीधी. वरराजाने मळेली सर्व भेटो पैकी किशोर तरफथी मळेली भेट उत्तम प्रकारनी हती, अने तेथी तेने दरेक जणे शाबाशी आपी हती.

सजा.

मुदतने दिवसे कचेरीमां केस चालवाथी किशोरने सख्त मजुरी साथे बे महिनानी सजा थइ. आ बाबतमां दिवान साहेब बिल्कुल वचमां पडया नहि, अने " ए रस्ते छोकरो सुधरशे " एम समजी मन वाळ्युं. परन्तु पोतानी धर्मपत्नीने तो पुत्रनो वियोग असह्य लाग्यो. पुत्रने साबरमती जेलमां विदाय करी पति पत्नी धरमपुर आव्यां. लोकमां तेमज राज्य दरबारमां शुं म्होढुं बताववुं एम समजी दिवानसाहेबे एक महीनानी रजा लीधी. ए पोताना बंगलानी आजुबाजुनी जग्या सिवाय कवचितज बहार जाआव करता हता. पंदर दिवस पुरा नहीं थयां होय एटलामां पिताश्रीने कहीने बंदीखानामांथी छोडाववा संबंधी करुणाजनक पत्र किशोरे मातुश्रीपर लख्यो. जेमां थोडांक वाक्यो नीचे प्रमाणे हतां:—

" म्हाराथी जेलनुं अघरुं अने भारे काम थइ शकतुं नथी. हुं दिवसे दिवसे सुकातो जाउं छुं अने हवे लांबो समय नहीं जीवी शकुं एम लागे छे. माटे जो तमारा पुत्रने जीवतो जोवानी इच्छा होय तो पिताश्रीने समजावी म्हने आ यमपुरीमांथी मुक्त करावशो. " तेणीए चोधार अश्रु

સાથે દિવાન સાહેબને પોતાના પુત્રને કમોતમાંથી બચાવવા કહેવા માંડ્યું. પરન્તુ, દુનિઆદારીના અનુભવી દિવાન સાહેબ પોતાના પુત્રના પેચ અને દગલબાજીથી ચલાયમાન થાય એ હવે અશક્ય હતું. તેમણે પોતાની સ્ત્રીને દાખલા આપી ઘણી સમજાવી અને કહ્યું, **"સંતાનને મારવું એ ઘાતકીપણું છે પરન્તુ તેમને ખોટાં લાડ લડાવવાં એ અઘોર પાપ છે,"** પણ તેણીએ પોતાની સ્ત્રીહઠ છોડી નહીં. "જો આજ સાંજ સુધીમાં મ્હારા પુત્રને છોડવવાનાં પગલાં નહી લેશો તો હું મ્હારાજ પ્રાણ લઇશ અને પુત્રના અને મ્હારા અવસાન પછી, કોઇ નવી પરણી લાવીને તેની સાથે ત્હમે સુખેથી મ્હાલજો!" આ પ્રમાણે તેણીએ બુલંદ અવાજે મ્હેણું માર્યું અને પોકેપોક મુકી રડવાનું શરુ કર્યું. દિવાન સાહેબથી આ વચનો સહી શકાયાં નહીં. જે અન્યતરને ન્યાય અર્પવામાં પ્રમાણિકતા અને તટસ્થતાનો સદુપયોગ કરે તેજ પોતાના કાર્યમાં એથી ઉલટું કરે તો લોકો શો અભિપ્રાય બાંધે? એક બાજુ પુત્રના પેચ અને અર્ધાંગનાની મરણની ધમકી અને બીજી બાજુ પોતાની સાખ. જે પ્રમાણે મરણશય્યાએ પડેલા પુરૂષનો જીવ અકળાય તે પ્રમાણે દિવાન સાહેબનો જીવ અકળાવા લાગ્યો. 'હવે શું કરવું?' તેની તેમને કાંઈ સુઝ પડી નહીં. તે દિવાનખાનામાં આમતેમ આંટા મારવા લાગ્યા. હજી પોતાની સ્ત્રીનું રુદન અને ધમકીભરેલાં વાક્યો ચાલુજ હતા. છેવટે તેમણે ધ્રુજતે હાથે અમદાવાદના પોલીસ સુપરીન્ટેન્ડન્ટ પર તાર કર્યો, અને પોતાના પુત્રને જેમ બને તેમ ઓછી મ્હેનત-મજુરી કરાવવા વિનવ્યું; અને પોતાના પુત્રનો કેસ ફરી તપાસવા માટે મુંબાઇ હાઇકોર્ટપર અપીલ પણ કરી. મુંબાઇમાં વકીલ-સૉલીસીટરની પાછળ અગાધ પૈસો ખર્ચી અને તે ઉપરાંત વગસગ ચલાવી પોતાના પુત્ર માટે બે વર્ષની જામીનગીરી અપાવી, એક મહીનાની સજા માફ કરાવી અને ભારે દંડ ભરી તેને જેલમાંથી મુક્ત કરાવ્યો. પરન્તુ આ બનાવે દિવાન સાહેબ પર સખ્ત ફટકો માર્યો, અને તેમણે દિવાનગીરીમાંથી રાજીનામું આપ્યું. કિશોર પર સખ્ત જાપ્તો રાખવામાં આવ્યો, અને બે વર્ષ સુધી ધરમપુર અને વલસાડ સિવાય બ્હાર ક્યાંય ન જવા માટે ફરીથી દિવાન સાહેબે હુકમ કર્યો.

બીજું કૃત્ય.

હજી ભાગ્યેજ અઢારેક મહિના પુરા થયા હશે ત્યાર પ્હેલાં તો બ્હાર નાસી છુટવા માટે કિશોરે શિકાર શોધવા માંડ્યો. તે અરસામાં સુરતમાં અરુણોદયનો પ્હેલીજ વાર તદ્દન નવો ખેલ પડવાનો હતો. જે જોવા તેનું

મન આકર્ષાયું. ધરમપુરથી તે છાનોમાનો નાસી છૂટયો, પણ સુરત સ્ટેશન પર તેના કાકાની દૈવયોગે તેનાપર નજર પડી. કિશોરપર બે વર્ષ માટે સખ્ત જાપ્તો રાખવાનો હતો એ વિષે સર્વે સગાં વ્હાલાં જાણતાં હતાં. તેમણે તેનો હાથ પકડયો અને પોતાને મકાને લઈ ગયા. તેમણે તેને રાત્રે બહાર ન જવા ફરમાવ્યું, અને તેના બદલામાં પોતાની સાથે રમતગમતમાં વખત પસાર કરવાનું કહ્યું. પરન્તુ તે બિચારાને ખબર નહતી કે અરુણોદયનો નાટક જોવાનો કિશોરનો નિશ્ચય પહેલેથી થઇ ચૂકયો હતો. તે સમયે ઘરમાં તે બન્ને સિવાય કોઇ હતું નહીં. કિશોર હવે અકળાવા લાગ્યો. જે પ્રમાણે કોઇ બિલાડી પોતાને નાસવાનો માર્ગ ન જડવાથી પૂરનાર વ્યક્તિ તરફ તરાપ મારે અને પછી મુક્ત થાય તે પ્રમાણે કિશોરે પોતાના કાકા પ્રત્યે ધસારો કરી તેમના પેટમાં છરી ભોંકી પોતે નાટકશાળા તરફ રવાના થયો. કિશોરે એમ ધાર્યું કે પોતાના કાકાશ્રી પરલોકવાસી થઇ ગયા હશે, પણ એની ધારણા સત્ય નહતી. તેમને પ્રાણઘાતક ઘા થયો હતો અને તે અર્ધાએક કલાકમાં આ ફાની દુનિઆ ત્યજશે એ નક્કી કર્યું હતું. તે હજી કુંવારા હતા ને સિતારના શોખીન હતા એટલે રાત્રે મિત્રમંડળ ભેગું કરી બે ઘડી મઝા કરતા. કિશોરના ગયા બાદ થોડીવારમાં તેમના બે મિત્રો નિયમસર આવી પહોંચ્યા. પોતાના મિત્રને લોહીલુહાણ અવસ્થામાં પડેલા જોઈને પેલા મિત્રો તો અચંબોજ પામ્યા. તેઓએ પાણી છાંટયું જ્યારે કિશોરના કાકાશ્રીએ શુદ્ધિમાં આવી અચકાતા અચકાતા ઉદ્‌ગારો—મા...રા......ભત્રી ......જા......એ......મા......રું......ખૂ...—કાઢી દેહ છોડી આર્જા અપૂર્ણ પૂરવા પર પૂર્ણ વાત મેળવવી એ તેમના મિત્રોને અસહ્ય લાગ્યું. તે બે પૈકી એક સ્ટેશનપર દોડયો અને બીજાએ પોલીસને ખબર આપી. કિશોરનું નામ શેરીએ શેરીએ જાહેર હતું એટલે તેને ઓળખવાનું અઘરું ન હતું. નાટક પૂરો થાય ત્યાર પહેલાં તે સ્ટેશને ગયો પણ જેવો પ્લેટફોર્મપર દાખલ થાય છે કે તરતજ પેલા મિત્રે તેમજ પોલીસોએ તેને પકડયો. હવે કિશોર છૂટે એ તદ્દન અશક્યજ હતું. " સાહુકારે પોતાના કાકાનું ખૂન કર્યું અને પકડાયો " ના સમાચાર બીજે દિવસે સવારના આખા સુરત શહેરમાં પ્રસરી ગયા. તેમાં ભાભાસાહેબ સ્વરૂપપુર તાર મળેલ. તાર વાંચતા વાંચતા દિવાન સાહેબનું હૃદય ભરાઇ ગયું. અને પોતાના નાનાભાઈનું પોતાના પુત્રનેજ હાથે ખુન થયું જાણી એમના હૃદય પર સખ્ત અસર થઇ. તેમને આંકડી આવી; અને તે સ્વર્ગલોક પ્હોંચી ગયા. દિવાન સાહેબના મરણના સમાચાર સુરત શહેરમાં પણ પ્રસિદ્ધ થયા. છેવટે

કિશોરને ફાંસીની સજા થઇ. કિન્તુ પોતાની માતુશ્રીને છેલ્લી ઘડીએ મળવાની એની ઉત્કંઠાને અમલદાર વર્ગે ટેકો આપ્યો અને પોલીસના પહેરા નીચે બારોબાર અમદાવાદ લઇ જવાનું પોલીસને કહેવામાં આવ્યું.

માતાપુત્રનો મેળાપ.

પિતાશ્રીના મોતના સમાચાર જાણી કિશોરનામાં કાંઇ અલૌકિક ચેતનની પ્રાપ્તિ થઇ. તેનું મુખ કરુણ બનવાને બદલે ક્રોધથી અગ્નિ જેવું લાલ થઇ ગયું. તેનાં ચક્ષુમાંથી અશ્રુનું એક બિંદુ પણ ટપકયું નહિ; પરન્તુ તેનું અન્તઃકરણ તેની માતા ઉપર બળી રહ્યું હોય તેમ દેખાતું હતું. સાબરમતી જેલના કંપાઉન્ડમાં માતા પુત્રનો મેળાપ કરાવ્યો. જેલરની સમક્ષ પુત્રની દશા જોઇને માતા મોટેથી રોઇ પડી; પણ કિશોર તો વાઘની પેઠે ઘુરકીને બાલ્યો, "હવે રુવ છે શું કરવા? તારાજ પ્રતાપે મારી આ દશા થઇ છે, તેનો કાંઈ ખ્યાલ કરે છે? તે દિવસે તેં મને સીસોટી ચોરતાં અટકાવ્યો હોત કે ત્યારપછીનાં તેવાં મારાં કામને ઉત્તેજન આપ્યું ન હોત તો આજ આવી સ્થિતિ ન થાત. માટે હવે રડવું નકામું છે."

તેની માતાથી તો કાંઇજ બોલાયું નહિ. પણ પોતાની ભૂલનો તેને પસ્તાવો હવે થતો હોય તેમ સ્પષ્ટ દેખાયું.

---

# સ્ત્રીશિક્ષા સંબંધી પ્રયાસ.

રા. મોતીભાઇ અમીને નીચેનો પત્ર ચરોત્તરમાં કેટલાએક ગૃહસ્થો પર મોકલ્યો છે. તેમનો પ્રયાસ અભિનંદનીય છે. તે ઉપરથી અન્ય સ્થળે પણ આવા પ્રયાસો થાય તો સારૂં.

સુજ્ઞ ભાઇ,

કન્યાકેળવણીના અને સ્ત્રીકેળવણીની આપણે હિમાયત કરીએ છીએ પણ એ દિશામાં આપણે કંઇ ખાસ પ્રયત્ન કર્યા નથી. આપણી બહેનો દીકરીઓ તેમજ ગામની અન્ય બહેનો માટે આપણાં ગામોની કન્યાશાળાઓમાં છઠ્ઠા ધોરણ પછીના આગળના વર્ગો, વા પુખ્ત ઉંમરની સ્ત્રીઓ માટે બપોર પછીના વખતમાં બે ત્રણ કલાક પુસ્તકોદ્વારા વા ગૃહઉદ્યોગદ્વારા વિશેષ જ્ઞાન મળે તેવા વર્ગો, સંઘબળ વિના આપણે ના પણ યોજી શકીએ, પણ આપણને સહજ ઇચ્છા હોય તો આપણી કન્યાશાળાઓમાં ચોથું, પાંચમું વા છઠ્ઠું ધોરણ ભણી અભ્યાસ છોડી દીધો હોય તેવી આપણા કુટુંબની વા ગામની બહેનોને નિયમિત રીતે વાચનનાં સાધનો પૂરાં પાડી વાચનદ્વારા તેમના જ્ઞાનમાં વધારો તો જરૂર જ કરાવી શકીએ. એકાદ ભાઈની આ પ્રકારની ઇચ્છા હોય તો પ્રમાદ વા મંદ ઉત્સાહના કારણે તે ઇચ્છા મનમાં ને મનમાં રહી જાય અને તેનું કંઇ પણ ફળ ન પણ આવે એ સત્ય છે. પરંતુ આ દિશામાં સંઘબળથી કંઇક નિયમિત, વ્યવસ્થિત, ચોક્કસ અને સતત પ્રયત્ન થાય તો સારી અને સાચી પ્રગતિ થઇ શકે એમ હું ખાતરીથી માનું છું. માટે હાલ તુર્ત ત્રણ વર્ષ માટે નીચે જણાવ્યા પ્રમાણેની એક યોજના* આપના સમક્ષ રજુ કરૂં છું. તે આપ વાંચી વિચારી પસંદ કરો તો આપના કુટુંબમાં બાળક વા સ્ત્રી વા બંનેને ઉપયોગી જ્ઞાન દર માસે નિયમિત રીતે મળે તે માટે રૂ. ૫) સાથેના પત્રમાં સવિસ્તર હકીકત લખી મારા તરફ મોકલી આપશો. જેથી સ્ત્રીબોધ માસિક તા. ૧-૧-૨૫થી ત્રણ વર્ષને માટે શરૂ કરાવવા હું તજવીજ કરી શકું.

મિત્રો અને સ્નેહીઓને આ યોજના મોકલવા વા મને તેમનાં નામ સૂચવવા વિજ્ઞપ્તિ કરૂં છું.

રામજીમંદિર, પશ્ચિમપાર્ક, વડોદરા તા. ૨૬-૧૨-૨૪. } મોતીભાઇ નરસિંહભાઇ અમીન.

* આ યોજના આ અંકમાં પૃ. ૫૬ ઉપર છપાઇ છે તે જોવી.

# રાજનગરનું રત્ન.

( ચાલુ વાર્તા. )

( લેખકઃ-બ્હેન જડાવબાઈ વીણ. )

[ અનુસંધાન ગયા વર્ષના પૃષ્ઠ ૪૪૬ થી. ]

## પ્રકરણ ૧૫ મું.

## દુઃખી નલિની.

શેઠ કાન્તિલાલે વિચાર કર્યો કે આનો મારી ઉપર ઘણો ઉપકાર છે. પણ હું ઉપકાર માનું છું તેમ તેમ એ વધારે ફાટયો છે, માટે જેમ તેમ સમજાવી તેની ફાંસ કાઢવી. આવા વિચારથી તે બોલ્યો, " વિલાસચંદ્ર, તમે આજની પેઠે કાલે ગંભીર બન્યા હોત તો પાછા જવું પડત નહીં. પણ થઈ તે થઈ. બોલ તું શું માગે છે ? કેટલા પૈસા માગે છે ? " વિલાસ તો આજે શાંત રહેવાનો નિશ્ચય કરીને જ આવ્યો હતો. તેથી હસીને બોલ્યો, " આપણી જુની મિત્રતા અને મેં બજાવેલું કામ સંભારી જુઓ. તેના બદલામાં મને ધક્કા મળ્યા. પછી આપ જે આપો તે તમારી ઉદારતા. ગઈ કાલનો હું ભુખ્યો છું, રાત્રે ઉંઘ્યો નથી. ચાલો જવાબ દો. શું આપો છો ? " કાન્તિલાલે તરત નોકરને બોલાવી ચહા ને નાસ્તો મંગાવ્યાં, અને ખાવા કહ્યું. વિલાસે તો નિકાલ થયા પછી જ ખાવાનું કહ્યું. હવે કાન્તિને લાગ્યું કે પૈસા આપ્યા વિના ચાલે તેમ નથી. તેથી પાંચસો રૂપીયા આપ્યા ને કહ્યું, " લે તું રાજી થા." વિલાસે હાથમાં નોટો લઈને ગણી;

પાછી ટેબલ ઉપર મૂકીને બોલ્યો, "શું તું મારી કિંમત કરે છે? આટલાનું વ્યાજ કેટલું આવશે? અને વટાવી ખાતાં કેટલો વખત પહોંચશે?"

કાન્તિ કહે, "ત્યારે તને શું જોઇએ છે? મોઢથી કહે, પણ મને પજવ નહીં."

વિલાસે જણાવ્યું, "મારે એક ઘર લેવું છે. તું ધનવાન ને વાડી બંગલાવાળો થયો ત્યારે મને એક નાનું સરખું ઘર તો જોઇએ કે નહિ? અને પછી મારે ખાવું શું?"

કાન્તિલાલને આ વાત કાંઇક નજરમાં ઉતરી ને તે બોલ્યો, "એકાદ ઘર ખોળી કહાડ તેની કીંમત જે બેસે તે હું આપીશ. હાલ આમાંથી ખાજે. હવે તને અહીં ફાવશે નહીં, માટે તારે રહેવાની કોઈ જગા ખોળી કાઢવી પડશે."

વિલાસને ગળે આ વાત ઉતરી તેથી રજા લઇને ગયો.

કાન્તિલાલે એક નીચો શ્વાસ મુક્યો, "હાશ! હવે પીડા ગઇ." આમ બડબડતો તે દીવાનખાનામાં લટાર મારવા ગયો એટલામાં જેની વાટ જોતો હતો તે નોકર આવ્યો અને એક ચીઠી શેઠના હાથમાં મુકી. તરત શેઠે ઉકેલી, વાંચીને ગજવામાં મુકી તરત કપડાં બદલ્યાં ને જવા ઉપડયા. જોતજોતામાં ગાડી શેઠ મોતીલાલના બંગલા આગળ આવી પહોંચી. ઉતરીને ઘરમાં ગયા. પહેલેથી ખબર આપેલી હોવાથી શેઠ વાટ જોતા જ બેઠા હતા. કાન્તિલાલે બેઠક લેતાં જ પુછયું, "કેમ, પછી તમારી મરજી શી છે? કાંઇ વિચાર નક્કી થયો?"

"મારો વિચાર? મારો વિચાર તો નક્કી જ છે. પણ નલિની માને તેટલી જ વાર છે. ઘણું કરી એ પણ માનશે જ, કારણ એનો જેની સાથે વિવાહ કરવાનો વિચાર હતો તે તો કોઈ દૂર દેશાવર ઉપડી ગયો છે. તમે એને મળીને જ એની સાથે પરિચય પાડતા રહેશો તો તમારી લાયકાતનો અનુભવ થતાંજ એ માની જશે. હવે તે કામ તમારૂં છે."

"ઠીક ત્યારે હવે એ કામ હું માથે ઉપાડી લઈશ. તો પણ હાલ એમને અહીં બોલાવશો તો ઠીક પડશે."

"હા! બોલાવું; હું, પણ પછી પૈસાનું કેમ કર્યું? મારા શેરોનો ભાવ છેક ઉતરી ગયો છે. તમારા કહેવાથીજ મેં તેમાં નાણાં રોક્યાં, અને તેમાં મને ચાળીસ હજારની ખોટ પુરવી પડશે. હાલ મારાં નાણાં પહોંચી વળે તેમ નથી. તમે હાલ મને ચાળીસ હજાર રૂ. આપો તો તમને કાંઇ ખોટ નથી. તે દિવસ તમે મને ચાર દિવસમાં જ આપવાનું કહેતા હતા. તેનું શું કર્યું?"

કાન્તિલાલ હવે પુરો પૈસાધડુ થયો હતો. જો કે પોતાની મોજમાં વાપરવા ચુકતો નહોતો, પણ કોઇને દમડી ઉંચકીને અપાતી નહોતી. આ વખતે ધર્મસંકટ આવ્યું હતું. પૈસાની ના કહેતાં જ મોતીલાલ છટકી જાય ને નલિની હંમેશની જાય. તેથી વિચાર કરી કાન્તિલાલ બોલ્યો, "શેઠ, આ રકમ કાંઇ નાની સુની નથી. તેમ જ તમારી પાસે કાંઇ મીલકત લખાવી લેવાનો પણ વિચાર નથી. જો નલિની લગન માટે હા પાડે, વેવિશાળ નક્કી થાય, તો હું તે પછી આપવા તૈયાર છું."

"હું! ત્યારે નલિનીના જ હાથમાં બધું છે." શેઠ મનમાં બબડયા, ને કહ્યું, "જુવો તમે રકમ કામ થયે આપવા કબુલી છે." શેઠે ઉઠીને ઘંટડીની ચાંપ દબાવી નલિનીને બોલાવવાનો હુકમ નોકરને કર્યો. નોકર થોડી જ વારમાં પાછો આવ્યો ને બોલ્યો, "સાહેબ, બેન તો નીચે બાગમાં ફરે છે. તેઓ કહે છે કે, મારૂં માથું દુઃખે છે ને હમણાં ફરવાની જરૂર છે."

શેઠ જે નલિનીના જ પિતા હતા તે આ બોલવાની રીત મનમાં સમજી ગયા છતાં હવે એમણે માથાની ફરેલી છોકરીને બળજોરીથી ઠેકાણે લાવવાનો વિચાર કર્યો. કારણ પૈસાની ખાતર આબરૂ જાય તેમ હતું. તેથી પોતાનું હથીયાર કાન્તિલાલને જ તેમણે બનાવ્યો. તેમણે કહ્યું, "કાન્તિલાલ, ત્યારે તમે જ બાગમાં એને મળો તો ઠીક પડશે." કાન્તિલાલ ઉઠીને બગીચામાં જ્યાં નલિની ફરતી હતી ત્યાં ગયો.

કાન્તિલાલે બાગમાં નલિની સાથે ફરવા માંડયું અને આડી અવળી વાત કરતાં કરતાં પોતાનો ખાસ પ્રસંગ લાવતાં કહ્યું;

"નલિની, તમે ઘણાં ડાહ્યાં છો છતાં તમે તમારા પિતાની સગવડ કે સુખ વિચારતાં નથી. તેમની તબીયત દિવસે, દિવસે નબળી થતી જાય છે. મને લાગે છે કે તેમને કોઇ માનસિક દુઃખ છે. તમે શું ધારો છો ?"

નલિની આ બોલવાનો મર્મ સહેજેજ સમજી જઇને બોલી, "કાન્તિલાલ, તમારી ભુલ છે. હું તેમની સેવા ચાકરી કરૂં છું. એમની મરજી સાચવું છું. એમનું માનસિક દુઃખ પણ હું જાણું છું. તેઓ હાલ પૈસાની તંગાસમાં છે અને તે માટે હું તેમને કહું છું કે મારૂં નસીબ મારી પાસે છે. અમારા પાંચ માળા ને છઠ્ઠો બંગલો છે. રોકડ નાણાં રોકાઇ ગયાં છે. તેથી એકાદ માળો વેચી નાખવા મેં ઘણી વખત તેમને કહ્યું છે, કારણ મારે એકલીને જ માટે આ મીલકત ઘણી છે. પણ તેઓનાં જીદ્દી સ્વભાવને લીધે જ તેઓ દુઃખી થાય છે."

આ સીધી ને સરળ મનની વાત કાન્તિલાલ આગળ નલિનીએ કરી તેથી કાન્તિ જરા ગુંચવાયો. તે હવે પોતાનો મર્મ ખુલ્લો કરતાં બોલ્યો, "જુઓ, સ્થાવર મીલકત અનામત રહે અને નાણાં મળે તો શું ખોટું ? તેમાં માત્ર તમારી સંમતિની જરૂર છે. તેથીજ તમારા પિતા તમને બોલાવતા હતા."

નલિની આશ્ચર્યથી બોલી, "મફતનાં નાણાં ક્યાંથી મળે અને તેમાં મારી સંમતિની જરૂર ! એવાં નાણાં કોણું આપે ?"

કાન્તિને હવે ચોકખી રીતે કહેવાની ફરજ પડી. તે બોલ્યો, "નલિની, તમે મારો હાથ કબુલ કરો પછી મારાં નાણાં તે તમારાં જ છે. તમારા પિતાનું દુઃખ ટાળવાનો આ સ્હેલો ને એકજ રસ્તો છે." આટલું કહી કાન્તિ જવાબની રાહ જોઈ ઉભો.

નલિનીને હવે ઘણા દિવસની પિતાની ખટપટની અંધારીનો પડદો ખસી ગયો. થોડી જ પળમાં તે પિતાના ને કાન્તિલાલના વિચારો સમજી ગઈ, ને પછી હીંમતથી ને ત્યાગવૃત્તિથી એક પાઇના પણ ઉપકારની દરકાર કર્યા વગર તે બોલી, "કાન્તિલાલ,

મારા સાટામાં મારા પિતા પૈસા લેતા હોય તો મને તેમના વારસાની એક પાઇ પણુ ખપતી નથી. જો તમારે પૈસા ખરચી મને ખરીદવી હોય તો મારૂં વેચાણ કરવાનો તેમને હક નથી. હું કુંવારી રહીશ. મારૂં વચન હું તમને કહી ચુકી છું. હવે કાંઈ કહેશો નહીં. મારે પરણુવું કે કુંવારા રહેવું તે મારા મનની વાત."

કાન્તિલાલ બોલ્યો, "પોતાના પિતાની ખાતર તે વચન તોડવાની અડચણ નથી. મારે તમને પઇસા આપી ખરીદવાં નથી. હું જ્યારથી તમને પહેલાં મળ્યો ત્યારથી ભુખ ને ઉંઘ મેં તજી દીધાં છે. હું કરોડપતિ થઈ તમારે ત્યાં અથડાઉં છું તે તમારે જ ખાતર. ભલે તમારા પિતા પાસે જ્યારે પઇસાની છુટ થાય ત્યારે મને પાછા ગણી આપે તો મને ના નથી. તમે વિચાર કરી જોજો."

કાન્તિલાલ પોતાના સ્વાર્થની વાત કર્યે જતો હતો ત્યારે નલિનીની આંખમાંથી આંસુ ખરતાં હતાં. તે સ્વગત બોલી, "બાળમિત્ર! તું કયાં ગયો?"

વાત પુરી થઇ ને કાન્તિ નલિનીનો જવાબ લેવા આતુર હતો ત્યારે નલિનીએ રૂમાલમાં આંખો ઢાંકી દીધી ને બોલી, "કાન્તિલાલ, હવે તમારી વાત પુરી થઇ હોય તો હું રજા લઈશ. અત્યારે મારા જીવને સુખ નથી. તમે પ્રથમથી જ જાણો છો કે હાલ હું કંઈ કહી શકતી નથી. સલામ." આટલુંજ બોલી નલિની ચાલતી થઈ ને પોતાના ખંડમાં જઇ બેઠી, ત્યારે કાન્તિ વિચારમાં ને વિચારમાં ત્યાં જ ઉભો રહ્યો. નલિનીનું દ્રઢતાથી ભરેલું બોલવું સાંભળી તે દીંગ જ થઇ ગયો, અને "આ સ્ત્રી ભવિષ્યમાં આવી બેદરકારપણે રહે તો કેમ બને? પણ ના, જ્યારે એ મારા ઘરમાં આવશે, મારી રત છત જોશે, મારી તરફથી જ્યારે કપડાં અને દાગીનાનો વરસાદ તે ઉપર વરસશે ત્યારે તે એની મેળે જ નરમ બની જશે. હજુ એણે મારા વિલાસમાં ભાગ લીધો નથી ત્યાં સુધી તે છેતરાશે." આમ

વિચારતો, કાન્તિ ગાડીમાં બેસી પોતાને ઘેર ગયો. જતાં જતાં એક નોકરને ચીઠ્ઠી આપતો ગયો ને કહ્યું કે: "મોતીલાલ શેઠને આપજે."

## પ્રકરણ ૧૬ મું.

### દૈવી પ્રેમ.

સાવિત્રી સ્વધામ પહોંચી ને એકલી વસુને સત્યેંદ્રના હાથમાં સોંપી ગઇ. વસુ વસતિમાં ઉછરેલી હતી તો પણ તેને માણસોનો ઝાઝો પરિચય નહોતો. તેણે પુસ્તકોમાંથી ને નવલકથાઓમાંથી સજ્જન અને દુર્જન માણસોના પરિચયનો અનુભવ લીધો હતો. એની આ કસોટીમાં સત્યેંદ્રને સજ્જનની ઉચ્ચ પદવી આપી હતી, તો પણ તે શું ચવાતી તેનું કારણ બીજું કોઈ જ નહીં, પણ આ પવિત્ર હૃદયના માણસને તે પોતાના સ્વાર્થને માટે છેતરે છે. આ એનું મોટું દુઃખ હતું. એક નિઃસ્પૃહી માણસને દર પળે છેતરવાનું પાપ એને સાલતું હતું. ખરી હેકીકત કહી દેવાને વિચાર કરતી ને પાછો ફેરવતી. આવી રીતે કેટલાક દિવસો વીત્યા. તેઓ એક નાના પાંચ છ વર્ષના બાળકની પેઠે સવારમાં ઉઠતાં, ખાતાં, હસતાં, બોલતાં, ફરતાં, અને રાતે સુતાં. તેઓનું દીલ ખરેખરૂં એકજ બન્યું હતું. તેમાં જરા પણ પાપ નહોતું, પણ વસુનું હૃદય તો પાપી હતું.

એક સાંજે તેઓ ફરતાં ફરતાં થાકયાં ને એક ઝાડ નીચે વિસામો લેવા બેઠાં. તેઓની વાતો ખુટતી નહોતી. પણ આજસુધી વસુએ વાતમાં પણ પોતે સ્ત્રી છે એવો ઇસારો કર્યો નહોતો. તેઓ વાત કરતાં કરતાં એક જુના પ્રસંગ ઉપર આવ્યાં. વસુએ કહ્યું, "બધું ખરૂં પણ તમે મારી માને મળવા અહીં આવવા શા માટે ના કહેતા હતા?"

સત્યેંદ્રનું મુખ જે હંમેશનું હસમુખું હતું તેણે મોં મલકાવતાં કહ્યું, "મારા પિતાને કોણજાણે સ્ત્રી જાતિપર ઘણી ચીઢ

હતી. તે વાતમાં ને વાતમાં બોલી જતા કે સ્ત્રીનો વિશ્વાસ કરવો જ નહીં. તેઓ મરણકાળે પણ મને એમ જ કહી ગયા હતા.”

વસુએ કહ્યું, “ત્યારે તમારો અનુભવ કેવો છે? તમે મારી માનો અનુભવ કર્યો. તેમાંથી શું નજરે આવ્યું? અને પોતાની માની પાસે આપણે ઉછરીએ, રહીએ, ખાઇએ, પીએ; તો તેના વગર કેમ ચલાવી શકીએ?”

સત્યેંદ્રે કહ્યું, “હવે કોઈ સ્ત્રી અહીં નથી તો “પણ”–વચન પાળવાનો વાંધો નથી. તોપણ હું મારા પિતાની વિરૂદ્ધ તો નથી જ.”

“ત્યારે તમે કોઇ સ્ત્રી સાથે રહી શકો નહીં?” વસુએ પુછયું.

સત્યેંદ્રે દ્રઢતાથી કહ્યું, “ના. હું મારા પિતાનું વચન પાળું.”

વસુ ઘણી નિરાશ થઈ. તેણે સત્યેંદ્રના ખભા પર માથું નાખી દીધું; ને તે બોલી, “તમને અનુભવ થાય કે તે સુલક્ષણી છે તોપણ નહીં?”

સત્યેંદ્રે વસુના થરથરતા હાથને પોતાના હૃદય સાથે દાબ્યો ને બોલ્યો, “વસુ! તું દુઃખી નહીં થા. હવે તેમાંનું કાંઈ નથી. તારી માતા મરી ગઈ. કદાચ તારી માતા માટે અપમાન થયું લાગતું હોય તો માફ કર. તું રડ નહીં. તારૂં મોહક મોઢું કેવું ઉદાસીન બની રહ્યું છે? તારા કુમળા હાથ થથરે છે. હૃદય જોરમાં ધડકે છે. હું તારે માટે તું કહે તે કરવા તૈયાર છું. મારો બોલ મિથ્યા નથી, સાચો છે.”

આ શબ્દો સાંભળવાથી વસુને જરા હિંમત આવી. તે જરા ખસીને આઘી બેઠી ને બોલી, “ત્યારે મારે ખાતર આટલું જ કરો. તે એજ કે એકાદ વહાણ લાવી મને અહીંથી કોઈ બીજી જગાએ વિદાય કરો.”

આ સાંભળતાં સત્યેંદ્રને જાણે વીજળી પડી હોય તેમ ચમકો આવ્યો ને તે બોલ્યો, “શું વસુ! તું અહીંથી જશે? મને એકલો મુકીને?”

વસુએ ધીરજથી કહ્યું, “હા હું અહીંથી જઈશ. જેવો

તમારે સ્ત્રીઓ સાથે નહીં રહેવાનો નિશ્ચય છે. તેવો જ મારો પણ છે. એટલે હું બીજું શું કરૂં ?"

સત્યેંદ્રે વસુને પોતાની પાસે ખેંચતાં ને પોતાના હૃદય સાથે દાબતાં કહ્યું, "વસુ ! તું તારો નિશ્ચય ફેરવ; મને દુઃખી નહીં કર. કોઇ તારા સ્નેહીની પાસે તને જવાની મરજી હોય તો હું તને મોકલીશ."

વસુને હવે વધારે હીંમત આવી. તે બોલી, "હું સ્ત્રી હોઉં તો શું તમે મને તમારી સાથે રાખો ખરા કે ?"

સત્યેંદ્રે હજુ પણ મશ્કરીમાં જ વસુ બોલે છે એમ ધાર્યું છતાં પણ મશ્કરીનો સામો જવાબ તો તે વિચારીને જ દેતો હોવાથી બોલ્યો, "હા, તું જો સ્ત્રી હોય તો પણ તારા જેવી સ્ત્રીને મારી પાસે રાખું."

વસુ બોલી, "ત્યારે પિતાનું વચન છોડી દો :"

સત્યેંદ્રે દૃઢતાથી કહ્યું કે, "વૃદ્ધોનું વચન પાળવું, પણ જો પોતાના અનુભવમાં ખોટું પડે તો છોડી દેવું. કારણ કે તેમનો જેવો અનુભવ હોય તેવો મારો અનુભવ હોય."

વસુ નીડરતાથી બોલી, "ત્યારે તમારી પાસે મહિનાઓ થયાં પુરૂષવેશમાં રહેલી વસુંધરા સાવિત્રીની દીકરીને તમે તમારી પાસે રાખવાથી સુખી થશો. જો સુખી થતા હો તો રાખો. મન દુઃખી થતું હોય તો હું અહીંથી ચાલી જઇશ."

આ શબ્દો સાંભળતાં જ સત્યેંદ્ર ખડલાઇ જશે એમ વસુની ખાત્રી હતી, પણ વસુને જુદું જ દેખાયું. સત્યેંદ્રે દૃઢ અવાજે કહ્યું, "ભલે, તું સ્ત્રી હો કે પુરૂષ હો તેની મને દરકાર નથી. તારૂં મન, તારો આત્મા, તારૂં વર્તન સ્ત્રીનાં નથી. તારો વેષ પણ સ્ત્રીનો નથી. તું આજ સુધી જે વેષમાં છે તે જ મને પ્રિય છે. તું એ જ કપડામાં હજારો, લાખો કે કરોડો દિવસો વીતાડે તો પણ શું ! અને સ્ત્રીનાં કપડાંમાં કહાડે તો પણ શું ! તું શું આજસુધી મારાથી ડરતી હતી તેથી કહ્યું નહોતું ? શું હજુ પણ તું ડરે છે ? " હું તારો અને તું મારી." આ શબ્દો બોલતાં બેઉએ દૃઢ આલિંગન કર્યું.

# ચાલુ બનાવોની નોંધ.

[ લખનારઃ—રા. કેશવપ્રસાદ છો. દેસાઈ. ]

**મહાસભા.** નાતાલની રજાઓમાં ભરાયલી પરિષદોમાં સૌથી અગત્યની પરિષદ તો મહાસભા જ કહેવાય. સમસ્ત દેશની પરિષદ તે છે. ગમે તેટલા મતભેદ હોય તો પણ કૉંગ્રેસ તો આપણી જ. તેમાં વળી આ વખતે તો તેનું પ્રમુખ પદ મહાત્મા ગાંધીજીયે દીપાવ્યું હતું. એટલે લોકોનો ઉત્સાહ ઓર જ હતો. વળી મહાસભામાં સભાસદ થવા સંબંધી શી લાયકાત હોવી જોઈયે તે પ્રશ્ન આ વખતે ખાસ ચર્ચવાનો હતો. એટલે જુદા જુદા મતના આગેવાનોએ પણ હાજરી આપી હતી. મહાત્માજીની દરખાસ્ત એ હતી કે જેઓ અમુક વાર સુતર કાંતીને મહાસભાને આપે તેઓ જ તેના સભાસદ થઈ શકે. મહાસભાનું ધ્યેય તો અલબત્ત એનું એ જ છે. એટલે કે શાંતિમય ઉપાયોથી સ્વરાજની સાધના કરવી. પરંતુ આ ધ્યેય પાર પાડવા માટે જેઓ મહાસભામાં કામ કરે તેમને માટે અત્યાર સુધી વરસે ચાર આનાનું લવાજમ હતું. ફેરફાર માત્ર આ લવાજમમાં જ સૂચવવામાં આવ્યો હતો. ચાર આનાને બદલે અમુક કાંતેલું સુતર આપવું. વળી બનતાં સુધી આ સુતર સભાસદે કાંતવાનું છે, પણ જો બીજા કોઈને હાથે કાંતેલું હોય તો પણ ચાલે. સ્વરાજપક્ષના આગેવાનો દેશબંધુ દાસ તથા પંડિત મોતીલાલજીએ આ વાત કબૂલ કરી હતી. હોમરૂલલીગનાં મીસીસ બેસંટે પણ આ વાત કબૂલી હતી. પરંતુ લાલા લજપતરાય તથા હજરત મોહાની સાહેબ તેમની વિરૂદ્ધ હતા. મૉડરેટ આગેવાનો પણ વિરૂદ્ધ છે છતાંયે બહુજ મોટા મતે મહાસભાયે આ વાત કબુલ રાખી છે. હવે જ્યારે આ વાત કબૂલાઈ જ છે, ત્યારે તો દેશ સમસ્તે પણ પોતાના મતભેદો બાજુ પર મૂકીને મહાસભાના સભાસદ ચાલુ રહેવું જ જોઈયે. સુતર આપવું કે ન આપવું એ કાંઇ ખાસ સિદ્ધાંતનો પ્રશ્ન નથી, અને ખાદીથી કાંઇ દેશનો ઉદ્ધાર થવાનો નથી, એવો મત ધરાવનાર પણ મહાસભાને સુતરની ભેટ કરીને સભાસદ થાય તેમાં કાંઇ વાંધા જેવું નથી. અનુભવથી એમ જણાશે કે આ લવાજમ વ્યાજબી નથી, તો વળી ભવિષ્યની મહાસભામાં તે

ફેરવી શકાશે. પરંતુ ગમે તેમ કરીને પણ મહાસભાના સભાસદોની સંખ્યા તો ઘટવી ના જ જોઇએ.

* * *

**ધારાસભાઓ.** સ્વરાજપક્ષ, મહાસભાના મોટા ભાગના મતને અવગણીને ધારાસભામાં ગયો હતો પરંતુ હવે તે પક્ષ મહાસભા તરફથી જ ધારાસભામાં ગયેલો ગણાશે, એમ ઠર્યું છે. જ્યાં સુધી ધારાસભાઓ ચાલે છે, ત્યાં સુધી તેમને અવગણી શકાય તો નહી જ. વળી જુદા જુદા માણસોની લાયકાત જુદાં જુદાં કાર્યો કરવાની હોય છે. એટલે જેઓ ધારાસભાના કામને યોગ્ય છે તેઓ હવે કોંગ્રેસને નામે ત્યાં કામ કરશે. વળી હવે જ્યારે ચુંટણીનો પ્રસંગ આવશે ત્યારે કોંગ્રેસ પક્ષ તરફથી ઉત્તમ ઉમેદવારો જ પસંદ થશે અને તેઓ સારૂં કામ ધારાસભામાં કરી બતાવશે. વળી હવે ધારાસભાનો બહીષ્કાર કોંગ્રેસે પણ રદ કર્યો છે એટલે જનસમાજ પણ તેના કામમાં વધારે રસ લેશે; અને જો તેમ થશે તો ધારાસભા ઉપર પણ તેની છાપ સારી પડશે. આપણે આશા રાખીશું કે જુદી જુદી ધારાસભાઓ દ્વારા સામાજિક કાર્ય તો ઉપાડી લેવામાં આવે. અને બાળરક્ષણ કાયદાઓ તથા ભીખારીઓ સંબંધીના તથા પતિત સ્ત્રીઓના ઉદ્ધાર માટેના કાયદાઓ પસાર કરવામાં આવે.

* * *

**દયાનંદ શતાબ્દિ.** સ્વામી દયાનંદ સરસ્વતી, આર્ય સમાજના સંસ્થાપક તરિકે જાણીતા છે. તેમની શતાબ્દીનો મહોત્સવ આ માસમાં ઉજવવાનો છે. એક મહાન ગુજરાતી તરિકે આપણને સ્વામીજીના કાર્યથી અભિમાન ઉત્પન્ન થાય છે. દેશ અને કાળ પ્રમાણે ધર્મજાગૃતિની જરૂર વારંવાર ઉભી થાય છે. અને સ્વામીજીએ પોતાના કાળમાં મૂર્તિપૂજન-અંધ મૂર્તિપૂજાની અતિશયતા જોઇ, તેમજ હિંદુઓને પરધર્મમાં વટલાતા જોયા તેથી તેમણે શુદ્ધ વેદાંતને પુનઃ પ્રતિષ્ઠિત કરવાનું યોગ્ય ધાર્યું અને હિંદુઓનો એક સત્વશીળ પંથ સ્થાપ્યો. આ પંથ તે આર્ય સમાજ. તેનું જોર પંજાબ તરફ ઘણું છે. અને અત્યારે પણ લાલા લજપતરાય તથા સ્વામી શ્રદ્ધાનંદ આદિ અગ્રગણ્ય આગેવાનો એ પંથને દીપાવે છે. મુસલમાનોના તોફાન સામે ટકી રહેનાર આર્ય સમાજ જ છે. આ યુગમાં તે હિંદુઓને મનુષ્યત્વનું ભાન કરાવનાર

એક મુખ્ય સંસ્થા છે. આ પંથમાં બુદ્ધિને પ્રાધાન્ય આપવામાં આવે છે. હિંદુઓની સામાજિક સ્થિતિ પ્રત્યે પણ આ પંથમાં લક્ષ આપવામાં આવ્યું છે. હાલના અતિશય નાનોના જમાનામાં, ચાર વર્ણનીજ ભલામણ કરનારા આ પંથમાંથી આપણે બહુ શીખવાનું છે. વિધવા પુનર્લગ્નની પણ આ પંથમાં રજા છે. વળી બ્રહ્મચર્ય ઉપર તો આ પંથમાં બહુજ ભાર દેવામાં આવે છે. કન્યાઓનાં લગ્ન સોળ વર્ષની પહેલાં, અને પુરુષનાં લગ્ન પચીસ વર્ષની પહેલાં ના જ થવાં જોઇએ એમ આ પંથની આજ્ઞા છે. આ પંથના સ્થાપકે ઘણાજ અગત્યના મુદ્દાઓ તરફ હિંદુ સમાજનું ધ્યાન, અણીને સમયે દોર્યું છે. અને તેમની મહત્તાની તે જ સાબિતી છે. ચાર વર્ણો, બાળલગ્નની બંધી, હિંદુત્વનું ભાન, અને વિધવા પુનર્લગ્નને સંમતિ, આ ચાર બાબતો પ્રત્યે ગુજરાતે ધ્યાન આપીને આ મહાન ગુજરાતીનું ચિરંજીવ સ્મારક સાધવું જોઇયે. આ અવસરે આપણે આપણી અંજલી એમને આપીશું.

* * *

**સામાજિક પરિષદો.**

ગઇ નાતાલમાં સામાજિક પરિષદો બે ભરાઇ હતી. કૉંગ્રેસની સાથે બેલગામમાં એક પરિષદ ભરાઇ હતી. તેના પ્રમુખ સર શંકર નેર હતા. બીજી પરિષદ મૉડરેટ પક્ષની રાજકીય પરિષદની સાથે લખનૌમાં ભરાઇ હતી. તેના પ્રમુખ રા. જી. કે. દેવધર હતા. સર શંકર નેર અસહકારી પક્ષના હતા નહી, તેથી બંને પરિષદના કાર્યમાં ઝાઝો તફાવત હતો નહીં. છતાંએ બે પરિષદો જુદી ભરાય છે તેમાં કાંઇ નુકશાન તો નથી જ. સામાજિક બાબતોમાં લોકમત કેળવવાની ખાસ જરૂર છે, અને જેમ વધારે સ્થળોએ તે વિષય ચર્ચાય તેમ વધારે લાભ થવાનો સંભવ છે.

સર શંકર નેરે સ્ત્રીઓના દરજ્જા સંબંધી પોતાના વ્યાખ્યાનમાં બહુજ વિવેચન કર્યું હતું. અને સ્ત્રીઓને પુરુષોના જેટલાજ રાજકીય હક્ક હોવા જોઇયે એમ જણાવ્યું હતું. વળી સ્ત્રીઓની આર્થિક સ્થિતિ પણ સુધારવાની જરૂર તેમણે જણાવી હતી. હિંદુશાસ્ત્રમાં સ્ત્રીનું પોષણ કરવાની ફરજ તેનાં સગાંઓ ઉપર નાંખેલી છે. અને જે સ્ત્રીઓને સગાં ના હોય તેમને રાજ્ય તરફથી પોષણ આપવાનું જણાવવામાં આવ્યું છે. સર શંકર નેરે એમ ભલામણ કરી હતી કે નિરાધાર બાઇઓનું પોષણ રાજ્યને માથેજ નાંખવું જોઇયે, અને રાજ્યે તેમનાં સગાં પાસેથી તેનાં નાણાં વસુલ કરવાં જોઇયે. નહિ તો સ્ત્રીઓ બીચારી હાલનો ખર્ચાળુ મેળવી શકે તેમ નથી.

ફેરવી શકાશે. પરંતુ ગમે તેમ કરીને પણ મહાસભાના સભાસદોની સંખ્યા તો ઘટવી ના જ જોઇયે.

* * *

**ધારાસભાઓ.**

સ્વરાજપક્ષ, મહાસભાના મોટા ભાગના મતને અવગણીને ધારાસભામાં ગયો હતો પરંતુ હવે તે પક્ષ મહાસભા તરફથી જ ધારાસભામાં ગયેલો ગણાશે, એમ ઠર્યું છે. જ્યાં સુધી ધારાસભાઓ ચાલે છે, ત્યાં સુધી તેમને અવગણી શકાય તો નહી જ. વળી જુદા જુદા માણસોની લાયકાત જુદાં જુદાં કાર્યો કરવાની હોય છે. એટલે જેઓ ધારાસભાના કામને યોગ્ય છે તેઓ હવે કોંગ્રેસને નામે ત્યાં કામ કરશે. વળી હવે જ્યારે ચુંટણીનો પ્રસંગ આવશે ત્યારે કૉંગ્રેસ પક્ષ તરફથી ઉત્તમ ઉમેદવારો જ પસંદ થશે અને તેઓ સારૂં કામ ધારાસભામાં કરી બતાવશે. વળી હવે ધારાસભાનો બહીષ્કાર કોંગ્રેસે પણ રદ કર્યો છે એટલે જનસમાજ પણ તેના કામમાં વધારે રસ લેશે; અને જો તેમ થશે તો ધારાસભા ઉપર પણ તેની છાપ સારી પડશે. આપણે આશા રાખીશું કે જુદી જુદી ધારાસભાઓ દ્વારા સામાજિક કાર્ય તો ઉપાડી લેવામાં આવે. અને બાળરક્ષણ કાયદાઓ તથા ભીખારીઓ સંબંધીના તથા પતિત સ્ત્રીઓના ઉદ્ધાર માટેના કાયદાઓ પસાર કરવામાં આવે.

* * *

**દયાનંદ શતાબ્દિ.**

સ્વામી દયાનંદ સરસ્વતી, આર્ય સમાજના સંસ્થાપક તરિકે જાણીતા છે. તેમની શતાબ્દીનો મહોત્સવ આ માસમાં ઉજવવાનો છે. એક મહાન ગુજરાતી તરિકે આપણને સ્વામીજીના કાર્યથી અભિમાન ઉત્પન્ન થાય છે. દેશ અને કાળ પ્રમાણે ધર્મજાગૃતિની જરૂર વારંવાર ઉભી થાય છે. અને સ્વામીજીએ પોતાના કાળમાં મૂર્તિપૂજા-અંધ મૂર્તિપૂજાની અતિશયતા જોઇ, તેમજ હિંદુઓને પરધર્મમાં વટલાતા જોયા તેથી તેમણે શુદ્ધ વેદાંતને પુનઃ પ્રતિષ્ઠિત કરવાનું યોગ્ય ધાર્યું અને હિંદુઓનો એક સત્વશીળ પંથ સ્થાપ્યો. આ પંથ તે આર્ય સમાજ. તેનું જોર પંજાબ તરફ ઘણું છે. અને અત્યારે પણ લાલા લજપતરાય તથા સ્વામી શ્રદ્ધાનંદ આદિ અગ્રગણ્ય આગેવાનો એ પંથને દીપાવે છે. મુસલમાનોના તોફાન સામે ટકી રહેનાર આર્ય સમાજ જ છે. આ યુગમાં તે હિંદુઓને મનુષ્યત્વનું ભાન કરાવનાર

કાઠીયાવાડી અંત્યજો ઘણા જોવામાં આવે છે. માટે જો કાઠીયાવાડમાં અસ્પર્શ્યતા નિવારણ થશે તો તેની અસર ગુજરાતમાં બહુ સારી થશે. ખાસ કરીને કાઠીયાવાડ રાજકીય સભામાં રસ લેતા સર્વ કોઇયે અસ્પર્શ્યતા નિવારવાનું પણ લેવું જ જોઇયે. જે ફરીયાદ તેઓ દેશી રાજાઓ સામે કરે છે, તે જ ફરીઆદ અસ્પર્શ્ય વર્ગો તરફથી તેમની સામે થઇ શકે.

હમણાં હમણાં અસ્પર્શ્યતા નિવારણની સામે પણ કાંઇક પ્રવૃત્તિ થતી દેખાય છે. અમદાવાદમાં સનાતનીઓની સભા તેમજ મુંબઇના કાપડ બજારમાં એક સભા અસ્પર્શ્યતાની તરફેણમાં મળી હતી. અલબત્ત આ બંને સભાઓમાં કાંઇ દમ નહોતો. છતાંયે તે ઉપરથી સાવચેત થવાની બહુ જ જરૂર છે. અંત્યજ વર્ગના ઉદ્ધારને માટે વિવિધ પ્રયત્નો થવા જોઇયે. આવા પ્રયત્નો થતાં જ અસ્પર્શ્યતા આપોઆપ જતી રહેશે. તેમને રોજી મળે તથા કેળવણી મળે તો જ તેમનો ઉદ્ધાર થાય. દરમિયાન તેમનો સ્પર્શ કરવામાં આવે કે ના આવે, પણ તેઓ માણસ છે. એવી માનુષી ભાવના ફેલાવવી જોઇયે. અને ખાસ કરીને કાઠીયાવાડનાં ગામોમાં તેમને પાણી મેળવવા માટે જે ત્રાસ થાય છે તે દૂર થવો જોઇયે. જ્યાં અંત્યજોને કુવામાંથી પાણી ભરવા ના દેવામાં આવે, ત્યાં તેમને માટે તેમને અનુકૂળ સ્થળે કુવો કરવો જ જોઇયે. જ્યાં તેમને શાળામાં દાખલ કરવામાં ના આવતા હોય, ત્યાં તેમને માટે જુદી નિશાળ હોવી જ જોઇયે. આ બંને કામ તરફ મહાસભા તેમજ સામાજિક પરિષદના કાર્યકર્તાઓએ ધ્યાન આપીને તે માટે સહકાર સાધવો જોઇયે.

* * *

પ્રાથમિક કેળવણી ફરજીયાત અને મફત હોવી જોઇયે એ તો બધે સ્વીકારાયું છે. છતાંયે તે માટે જોઇયે તેવા પ્રયત્નો

પ્રાથમિક કેળવણી. થતા નથી તે દીલગીર થવા જેવું છે. મુંબાઇના અમુક જીલ્લાઓમાં પ્રાથમિક કેળવણી થોડા સમયમાં મફત અને ફરજીયાત થશે એમ આશા રાખવામાં આવે છે. મુંબાઇ ઇલાકાનાં બધાં જ મોટાં શહેરોમાં તેમ થાય તે બહુ જ જરૂરનું છે. અમદાવાદમાં હવે સરકાર અને મ્યુનિસિપાલીટી વચ્ચેનો ઝઘડો પતી ગયો છે. એટલે ત્યાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજીયાત હવે જલદીથી થવી જોઇયે. ગુજરાતમાં વડોદરા રાજ્યમાં તો તે ફરજીયાત છે જ. એટલે તેની આસપાસનાં શહેરો—ભરૂચ આણંદ અને નડીયાદમાં તે ફરજીયાત થાય તો અડચણ આવે નહી. પરંતુ જ્યાં જ્યાં પ્રાથમિક કેળવણી ફરજીયાત થ

ત્યાં તે છોકરાઓ અને છોકરીઓ બંનેને માટે ફરજીયાત થાય તે તરફ ખાસ ધ્યાન આપવું જોઈયે. મુસલમાન ભાઇઓયે પણ આ સંબંધમાં સાવચેત રહેવું જોઇયે, તથા પડદો સાચવવાના કારણથી કન્યાઓ અભણ રહી ના જાય તે તેમણે જોવું જોઇયે.

પ્રાથમિક કેળવણીની બાબતમાં નાતો તરફથી પણ કાંઇક કાર્ય થઈ શકે તેવું છે. નાતોનાં બાળકો માટે સગવડ પડતે સ્થળે શાળાઓ થોડા ખર્ચમાં થઇ શકે. તેમજ જ્ઞાતિનું એક બાળક પણ નિરક્ષર ના જ રહે તેવો નિશ્ચય જ્ઞાતિના આગેવાનો તેમજ ધનવાનો કરી શકે. નિરક્ષરતા દૂર થાય તો માણસને એક ત્રીજું લોચન મળે, અને તે પોતાની પ્રગતિ સારી રીતે સાધી શકે.

* * *

**બાળસપ્તાહ.** બાળક એ ભવિષ્યનો શહેરી છે. બાળમરણ વધે તો વસ્તિ ઘટે. બાળકો નબળાં હોય તો વસ્તિ મગદાલ થાય. માટે બાળકો સંબંધી જેટલી સાવચેતી લેવાય તેટલી લેવી જ જોઈયે, આ હેતુથી જુદે જુદે સ્થળે વરસમાં એક વાર આ પ્રશ્ન ઉપર લોકોનું ધ્યાન ખેંચવાની વ્યવસ્થા કેટલાએક સમયથી થઇ છે. મુંબાઈ, અમદાવાદ, તથા ગુજરાતનાં બીજાં કેટલાંએક શહેરોમાં "બાળસપ્તાહ" યોજવામાં આવે છે. આ અઠવાડીયામાં પ્રસૂતિકાળથી માંડીને તે બાળક ઉછરી રહે ત્યાં સુધીની જુદી જુદી બાબતો સંબંધી લોકોને જ્ઞાન મળે તેવી ગોઠવણ કરવામાં આવે છે. સગર્ભા સ્ત્રીએ કેવી સંભાળ લેવી જોઇયે, સુવાવડ વખતે કઇ કઇ બાબતો ધ્યાનમાં રાખવી જોઇયે, બાળકને દૂધ કેવું પાવું જોઇયે, તેને કેવો ખોરાક આપવો જોઇયે, વગેરે બાબતોનું જ્ઞાન લોકોમાં ફેલાવવામાં આવે છે. ફેબ્રુઆરી માસમાં બાળસપ્તાહ છે, તેનો લાભ બહેનો લે, અને આ ઉપયોગી બાબત ઉપર ખાસ ધ્યાન આપે એવી અમારી ઇચ્છા છે.

કારખાનામાં કામ કરતી મજૂરણો જ્યારે સગર્ભા હોય ત્યારે તેમને અમુક રાહત આપવી જોઇયે. નહી તો તેમની તથા તેમનાં બચ્ચાંની તંદુરસ્તી બગડ્યા વિના રહે નહી. આવી રાહત આપવાની ફરજ કારખાનાઓને માથે નાંખનારો એક કાયદો પસાર કરવાની દરખાસ્ત સમાજસેવા સંઘના મંત્રી શ્રી એન. એમ. જોષીએ વડી ધારા સભામાં કરી છે. તેમનાં આ પગલાંને અમે અંતઃકરણપૂર્વક ટેકો આપીયે છીયે. ગામેગામની સ્ત્રીઓ, સભાઓ ભરીને, આ પગલાંને ટેકો આપશે એમ અમે આશા રાખીયે છીયે.

“સ્ત્રીબોધ”ના બાળવિભાગ

# આનંદ

પુસ્તક ૬ ઠ્ઠું. ] ફેબ્રુઆરી. [ અંક ૨ જો.

## ચાંદલીયો.

ઉગે છે આભમાં ચાંદલીયો દૂધ શો
દુનીઆં પર દૂધનાં અજવાળાં સીંચતો;
બાલકની આંખનાં શાન્તિનાં નૂર શો,
ઝાડોનાં ઝૂંડમાં હિંચોળે હિંચતો !

[૨]

બાલકની પાંખમાં—હૈયામાં ઝૂલતો,
માતાનાં દૂધભર્યાં ઘેલડાંમાં ઘૂમતો;
હૈયાના હેતસમાં મોંઘેરાં મૂલ શો,
ચાંદો સૌ બાલને ગાલભરી ચુમતો !

[૩]

“મારા રે ચોકમાં ચાંદાજી આવજો,
મીઠડી રે ઊંઘનાં શાન્તિને લાવજો;
ભેળાં રે મ્હાલશું ચંદનીયા ચોકમાં,
ફુલડાં રે વેરશું અમૃતનાં લોકમાં!”

[૪]

આભમાં રે આવ્યા ચાંદલીયા મ્હાલતા,
ચાંદની રે લાવ્યા ચોક ભરી ઢાળતા;
રંગમાં રે રેલ્યા વ્હાલતણી સાથમાં,
બાળુડાં રે ખેલ્યાં અંક ભરી માતનાં !

મણિલાલ કે. ભટ્ટ.

## બાલુડાંને:—

બાળક આવો !
સૌને ભાવો !
બહુમુલાં તમ ગાન સુણાવો !

૧

આવો ! આવો !
ફુલ વીણાવો !
વિણતાં સૌ પ્રભૂ ગુણજ ગાઓ !
વ્હાલાં આવો !
કાલાં આવો !
રમી આનંદે દેજો લ્હાવો !

હૃદયયોગી.

## તારલીયા !

૧

હર્ષ ધરી તારલીયા રમતા;
આભ વિષે નવ કોને દમતા.
ચંદ્ર હુંફમાં મસ્તી કરતા;
તાપ તેજથી સૌના હરતા.

૨

કો ઝીણા કો મ્હોટા ભાસે;
પ્રકાશ દે ના કોને ત્રાસે.
પરમાર્થે તે જીવન ગાળે;
નવ સ્વાર્થની સામું ભાળે.

હૃદયયોગી.




એક વખત એક રાજા મરવા પડયો હતો ત્યારે તેણે પોતાના વફાદાર નોકરને પાસે બોલાવી જણાવ્યું, કે મારૂં મરણ હવે પાસે છે; રાજકુંવર નાનો છે માટે તેની સંભાળ રાખવાનું હું તને સોંપું છું. મારા મરણ પછી મારો મહેલ અને જરઝવેરાત એ સઘળું તું એને દેખાડજે. ફક્ત પેલી સુવર્ણપુરની પરીના ચિત્રવાળો ઓરડો તેને ના દેખાડીશ. નોકરે રાજાના કહ્યા પ્રમાણે વર્તવાનું વચન આપ્યું. ત્યાર પછી રાજા મરણ પામ્યો.

એક દિવસ આ નોકરે કુંવરને સાથે લઈ મહેલના તમામ ઓરડા દેખાડવા માંડયા. રાજાનો ખજાનો અને ઝવેરાત પણ તેને બતાવ્યું. ફક્ત એકજ ઓરડો જોવાનો બાકી રાખ્યો. ઘણી વાર કુંવરને એ ઓરડા આગળથી નોકર લઈ જતો પરંતુ એ ઓરડો ખોલવાની વાત કરતો નહિ. આ ઉપરથી કુંવરને આ ઓરડામાં શું છે તે જોવાની ઇચ્છા થઈ. નોકરે રાજાના કહેલા શબ્દો કુંવરને કહ્યા, છતાં પણ કુંવરે તે ઓરડો જોવાની હઠ કરી.

આખરે કુંવરે જાતેજ તે ઓરડો ઉઘાડયો અને પોતાના વફાદાર નોકર સાથે તે અંદર ગયો. અંદર જતાંજ તેની નજરે પેલી ખૂબસુરત પરીનું ચિત્ર પડયું. આ ચિત્ર જોતાંજ કુંવર તેના પર મોહી પડયો અને ગમે તે જોખમે તેને મેળવવાનો નિશ્ચય કર્યો.

નોકરને હવે આ બાબતની ફીકર થવા માંડી. ક્યા ઉપાયે તે પરી મળી શકે તેનો વિચાર તે કરવા લાગ્યો. આખરે તેને એવી ખબર મળી કે આ પરીને સોનાનાં રમકડાંનો બહુ શોખ

છે. તેના મહેલમાં ઘણાં સોનાનાં રમકડાં તેણે વસાવ્યાં છે, અને નવાઇનું જોતાંજ તેને ખરીદી લેવા તે ચૂકતી નાહ.

આ ઉપરથી નોકરે રાજકુંવર કે જે હવે રાજા જ થયો હતો તેને કહીને સોનાનાં જથાબંધ તરેહતરેહનાં રમકડાં બનાવડાવ્યાં. આ સઘળાં રમકડાં એક મોટા વહાણમાં ભરી તે વહાણમાં બેસી રાજા અને નોકર તે પરના દેશ તરફ રવાના થયા.

તે ગામના કીનારા પર આવતાં નોકરે રાજાને વહાણમાંજ બેસી રહેવાનું જણાવી પોતે કેટલાંક સુંદર રમકડાં લઇ વેપારીના વેશે ગામમાં આવ્યો. પરીના મહેલ પાસે આવી તેણે કેટલાંક રમકડાંનું નજરાણું તે પરી તરફ મોકલ્યું. પરી આ રમકડાં જોઇ ખૂશ ખૂશ થઇ ગઇ અને તે વેચનાર વેપારીને પોતાની પાસે બોલાવ્યો.

તે પરીએ જણાવ્યું કે, મારે તમારાં બધાં રમકડાં ખરીદી લેવાં છે માટે જેટલાં હોય તેટલાં બધાં અહીં લઇ આવો.

નોકરે જણાવ્યું, હું તો ફક્ત મારા શેઠનો ગુમાસ્તો છું. બધાં રમકડાં વહાણમાં ભરી મારા શેઠ કીનારા પર વહાણમાં રહે છે. વળી અમારી પાસે એટલાં બધાં રમકડાં છે કે અહીં લાવીને તમને બતાવવામાં પણ અમને મોટી અડચણ આવે એમ છે. જો આપની ઇચ્છા હોય તો આપ જ ત્યાં પધારી રમકડાં જાતે જુઓ અને પસંદ પડે તે ખરીદો.

પેલી પરીને આ વાત પસંદ પડી તેથી તે પેલા નોકરની સાથે તેના શેઠના વહાણ તરફ ચાલી. વહાણ પર આવી જે ઓરડામાં તે બધાં રમકડાં ભર્યાં હતાં ત્યાં તેને લઇ જવામાં આવી અને પેલા કહેવાતા શેઠે એક પછી એક રમકડાં તેને બતાવવા માંડયાં.

આ દરમીયાન નોકરે ખલાસીઓને લંગર ઉપાડી જેમ બને તેમ વહાણને જલદીથી હંકારવાનું ફરમાવી દીધું. જ્યારે ઘણું ચાર કલાકે પેલી સ્વરૂપવાન કુમારિકા રમકડાં જોઇ તુતક પર આવી ત્યારે જ તેને ખબર પડી કે આ સઘળી ખટપટ તેને ઉપાડી જવા

માટે જ કરવામાં આવી હતી. હવે તો તે તેના દેશથી ઘણે દૂર નીકળી ગઇ હતી.

પછી રાજાએ તેને પોતાનું ઓળખાણું આપ્યું અને તે સાંભળી કુંવરી શાંત બની.

આ પ્રમાણે તેઓ પાછાં પોતાને દેશ ચાલ્યા આવતાં હતા એવામાં એક સવારે ત્રણ કાગડા ઉડતા ઉડતા આવીને તેમના વહાણ પર બેઠા. ત્રણે જણે અંદર અંદર આ રાજા વિષે વાતો કરવા માંડી. પેલો નોકર જનાવરની બોલી સમજી શકતો હતો તેથી તેને કાન માંડી આ કાગડાઓની વાત સાંભળવા માંડી.

એક કાગડો બોલ્યો, આ સુંદર જોડું હવે આનંદથી રાજ્ય કરશે. આ સાંભળી બીજો બોલ્યો, ના ભાઇ, એમાં એક વિઘ્ન છે. જ્યારે આ રાજા આ વહાણમાંથી કીનારા પર ઉતરશે ત્યારે તેને માટે એક સુંદર ઘોડા ત્યાં આણ્યો હશે; તેના પર બેસવા જતાં જ તે ઘોડો તોફાન કરશે અને રાજાના પ્રાણ જશે. જો કોઈ ચાલાક માણસ તે ઘોડાને તે વખતે ઠાર કરશે તો તો રાજા બચશે ખરો. પણ જો પેલો માણસ તેમ કરવાનું કારણ જણાવશે તો તે કેડ સુધી પત્થરનો બની જશે. આટલી વાત સાંભળી પેલો ત્રીજો કાગડો બોલ્યો, આમાંથી બચશે તો પણ એક બીજું વિઘ્ન છે. મહેલમાં ગયા પછી રાજાને માટે એક ઝભ્ભો તૈયાર કર્યો હશે; પણ તે પહેરતાં જ તેના પ્રાણ નીકળી જશે; કારણ કે તેમાં એવી કાંઈ ચીજ નાંખવામાં આવી છે. આમ છતાં જો કોઇ માણસ આ ઝભ્ભાને બાળી નાખશે તો રાજા બચી જશે; પરંતુ બાળવાનું કારણ જો તે માણસ જણાવશે તો તે ગળા સુધી પત્થરનો થઇ જશે.

હવે પાછો પેલો પહેલો કાગડો બોલ્યો, ખરી વાત છે. એક ત્રીજું વિઘ્ન પણ રાજાના માથે ભમી રહેલું હું જોઉં છું; તે એ જ કે લગ્ન થયા પછી જ્યારે મોટો જલસો કરવામાં આવશે

ત્યારે નાચના પ્રસંગે આ નવી રાણી એકાએક મૂર્છા પામશે. તે વખત જો કોઈ માણસ તેને ઉંચકી લઈ તેનીજ આંગળી કાપી ત્રણ ટીંપા લોહી નીચે પાડશે તો રાણી બચી જશે અને રાજા પુરેપુરો સુખી થશે. પણ જો પેલો માણસ આ વાત કોઈને જણાવશે તો તેનું આખું શરીર પત્થરનું થઈ જશે. આટલું બોલી ત્રણે કાગડા ઉડી ગયા.

કાગડાની આ વાત સાંભળી પેલા નોકરને આશ્ચર્ય સાથે ભારે ખેદ થવા લગ્યો. ગમે તે જોખમે તેણે પોતાના રાજાનો જીવ બચાવવાનો નિશ્ચય કર્યો.

વહાણમાંથી કીનારે ઉતર્યા ત્યાંથી તે મહેલમાં આવી ગયા સુધીમાં જે જે બનાવો બનવાનું સૂચન કાગડાએ આપ્યું હતું તે સઘળું બન્યું. આ વફાદાર સેવકે ત્રણે વખત રાજા રાણીના જીવ બચાવ્યા. પરંતુ નોકરના આવા ત્રણ વખતના વિચિત્ર વર્તનથી રાજા તેના પર અત્યંત ગુસ્સે થયો અને તેને મોતની સજા ફરમાવી.

હવે પોતાનો જીવ બચાવવા માટે આ બાબતોનો ખુલાસો કરવાનો પ્રસંગ આવ્યો. નોકરે રાજાને જણાવ્યું કે હું હંમેશને માટે આપના તરફ વફાદાર જ રહ્યો છું. આપના બન્નેનો જીવ બચાવવા ખાતર જ મારે આવું વિચિત્ર વર્તન કરવું પડ્યું છે. આમ છતાં પણ રાજાની શંકાનું પણ સમાધાન ન થયું એટલે ન છુટકે પેલા નીમકહલાલ નોકરે પોતાના રાજાને સુખી કરવા પોતાની એવી વર્તણુંક માટે સ્પષ્ટ ખુલાસો કર્યો અને વહાણમાં સાંભળેલી કાગડાઓની વાતની હકીકત કહી સંભળાવી.

આ સાંભળી રાજા તો તેના પર ખુશ ખુશ થઈ ગયો અને તેને છોડી દેવા ફરમાવ્યું. પણ આ વખતે નોકર તો પત્થરનું પુતળું બની ગયો હતો. રાજાએ પોતાના વહાલા નોકર માટે બહુ અફસોસ કર્યો અને પછી તે પુતળાને ત્યાંથી ઉંચકી પોતાના ખાનગી ઓરડામાં મુકાવ્યું.

કેટલાંક વર્ષ વીત્યા બાદ આ રાજાના બે કુંવરો તે પુતળા પાસે રમતા હતા ત્યારે રાજાએ તે પુતળા તરફ જોઇ ઉંડો નીસાસો મુકયો અને બોલ્યો, શું તેને વતો કરવાનો ઉપાય નહિ હોય ? પુતળાએ જવાબ આપ્યો, ઉપાય છે ! રાજાએ આશ્ચર્યથી તેના સામું જોયું અને ઉપાય પુછયો. તેણે જણાવ્યું કે, જો આ બે બાળકોનો મારે માટે ભોગ આપો તો હું વતો થઇશ. રાજા રાણી બન્નેએ તેમ કરવાનું કબુલ કર્યું એટલે તે તરતજ જીવતો થયો.

કાગડાના કહ્યા મુજબ વતા થયા પછી રાજાને કુંવરોનો ભોગ આપવાનો ન હતો. ફક્ત રાજાનું મન જાણવા જ આ યુક્તિ કરી હતી. ત્યાર બાદ આ વફાદાર નોકરને હમેશાં યાદ કરતાં અને તેની સલાહ પ્રમાણે બન્નેએ સુખથી રાજ્ય કર્યું.

રણછોડજી હ. શાહ; બી. એ.

## આકાશ ઉપર શું શું છે ?

છોકરાઓ અને છોકરીઓ ! તમે કદી આકાશ ઉપર ગયા છો ? તમને ખબર છે કે આકાશ ઉપર શું શું છે ? આવો, હું આજે તમને એ બધું કહું. આકાશ ઉપર બીજી બે દુનીઆ છે એમાં એક તો ઘણીજ સુંદર છે અને બીજીમાં તો આખો દિવસ આગજ સળગ્યા કરે છે. તમને ખબર છે કે તે દુનીયાનાં નામ શું છે ? એક જે ઘણા શુદ્ધ છે તેનું નામ સ્વર્ગ છે. તેમાં રૂપાળી અને માયાળુ પરીઓ રહે છે. તે જે છોકરા કે છોકરી એમાં જાય છે તેને બહુજ ચાહે છે, સારૂં સારૂં ખાવાનું આપે છે, અને બધી ચીજ બતાવે છે. તેમજ સ્વર્ગમાં સોના રૂપાના બંગલા હોય છે અને ચારે કોર સુંદર સ્વાદીષ્ટ ફળનાં ઝાડ હોય છે. અને

રસ્તામાં અયોધ્યા આવ્યું. અહીં ભરતજી તપશ્ચર્યા કરી રહ્યા હતા. રાત્રિના સમયે આકાશમાં થતો સુસવાટો તેમણે સાંભળ્યો. ઉંચે જોયું તો પર્વત ઉપાડી તીર વેગે ચાલી જતી કોઇ એક પ્રચંડ વ્યક્તિ તેમની નજરે પડી: તેમણે ધાર્યું કે એ કોઇ રાક્ષસ હોવો જોઇએ, અને જો તે કદાચ આ રાતના વખતે પર્વતને અયોધ્યા પર પટકશે તો આખા નગરનો નાશ થશે. આ વિચારની સાથે તેમણે એક બાણ છોડયું. તે હનુમાનજીને વાગ્યું અને તે સાથે જ રામ નામના પોકાર સાથે તે પૃથ્વી પર પડયા. રામનું નામ સાંભળતાં જ તે હનુમાનજી તરફ દોડી આવ્યા અને તેમને છાતી સરસા ચાંપી આમથી તેમ ફેરવ્યા. હનુમાનજી તો બેભાન જેવા થઈ પડયા હતા. આથી ભરતજીએ તેમને ભાનમાં લાવવા બહુ પ્રયત્ન કરવા માંડયા. સઘળા યત્નો નકામા ગયા ત્યારે તે બહુ જ વ્યાકુળ બની ગયા અને આંખમાં ઝળઝળીઆં સાથે બોલી ઉઠયા કે,, "જો મારા ઉપર રઘુનાથ પૂરેપૂરા પ્રસન્ન હોય તો આ કપિ સત્વર જ શુદ્ધિ પામજો." આટલું બોલતામાં જ હનુમાનજી ઉઠી બેઠા થયા. ભરતજીએ ફરી તેમને હૃદય સાથે લગાવ્યા અને સમાચાર પૂછયા. હનુમાનજીએ પોતાની ઓળખાણ આપી રામચંદ્રજીના સઘળા સમાચાર જણાવ્યા. સીતાનું હરણ, રાવણ સાથેના યુદ્ધનો પ્રસંગ, લક્ષ્મણનું મૂર્છા પામવું એ વગેરે સમાચારથી ભરતજીનું મન બહુ દુઃખી થયું. એમને વધારે દુઃખ તો એ થયું કે આવી વિપત્તિના સમયે રામને પોતે કંઇ જ ઉપયોગી થઇ શકયા નહિ ! તે પોતાની જાતને બહુ જ ધિક્કારવા લાગ્યા. હનુમાને તેમને શાન્ત પાડયા ને જવાની રજા માગી. ભરતજીએ ખુશી થઇ રજા આપી અને હનુમાનજી પ્રથમના કરતાં વધારે વેગથી પર્વત ઉપાડીને આગળ ધસ્યા.

હવે બીજી તરફથી લંકામાં શી બીનાં બની રહી છે તે

છતાં હનુમાનજી આવી પહોંચ્યા નહિ એમ જોતાં જ રામની ધીરજ ખુટી ગઇ. તે લક્ષ્મણની દશા નિહાળી બહુ જ વ્યાકુળ થઈ ગયા. લક્ષ્મણનો સ્વભાવ, ગુણ, વીરતા, સમયસૂચકતા અને સૌથી વધારે તેમની બંધુપ્રીતિ ઉપરાઉપરી તેમના સ્મરણમાં ખડાં થવા લાગ્યાં અને તે સાથેજ તે વિવિધ પ્રકારના વિલાપ કરવા લાગ્યાઃ—

"બંધવા બોલો! ભાઈ! આંખ ઉઘાડી એક વાર તો જુઓ! તારી આ દશા મારાથી જોઇ જતી નથી. હું હવે તારૂં એ ધીર, વીર, ગંભીર મુખસુધા ક્યાં નિહાળીશ? હું તારાં મૃદુ પ્રેમાળ વચનો કયાં સાંભળીશ? હું કોને ભાઇ કહી હાંક મારીશ? હાય! એ કોમળ અને મળતાવડો સ્વભાવ મને કયાં મળશે? બોલો ભાઇ! બોલો, એક વાર તો જરા આંખ ઉઘાડી જવાબ દો! મેં તમારો શો અપરાધ કર્યો છે, કે આમ છેક જ રિસાઇ રહ્યા છો?

"અરે! હું શું સંભારૂં અને શું ન સંભારૂં? તમે મારાં હિતને હૈયે ધરી માતપિતાનો ત્યાગ કરી વનવાસ વેઠયો! સંસારસુખની આહુતિ આપી! મારી રક્ષાની ખાતર કેટકેટલાં કષ્ટ ઉઠાવ્યાં! વને વને રખડી રઝળી ટાઢ, તાપ, વરસાદ, ઉંઘ, ભૂખ વગેરેને ન ગણકારી રાત દહાડો મારી સેવામાં જ જીંદગી અર્પણ કરી! ભાઈ! ભાઈ! એ સઘળું શું મને આમ દુઃખી કરી મૂકવાને માટે જ કર્યું શું? ભાઇ! મારી આ વ્યાકુળતા તરફ તો નજર કર! હાય! મને એ બંધુપ્રેમ હવે ફરીને કયાં મળશે? જગતમાં પુત્ર, ધન, પત્ની, નોકરચાકર, સારાં સારાં ભવનો આદિ વારંવાર મળી આવે છે; પણ માના જણ્યા ભાઇ કયાં મળે એમ છે? તમે એ વિચારો અને બેઠા થાઓ.

"હાય! મારી પાંખ તુટી ગઇ! પાંખ તૂટેલા પંખી જેવી મારી જીંદગી નકામી બની ગઇ! ભામિની માટે ભાઇને ગુમાવી હવે હું શું મુખ લઇને અયોધ્યા જઇશ? એ અપયશનો ટોપલો લઇ પાછા ફરવા કરતાં સીતે ગુમાવવામાં ભારે નુકસાન ન હોતું. તમારી આ દશા જોઇ મારૂં આ હૃદય ચીરાઇ કેમ ફાટી પડતું નથી? તમારી માતાને તમે એકના એક લાડકવાયા પુત્ર છો. તેમણે આપણું હિત સમજીને અને સૌ સારાં વાનાં થશે એમ

ધારીને તમને મને સોંપ્યા હતા, તો હવે હું તેમની આગળ જઈને શો જવાબ દઈશ ? માટે હે ભાઈ ! ઉઠો અને આમ મને એકલો અંતરિયાળ ન રઝળાવો !"

આ પ્રમાણે રામચંદ્ર અનેક તરેહના વિલાપ કરતા હતા. તે સાથે તેમની આંખોમાંથી આંસુનો ધોધ વહે જતા હતા. રામનો આ વિલાપ સાંભળી આખું વાનર સૈન્ય મહાન્ શોકના સાગરમાં ડુબી ગયું હતું. બરાબર આ જ સમયે ધસમસાટ કરતા હનુમાનજી ત્યાં આવી પહોંચ્યા અને સર્વના શોકનાં આંસુ હરખના આંસુમાં બદલાઇ ગયાં. હનુમાનને જોતાં જ રામ સફાળા ઉઠયા અને ભેટી પડયા. વૈદરાજ સુષેણ ત્યાં બેઠેલા જ હતા. હનુમાનનાં બળ અને બુદ્ધિ જોઈ તે તો દીંગ જ થઈ ગયા. તેમણે તરત જ પર્વતના ઢગ ઉપરથી પોતાને જોઇતી જડીબુટી શોધી કાઢી અને લક્ષ્મણને સુંઘાડી એટલે જેમ કોઇ નિદ્રામાંથી આળસ મરડી ઉઠે તેમ લક્ષ્મણ બેઠા થયા અને આખા સૈન્યમાં આનંદ આનંદ થઈ રહ્યો. આ સાથે જ વહાણું વાયું અને લંકામાં લક્ષ્મણ બેઠા થયાના સમાચાર ફરી વળ્યા. રાવણને આ સમાચારથી ભારે ખેદ થયો. તે બહુ જ ઉંડા વિચારમાં પડી ગયો. છેવટે તેણે કુંભકર્ણને લડાઈના મેદાનમાં મોકલવાનો નિશ્ચય કર્યો.

કુંભકર્ણ રાવણનો ભાઇ હતો. તેનો દેહ મોટા પર્વતના જેવડો હતો. તેનું મોઢું, નાક, કાન, વગેરે અવયવો મોટી મોટી ગુફાઓ જેવાં હતાં. તે મહાબળવાન હતો. ઇંદ્રાસન લેવા માટે તેણે ઘણું ભારે તપ કર્યું હતું. જ્યારે તેના તપથી બ્રહ્મા પ્રસન્ન થયા અને તને વરદાન માગવા કહ્યું ત્યારે ઈન્દ્રાસનને બદલે તના મોઢામાંથી 'નિદ્રાસન' એમ બોલાઇ ગયું. બ્રહ્મા 'તથાસ્તુ' કહી ચાલતા થયા. તે સમયથી એ મહાબળવાન રાક્ષસ નિદ્રામાંજ પડયો રહેતો હતો. અત્યારે પણ તે ઘોર નિદ્રામાં હતો. તેને લડાઈ સંબંધી કંઇ જ ખબર ન હતી. આવા મહાન ઉંઘણસીને જગાડવાનું કામ ઘણું જ મુશ્કેલ હતું છતાં અનેક રાક્ષસો તેને જગાડવાને તેના ઘર પર આવી પહોંચ્યા. તેઓએ તેના કાનમાં અનેક જાતનાં ભેરી નાદવાળાં વાજાં વગાડવા માંડયાં, તેના શરીર ઉપર હાથી ચલાવવા માંડયા. આટ આટલા ઉપાયો

કરવા છતાં તે જાગ્યો નહિ ત્યારે તેના નાકમાં અનેક મોટાં મોટાં ભાંડો ઘાલ્યાં. તેથી ઓચીંતી તેને એક છીંક આવી અને તે જાગ્રત થયો. તેને આળસ મરડીને ઉભો થતા જોઇ રાક્ષસ માત્ર પલાયન કરી ગયા. એક માત્ર રાવણ તેની પાસે પ્રસન્ન મુખ કરી ખડો રહ્યો. તેણે ઉઠીને સવાલ કર્યો કે, "કહો ભાઇ! મને કેમ જગાડ્યો? તમને અત્યારે મારી શી જરૂર પડી છે?" આના ઉત્તરમાં રાવણે સઘળી વાત કહી સંભળાવી. કુંભકર્ણ વાત સાંભળી બહુ ખેદ પામ્યો. તે કપાળે હાથ દઇ કહેવા લાગ્યો કે, હે ભાઈ, જ્યારે વિનાશ કાળ આવે છે ત્યારે બુદ્ધિ વિપરીત થઇ જાય છે, એ પ્રમાણે તારી બુદ્ધિ બગડી. તું સીતાને લાવ્યો એ મહા અનર્થ કર્યો છે. હવે નક્કી જાણે કે આપણા આખા કુળનો સત્વરંજ નાશ થશે. પર સ્ત્રી સાથે પ્રીતિ એ નાશની જ નીશાની છે. તું અભિમાનમાં સઘળું ભૂલ્યો. તેં રામની સાથે વેર બાંધી બહુ જ બુરૂં કર્યું છે. તેં જે દિવસે વિભિષણ જેવા સાધુને દૂર કર્યો તે દિવસથી જ અવદશા વહોરી લીધી છે. ખેર! જે બનવા કાળ હોય તે જ બને છે. હવે બગડી સુધરે તેમ નથી. લડવું એ જ ઉપાય છે તો હું આ ઘડીએજ રામ સામે યુદ્ધ કરવા જાઉં છું. હું ત્યાંથી પાછો ફરૂં એમ મને લાગતું જ નથી. માટે મારી વાટ જોશો માં." એમ બોલી મોટી સેના સહિત તે રણભૂમિ તરફ ચાલી નીકળ્યો.

આ વખતનું તેનું રૂપ ઘણું વિકરાળ હતું. ગગન સમો ઉંચો અને દેખાવમાં કાજળના પર્વત જેવો કુંભકર્ણ લડાઈના મેદાન તરફ ચાલ્યો આવતો હતો. તેને જોઈ વાનર સેના હૂકાહૂક કરવા મંડી પડી. વિભિષણે રામને તેનું ઓળખાણ કરાવ્યું. કુંભકર્ણે રણભૂમિમાં આવી સિંહનાદ કર્યો. તેની હાકથી વન, પર્વત, પશુ, પંખી, માનવ વગેરે સૌ કંપવા લાગ્યાં. વાનર સેના પર્વત, પાષાણ, ઝાડ વગેરે ઉપાડી ઉપાડી તેના ઉપર વૃષ્ટિ કરવા લાગી. છતાં તે કશાને પણ નહિ લેખતાં હાથમાં મુદગળ ઝાલી મદના પ્રહારથી અનેક વાનરોને પીલતો કચરતો રામ તરફ ધસી આવ્યો. હનુમાને લાગ સાધી એક મોટો પહાડ

તેના ઉપર પટક્યો; પણ એક હાથથી પર્વતને અદ્ધર ઝીલી તેણે તેના ચૂરેચૂરા કરી નાખ્યા. પછી ગર્જના સાથે અનેક વાનરોને પકડી તે મુખમાં મૂકવા લાગ્યો, તેમાંના કેટલાક પેટમાં જીવતાજ પહોંચી ગયા તો કેટલાક તેના નાક અને કાનમાંથી બહાર નીકળી ગયા, અને મારો ચલાવવા મંડી પડયા. કુંભકર્ણના અંગ ઉપર અનેક બાણો અને મોટા મોટા પહાડ પડવા લાગ્યા. પણ તે તો કશાને, પણ નહિ ગણકારતાં મદના હાથીની જેમ ચારે તરફ ઘુમવા લાગ્યો. ફરતાં ફરતાં તેણે સુગ્રીવને પકડયો. તેને પોતાની કાખમાં ઘાલી દબાવ્યો. સુગ્રીવ બહુ જ અકળાયો અને તે કાંખ કોચી ખભા ઉપર આવી બેઠો, પછી ત્યાં બેઠે બેઠે તણે કુંભકર્ણનાં નાક અને કાન છેદી નાંખ્યાં. કુંભકર્ણને આની કંઈ જ જાણ પડી નહિ. જ્યારે દર્પણમાં તેનું મુખ દેખાડયું ત્યારે જ તેને સમજાયું કે મારાં નાક કાન કપાયાં છે. પોતાની આવી સ્થિતિથી તે બહુજ ક્રોધમાં આવ્યો અને મરવું કે મારવું એવા નિશ્ચય સાથે ચારે તરફ પ્રલયનું ધમસાણ મચાવવા મંડી પડયો.

કુંભકર્ણનો ઉત્પાત જોઈ લક્ષ્મણ ધનુષ બાણ સાથે આગળ આવ્યા. તેમણે તેના ઉપર અનેક બાણો છોડયાં; પણ કુંભકર્ણ તો તેને જરાએ લેખવતો નથી. તે તો હાથમાં ગદા લઈ વિભિષણ સામે ધાયો. વિભિષણ ગદા લઈ ખડો થયો. બંને ભાઈઓ પરસ્પર ધિક્કાર દેવા લાગ્યા. એટલામાં રામચંદ્રજીએ ધનુષટંકાર કર્યો, અને કહ્યું કે, "દુષ્ટ ! સાવધાન. તમે આજ સુધી આખા જગતમાં અનર્થ વડે હાહાકાર ફેલાવ્યો છે. તમે અહીં જન્મી પૃથ્વીને ભારરૂપ થઈ પડયા છો. હવે તમારાં પાપ તમને ખાવા તૈયાર થઈ ગયાં છે. આજે તમારૂં અને તમારા આખા કુળનું નિકંદન થવાનો સમય આવી પહોંચ્યો છે. જેઓ રાજપાટ, સુખ, સમૃદ્ધિ, વૈભવ આદિ પામી બીજાઓને પીડવામાં જ મઝા માને છે તેના અંતે શા હાલ થાય છે તે આજે આખું જગત જાણશે, તો સાવધાન !" એમ બોલી રામે એક બાણ માર્યું અને તે સાથે જ કુંભકર્ણ ઢગલો થઈ પૃથ્વી પર પડયો. આ પ્રમાણે પૃથ્વી પરથી પાપનો એક પુંજ ઓછો થયો અને તે સાથે દેવનાં દુંદુભી ગડગડી ઉઠયાં.




મારાં બાળક મિત્રો!

જાન્યુઆરીના અંકથી આપણે મિત્રમંડળ સ્થાપ્યું. તેમાં જોડાવાના કાગળો થોડા મિત્રો તરફથી આવ્યા છે. હું આશા રાખું છું કે હજી બીજા ઘણા મિત્રો તેમાં જોડાશે. તમે હજી જો કાગળ લખ્યો ના હોય, તો જલદી લખજો: મિત્રમંડળમાં જોડાજો.

તમે જાણો છો કે પંદર વરસની અંદરનાં છોકરાઓ તથા છોકરીઓ સભાસદ થઇ શકે છે. કાંઈ પણ લવાજમ આપવાનું નથી. જો તમે જાન્યુઆરીના અંકમાં આ સંબંધી વાંચ્યું ન હોય, તો જરૂર વાંચી લેજો અને સભાસદ થજો.

## વિદ્યાર્થીઓ શું શું કરી શકે?

આપણા મિત્રમંડળનો મુદ્રાલેખ "સેવા અને સ્વાર્થત્યાગ." છે. કોઈના મનમાં એમ પણ આવશે, કે પંદર વરસની અંદરનાં છોકરાં તે શી સેવા કરવાનાં છે! પણ જરૂર માનજો કે ગમે તેવો નાનો અને નબળો બાળક પણ સેવા કરી શકે છે. કાશ્મીરમાં એક નિશાળ છે. તેના વિદ્યાર્થીઓ સમાજસેવામાં બહુ રસ લે છે. તેઓ નિચે પ્રમાણે કામ કરે છેઃ—

૧. ગરીબ માંદા માણસની માવજત કરવા જાય છે.

૨. માંદગી પછી નબળા પડેલા માણસોને તેઓ ચોખ્ખી હવામાં ફરવા લઇ જાય છે.

૩. જેમને તરતાં આવડતું હોય છે તે નદી કે તળાવ કિનારે બેસીને, તહેવારને દહાડે ડુબતા માણસોનો જીવ બચાવે છે.

૪. માંદાં-દુઃખી જાનવરોને પણ દવાખાને લઇ જાય છે.

૫. રેલ સમયે લોકોને ખોરાક પહોંચતો કરીને તથા ડુબતાઓને બચાવીને મદદ કરે છે.

૬. આગ લાગે ત્યારે બળતા ઘરનો સામાન ખસેડી આપે છે; તથા પાણી છાંટવામાં મદદ કરે છે.

૭. ઘરડા આદમીઓને ભાર ઉપાડવામાં મદદ કરે છે.

૮. તેમને છોડીયા વીણવામાં મદદ કરે છે.

૯. રસ્તામાં હીમ પડે છે ત્યારે તે સાફ કરવામાં મદદ કરે છે.

૧૦. ઉઘરાણું કરીને ગરીબ અને દુઃખીયાંને મદદ આપે છે.

૧૧. ગુંડાઓ તોફાન કરતા હોય ત્યાં, સીપાઈની મદદ લઇ જાય છે.

૧૨. આરોગ્યની બાબતો સમજીને તે સંબંધી લોકોનો મત કેળવે છે.

આ યાદી જોવાથી તમને કાંઇ કાંઇ વિચારો સુઝશે. આમાંથી કેટલાંએક કામો તો આખું મંડળ ભેગું હોય ત્યારે જ કરી શકાય. પણ એકલા પણ થઇ શકે તેવાં સેવાનાં કામો હોય છે. જો તમારી નિશાળનાં કે પાડોશનાં હસબાર છોકરાં ભેગાં થઇ શકે તો તમે તમારૂં મિત્ર-મંડળ બનાવજો. અને તમારા ગામમાં થોડાં કામ માથે લેજો. જ્યાં સુધી મિત્રમંડળ થાય નહી, ત્યાં તમે એકલાજ સેવાનું કાંઇ કામ કરવાનું મનમાં નક્કી કરજો.

ધારો કે તમે રમતા હો, રમતમાં બહુ જીવ હોય, તે વખતે કોઈ અજાણ્યો, ભૂલો પડેલો માણસ, તમને કોઇનું ઘર પૂછે. તમે જાણતા હો તો પણ રમતમાં જીવ હોય, એટલે એને જવાબ ન આપો. આ સારૂં ના કહેવાય. વળી કેટલાંએક છોકરાં તો જાણી જોઈને એવા માણસને ઉંધે રસ્તે ચઢાવે છે. આ તો હલકાઈ જ કહેવાય. તમે ભૂલા પડયા હો, અને તમને કોઇ ઉંધે રસ્તે ચઢાવે તો તમને કેવું લાગે!! આવે વખતે તમારી ફરજ છે કે તમારે તે ભૂલા પડેલાની સાથે જઈને તેને ઘર બતાવવું. આનું નામ "સેવા."

પરંતુ એક વાત ખાસ યાદ રાખજો. "સેવા" કરવાની મરજી હોય તો તમારે તમારૂં પોતાનું કામ તો બરોબર જ કરવું જોઇયે. તમારૂં લેસન, તમારાં લુગડાં અને શરીરની ચોખ્ખાઈ, તમારાં પોતાનાં ઘરની સફાઇ, એ બધી બાબતો ઉપર પૂરેપૂરૂં ધ્યાન આપવું જોઇયે. નિશાળમાં કદી પાછળ ના પડવું, બીકણ ના બનવું; પણ તોફાનીયે ના થવું. સભ્યતા અને સચ્ચાઇ હમેશાં સાચવવાં. તમે ખંરા મનથી નિશ્ચય કરજો અને સારાં થવામાં પ્રભુની મદદ માંગજો. અને દયાળુ પ્રભુ તમને મદદ કરશે.

ભટવાડી, ગીરગામ;
મુંબાઇ. } કેશવપ્રસાદ છો. દેશાઈ.



# નેકીનો નમુનો

શેઠ હરકીસનદાસ નામે એક ભલો શ્રીમંત હતો. શહેરમાં નાના મોટા બધા તેનું નામ જાણતા. અનાથોનો અને વિધવાઓનો તો તે જીવિતનો આધાર હતો. તેની આવક ઘણીજ હતી. જમીનમાંથી પાક પણ સારો આવતો. પાંચ વરસમાં ત્રણ નવાં ગામ વેચાથી લીધાં હતાં અને ચોથાની વાતચીત ચાલતી હતી. શેઠના બાપ દાદા વ્યાજવટું તથા ધીરધારનું કામ કરતા, પણ શેઠ તેમ કરતા નહિ. તે માત્ર હુંડીઓ લખતા.

યુરોપની મોટી લડાઇનો અંત આવ્યો હતો. સરકારને સોનાની જરૂર હતી. પૈસા મેળવવા તેણે નવા નવા કર નાખ્યા અને રૈયત ભારે કરમાં દબાઈ ગઇ. છતાં તેનાથી પણ પુરૂં ન થયું ત્યારે સોનાના ચાલુ સિક્કા ખેંચી લેવાનું અમલદારોને સુઝયું.

સરકારે સોનું સસ્તું કરી દીધું અને છાપાંઓમાં જાહેર કર્યું કે અમુક દિવસ પછી સરકાર પંદર રૂપીઆની ગીની દસ રૂપીઆમાં લેશે. આથી સોનું સપાટાબંધ વેચાવા માંડયું અને ગીનીઓ સપાટાબંધ સરકારની તીજોરીમાં ભરાવા લાગી.

શેઠ હરકીસનદાસે પણ સોનાની માગણી મોકલી હતી, ભોજન કર્યા પછી શેઠ પેટ ઉપર હાથ ફેરવતા ફેરવતા બેઠકમાં બેઠા હતા. તે તકીઆને આધારે બેસીને તાર વાંચવા માંડયા. પહેલોજ તાર વાંચતાં તેમનું મોઢું ખીલી ઉઠયું. તેમની પાંચ હજાર તોલા સોનાની માગણી મંજુર થઇ હતી.

શેઠે કહ્યું, "મુનીમજી, કેટલા રૂપીઆ રોકડા સિલકે છે? એંસી હજાર રૂપીઆ મોકલવાના છે. સોળ હજાર તો હમણાંજ જોઇએ. આપણે બેંક મારફતે મુંબઇ મોકલીએ." તરતજ મુનીમજીએ શેઠને હજાર હજારની સોળ નોટો કાઢી આપી.

ગાડીમાં બેસી શેઠ બેંક તરફ ચાલ્યા. ગાડી ઉતાવળી ચાલતી

હતી. રસ્તામાં એક જગ્યાએ કંઇક ગડબડાટ સંભળાયો. શેઠે કોચમીનને પુછયું, "શું છે? ગરબડ શેની છે?" પોતે પણ ઉભા થઇને જોવા લાગ્યા. કોચમીને કહ્યું, "શેઠ, કંઇ નથી. નિશાળના છોકરાઓને પાણી પિવાની રજા પડી છે."

થોડી વારમાં ગાડી બેંકના દરવાજા પાસે પહોંચી ગઇ. શેઠ ઉતરીને મેનેજરના ઓરડામાં દાખલ થયા. ખુરશી ઉપરથી ઉઠીને મેનેજરે તેમને આવકાર આપ્યો. અને પુછયું, "શી આજ્ઞા છે, શેઠજી?"

"કંઈ નહિ, થોડા રૂપીઆ મુંબઈ મોકલવા છે."

"લાવો, જમા કરી દઉં, અને હુંડી લખાવી દઉં."

શેઠે નોટો કાઢવાને માટે પડખાના ખીસામાં હાથ નાખ્યો, પણ નોટો ન મળે! બંડલ કયાં પડી ગયું તે કંઇ સમજવામાં ન આવ્યું! અધીરા થઇને શેઠ વારે વારે જોવા લાગ્યા. પણ વ્યર્થ! નોટોનું આખું બંડલ ગયું! દોડીને ગાડી પાસે ગયા. આમ જોયું, તેમ જોયું, પણ બંડલ ન જડયું. કોચમીનને પુછયું. પણ તે શું જાણે?

નિરાશ થઇને શેઠ પોતાની ખુરશી ઉપર બેસી ગયા. તેને મુંઝવણમાં પડેલા જોઇને મેનેજરે કહ્યું, "શેઠ, કેટલાની હુંડી લખાવી આપું? રૂપીયા લાવવાનું ભુલી ગયા કે શું?"

શેઠે કહ્યું, "નહિ, રૂપીઆ ભુલી તો નથી ગયો. લાવ્યો તો જરૂર છું, પણ રસ્તામાં નોટોનું બંડલ પડી ગયું." આ સાંભળીને મેનેજર ચુપ થઈ ગયા.

પોલીસને રૂપીઆ ખોવાયાની વર્ધી આપી. છાપામાં પાંચસો રૂપીઆના ઇનામની જાહેરાત આપી અને બે નોકરોને રસ્તામાં તપાસવા માટે મોકલ્યા. બધે જોઇને તેઓ ખાલી હાથે પાછા આવ્યા.

* * * * *

એક દિવસ સવારે હરકીસનદાસ ફરવા જતા હતા. મુનીમજી પણ સાથે હતા. ગરમીનો દિવસ હતો. ઠંડી હવા આવતી હતી. પક્ષીઓની બોલી મીઠી લાગતી હતી. કોયલ કુહુ કુહુ કરતી હતી, અને મોર પણ ટહુકતો હતો. આંબાના મોરની ધીમી ધીમી મધુરી સુગન્ધ આવી રહી હતી. બહુ સરસ દેખાવ હતો, પણ

શેઠને કંઈ સારું ન હોતું લાગતું. તેઓ તરતજ પાછા ફર્યા. રૂપીઆ ખોવાયા પછીનો આ ત્રીજો દિવસ હતો.

ગાડી સ્કુલ પાસે નિકળી અને છોકરાઓનો ગડગડાટ સાંભળીને તે દિવસે પોતે ઉઠયા હતા તે શેઠને સાંભર્યું. એક એક કરતાં તેને બધું યાદ આવ્યું અને એમ થયું કે બંડલ અહીંજ પડયું હશે. આ પ્રમાણે શેઠ વિચારમાં મગ્ન હતા. ગાડી જલદી ચાલી જતી હતી. તેવામાં પાછળથી કોઇ બોલાવતું હોય તેવો અવાજ સંભળાયો. શેઠે દરવાજામાંથી જોયું તો એક નવ દસ વર્ષનો છોકરો દોડતો આવતો હતો.

શેઠે ગાડી ઉભી રખાવી. થોડી વારમાં હાંફતો હાંફતો એક બાળક આવી પહોંચ્યો અને તેણે કોચમીનને પુછયું કે, "ગાડી શેઠ હરકીશનદાસની છે?"

કોચમીને કહ્યું, "હા."

બાળક કહે, "દરવાજો ઉઘાડો, શેઠને મળવું છે."

શેઠજીએ પોતાનું નામ સાંભળીને દરવાજો ઉઘાડી નાંખ્યો. બાળક આવીને સામો ઉભો રહ્યો. તેના ચહેરા ઉપર ખુશાલી છવાઇ રહી હતી. તેનું મોઢું ગંભીર હતું.

બાળકે શેઠને નમસ્કાર કરીને એક કાગળમાં વીંટેલું બંડલ આપ્યું. શેઠ આશ્ચર્યથી તેને જોવા લાગ્યા. મુનીમનું ધ્યાન પણ તે બંડલ ઉપર ખેંચાયું. બંડલ ઉઘાડયું તો તેમાં નોટો માલુમ પડી. એક એક કરીને શેઠે ગણવા માંડી. પુરેપુરી સોળ નીકળી. ભ્રમ મટાડવાને માટે ફરી ફરીને ગણી. તેની સાથે એક કાગળ પણ નિકળ્યો. તેની ઉપર પોતાનું નામ પણ વાંચીને શેઠ ચકિત થઇ ગયા. તેને વધારે ને વધારે આશ્ચર્ય લાગ્યું અને આશ્ચર્ય ભરેલી આંખોએ તેમણે બાળક તરફ જોયું. પણ બાળક મળે જ નહિ! કોઇજ ન હતું!-મુનીમજીને પુછયું. તેનું પણ ધ્યાન બંડલમાં હતું. તે કંઈ પણ બતાવી શકયા નહિ. ગાડીની આસપાસ જોયું. કોચમીનને શોધવા મોકલ્યો, પણ બાળકનો પત્તો લાગ્યો નહિ.

તે દિવસે ત્રીજા પહોરનો સમય હતો. સ્કુલમાં રજા થઇ હતી. લૂ આવતી હતી અને બધું ગરમ ગરમ લાગતું હતું. તે વખતે સ્કુલના દરવાજામાંથી એક નવ દસ વરસનો બાળક નીકળ્યો. તેણે પાકી સડકે ચાલવા માંડયું. તે ત્રણ ચાર પગલાં ચાલ્યો ત્યાં તેનો પગ એક કાગળના બંડલ ઉપર પડયો. તરત તે ઉભો રહ્યો અને તેના ઉપર પગ ફેરવ્યો. બંડલ મોટું છે એમ તેને માલુમ પડયું. તેણે બરાબર ધ્યાન કરીને જોયું તો તેમાં નોટો જણાઇ. બંડલ ઉપાડી લઈ તેણે ચાલવા માંડયું.

બાળક. ઝટ ઝટ ઘેર ગયો. રમવાને માટે તેના મિત્રો તેને બોલાવવા આવ્યા, પણ તે ગયો નહિ. મારે નથી આવવું એમ કહીને તેણે તેને પાછા વાળ્યા. સંધ્યાકાળ થયો. દીવો કરી વાંચવા બેઠો. પણ તેમાં મન લાગ્યું નહિ. ઉઠયો અને બંડલ કાઢયું. બાંધેલું છોડયું ત્યાં બહાર કોઇનો પગરવ સંભળાયો. તે ગભરાઇ ગયો. બંડલને જલદીથી પુસ્તકોમાં છુપાવી દીધું. પણ તે ખોટો ભ્રમ હતો, બહાર કોઈ ન હતું. ફરાવાર બંડલ લીધું. એક એક કરીને નોટો ગણી. તે બરાબર સોળ થઇ. એક નોટ લઇને દીવાની સામે રાખી ધ્યાનથી જોવા લાગ્યો. તે દસની નહિ, પચાસની નાહ, સોની નાહ, પણ હજારની હતી. ફરીને એક પછી એક બધી જોઇ. તેને લાગ્યું કે પુરા સોળ હજાર છે. તેના મનમાં ગલીપચી થવા લાગી. ત હર્ષમાં ઉછળી પડવા ને વિચાર કરવા લાગ્યો કે આનું શું કરૂં ? કયાં રાખું ? મારી પાસે કોઇ જોશે તો કહેશે કે ચોરી કરી છે. મુશકેલી આવી ! ચિંતા થઈ પડી ! બીજાની પાસે રાખવી એ પણ ઠીક નહિ. સંભવ છે કે લાલચમાં પડીને ત પાછી ન આપે, તો પછી હું શું કરૂં ? સારૂં એ છે કે માને આપી દઉં, અને ચુપચુપ સંતાડી મુકવા કહું. પરંતુ તે પણ ઠીક ન લાગ્યું. બાપુને કંઇ ખબર પડયા વગર રહેશે ? તો બાપુને જ કેમ ન આપી દઉં ? તેમાં નુકશાન શું ? સાચે સાચી વાત કહી દઉં, એટલે તેઓ કંઇ ઠપકો નહિ આપે.

એમને એમ વિચારમાં અરધી રાત વીતી ગઈ. છેવટે નિદ્રા આવવા લાગી. કેટલીક વખત આંખ ખુલી અને કેટલીક વખત બંધ થઈ.

એમ સવાર થયું. તેના પિતાને તે રૂપીઆ આપવા મન થયું અને તે ઉઠયો. નોટો હાથમાં લીધી. પણ પછી તેને બીજો કંઈ વિચાર આવ્યા અને તે અટકયા. તેની નજર સામેના પાટીઆ ઉપર પડી. તેમાં બાળકોને માટે નિયમો લખેલા હતા. એક વાત મોટા અક્ષરોથી તેમાં લખી હતી કે **જીંદગીના ભોગે પણ નેકી સાચવો,** તે વાંચીને તેના હાથ કંપવા લાગ્યા. નોટો પડી ગઈ. તે મોટા વિચારમાં પડયો. એક તરફ લોભ અને બીજી તરફ ત્યાગ! તેણે વિચાર કરીને નોટો હાથમાં લીધી, અને ફરીથી નીચે બેઠો. તેને બહુજ વિચારો આવવા લાગ્યા, કે 'જેની નોટો ખોવાઇ છે તેની શી દશા થઇ હશે? મને જેટલો આનંદ થયો છે તેના કરતાં વધારે દુઃખ અને ચિંતા તેને હશે! તેણે નોટો ખોળવાને કેટલો પ્રયત્ન કર્યો હશે? આવડી મોટી રકમ ખોઇને કોઇ બેસી રહે? ફરી વિચાર આવ્યો, પણ મારો શો અપરાધ? હું કંઈ ચોરી કરવા નથી ગયો કે મેં લુટ કરી નથી! મને તો રસ્તામાંથી જડી છે. તો ચુપચાપ રાખી લઉં તેમાં ખોટું શું? પણ તે બિચારાને શું થતું હશે? તેના હ્રદયના નિસાસા મને ઉંઘ પણ નહિ આવવા દે.

ત્યારે હવે શું કરૂં? કોને દઉં? આનો માલીક કોણ હશે?

બાળકે એકવાર ફરીને તે નોટો હાથમાં લીધી. આમ તેમ ફેરવીને જોવા લાગ્યો. એક એક કરીને બધી જોઇ. નોટોની ઉપર બેંકની તારીખ કે કંઇ પણ લખેલું ન હતું. બંડલ બાંધવા લાગ્યો તેવામાં તેની નજર એક કાગળ ઉપર પડી. તે લખેલો હતો. તેને ઉઘાડયો તો તેને માલુમ પડયું કે એક મોટો કાગળ છે. તે નોટ ન હતી પણ તેની ઉપર મોટા અક્ષરોથી એક નામ લખેલું હતું. તેણે નામ વાંચી લીધું. તરત તે બાળક ખુશી થઇ ગયો.

દિવસ ચાલ્યો ગયો. રાત પણ ગઇ. કાલનું જાગરણ હતું. ગાઢ ઉંઘ આવી ગઇ. સવાર થયું. કપડાં પહેરી ચોપડીઓ લઇને એ બાળક સ્કુલમાં રવાના થયો. સ્કુલમાં પહોંચ્યો અને, દરવાજામાં ઉભીને જોયું, તો એક ગાડી દૂર નીકળી ગઇ હતી. તેને લાગ્યું કે તેજ ગાડી છે. તેણે કોચમીનને બરાબર ઓળખ્યો. બાળક દોડવા માંડયો અને શેઠને નોટો આપી ચાલવા માંડયું.

×

શેઠ ગાડીમાં બેઠા બેઠા વિચાર કરતા હતા કે, "નાનો છોકરો અને આવડો મોટો ત્યાગ! સંભવ છે કે તેને ઇનામની ખબર નહિ હોય! પણ શું નોટોની કિંમતની પણ ખબર નહિ હોય? ના, ના, એમ કેમ બને? અંગ્રેજી નિશાળમાં ભણે છે તો નોટોને કેમ ન ઓળખે? જરૂર, તે આ નિશાળમાં ભણતો હશે!" શેઠ તેને શોધવાને આતુર થયા. તેણે કોચમીનને ગાડી સ્કુલ પાસે લઇ જવા કહ્યું. શેઠ ગાડીમાંથી ઉતર્યા અને હેડમાસ્તરને મળ્યા. રૂપીઆ ખોવાયાંની અને બીજી બધી વાત તેને કહી. બાળક પાસેથી બંડળ મળ્યું હતું તે પણ બતાવ્યું.

હેડમાસ્તરે ખુશીથી તે બધી વાત સાંભળી. તેણે એક સૂચના લખી અને બધા ઓરડામાં ફેરવી. અને એમાં એમ પણ જણાવ્યું કે શેઠ હરકીસનદાસ ખુશી થઇ રૂપીઆ ૫૦૦ નું ઇનામ આપે છે, માટે જે છોકરો નોટોનું બંડલ આપી ગયો તે હાજર થાય. સૂચના દરેક વર્ગમાં ફરી રહી. પાંચ દસ મિનીટ ગઇ. ધીરે ધીરે અરધો કલાક પણ ગયો, પણ કોઇ છોકરો આવ્યો નહિ. છેવટે હેડમાસ્તરે બધા બાળકોને બોલાવ્યા. શેઠે એક એક કરીને બધાને તપાસી જોયા, પણ શેઠ કે મુનીમ એ છોકરાને ઓળખી શકયા નહિ. લાચાર થઇને ઘર તરફ પાછા ફર્યા!

બીજે દિવસે છાપામાં આ અસાધારણ કામ કરનાર બાળકની વાત બહાર પડી અને શેઠના ઉદારતા ખીલી નીકળી. શેઠે એ સોળે હજાર રૂપીઆ દાનમાં આપી દીધા! તે સમાચાર બધે ફેલાઇ રહ્યા કે કવડો નાનો બાળક અને કેટલો મોટો ત્યાગ?

તેના આ ત્યાગના સ્મરણમાં સ્કુલમાં હવે દરવર્ષે ઉત્સવ થાય છે અને સારાં સારાં બાળકોને ઇનામ મળે છે! શિક્ષકો એ બાળકના જેવા થવાનું સૌને સમજાવે છે. પણ તે બાળકનું નામ કોઇ જાણતું નથી.*

બહેન કાશી દેવચંદ.

---

* હિંદી-ઉપરથી.

# ઉખાણા.

---

(૧) શતુરો નર ઘેલીયો, ને ઘુમરી ખાતો જાય,
તે નર બાંધ્યો નારીએ, પણ છુટો તો ના થાય. (ઘડો)

(૨) જેનાં વડ જેવાં પાતરાં, ને શેરડી જેવી પેરી,
મોગરા જેવાં ફુલ, ને આંબા જેવી કેરી. (આકડો)

(૩) સમી સાંજનુ વાવિયું, (ને) ઉગ્યું માજમ રાત,
નવ રસ જેથી નીપજે, તે વીણી લીધું પ્રભાત. (માખણુ)

(૪) પાંચ વેંતનું પુતળું, ને મુખ લોઢાનાં દાંત,
નારી તેથી નીત રમે, તમો કહો વિચારી ભ્રાત. (સાંબેલું)

(૫) ઝાડ જેનું થોંટ, ને પાત્રાં જેનાં થાળી,
ફૂલ જેનું મહા સુઘડ, અને ફુખ જુઓ તો કાળી. (કેશુડાં)

(૬) છુપે છુપે પણ ચોર નહિ, ચાર પગ પણ ઢોર નહિ,
માથે માજર પણ કુકડો નહિ, પંખીની જાત ફુકડો નહિ.
(કાકીડો)

(૭) ચાર પગ પણ પશુ નહિ, એક વાંસો ને શીર બે,
બાળક તેના પેટમાં, તેને શી વસ્તુ કહે. (ઘોડીયું)

(૮) જળમાં બેસી ઘર કરે, જળમાં બેસી ન્હાય,
મસ્તક વાઢે ના મરે, તેની આંખ ફોડે જીવ જાય. (શેરડી)

(૯) ધોળું ધમક માથે ફૂમક, દેશમા છે પણ દેખાતું નથી.
(રૂપીઓ)

(૧૦) પત્થર મટી થઈ પ્રેમદા, ભોજન કરતા ગાય,
અરધું અંગ ફરે ફૂદડી, સેનું એહું સૌ જન ખાય (ઘંટી)

(૧૧) કડવું કડવું લબોચું, ને ઉપર દોરા ઢચકો,
કેરીના રસ સાથે, લોક શાકના ભરે બટકો. (કારેલું)

**માસ્તર ઇસ્માઈલ.**

ઉપાડ્યા.
~~~~~~~~~~~~~~~~ભાગ્યોદય પ્રિન્ટિંગ પ્રેસના
ઉપયુક્ત લોકપ્રિય વૈદકનાં પુસ્તકો.

# चरकसंहिता.

(૧) ચતુર્થો નર ભાષાંતર પ્રથમ ભાગ. આયુર્વેદના મૂળ આ ગ્રં-
તેનર બંધ થયા છે. તેમાં એવી નવા જુની શોધો અને
(૨) જેનાં પણ જાણતા ન હોવાથી, ઘણી પાશ્ચિમાત્ય શોધોથી
મો પરંતુ હાલની તેવી ઘણી શોધોનો આ પુસ્તકમાં સમા-
. દરેક ડોકટર, હકીમ અને વૈદ્યને આ પુસ્તક પાસે
(૩) કરવાથી યશ મળે છે. તેમજ આરોગ્ય સચવી શરીરને તં-
દીર્ઘાયુષી બનાવવાની ઇચ્છા રાખનારે તેને હમેશાં પાસે રા-
(૪) એ, આપણા આયુર્વેદમાં દવાઓને માટે સર્વથી સર્વોત્તમ ગ્રંથ
ગણેલો છે, કીંમત રૂ. ૫—૦—૦ પૃષ્ઠ સાતસો, જાડા ગ્લેઝ
ડૉ. પોપટ પ્રભુરામ વૈદ એલ. એમ. એન્ડ એસ. લખે છે: આ
ઘણું ઉત્તમ અને ઉપયોગી છે. જુજ નકલ શીલીક છે

**ઘરનો વૈદ**— આ એક ઉત્તમ વૈદકનું પુસ્તક છે. જેના દશ ભાગ છે. તેમાં લગભગ ૫૦) પ્રકરણો છે. જેમાં શરીરનું તેની અંદર આવેલા અવયવોનું જ્ઞાન, ઇંદ્રિયોનું જ્ઞાન, વનસ્પતિઔષ, તી ઉપચારો, દરેક રોગ, તેનાં કારણો, લક્ષણ, ને ઉપાયોનો સમા- છે. કીં. ૦—૧૨—૦

## વૈદ્યાને વૈદક ભાગ ૧ લો અને ૨ જો.

આ પુસ્તકના પહેલા ભાગમાં તમામ રોગ મટે એવાં ઔષધો અને પાતશાસ્ત્ર આપવામાં આવ્યાં છે. આ ઔષધ. અકસીર વનસ્પતીમાંથી શી રીતે બનાવવાં તથા કઇ દવા કયા રોગ મટાડે છે તે તથા કઇ દવા વનસ્પતીની કેવી રીતે બનાવવી તે, ઇ. બીજા ભાગમાં દરેક ધાતુ ની વિગતે શોધન કરી ભસ્મો બનાવવાની રીત તથા તેની બનતી મા- ત્રાઓ; અવલેહો, ધુનો તેલો. તથા આસવો વગેરે બનાવવાના પ્રયોગો ક માણસ સમજી શકે તેવા આપ્યા છે. બન્ને ભાગની કીંમત રૂ. ૧—૮—૦

**દેશીવૈદ**— હીંદુસ્તાનમાં પ્રખ્યાત વૈદો જે જે દવાઓ બનાવી વાપરે છે, તમામ ફાર્મસીઓ જે જે દવાઓ બનાવે તે સઘળી દવાઓની બનાવટ આ પુસ્તકમાં આપેલી છે. આયુર્વેદ ગ્રં- માં જે જે ઘણી ઉત્તમ, અનુભવસિદ્ધ અને ફાયદો કરનારી દવાઓ છે તમામ દવાઓ ઘેર શી રીતે બને તેમ દરેક રોગ ઉપર કઇ કઇ દવા પરસી તે સર્વ વિષયો આ પુસ્તકમાં છે કીંમત માત્ર રૂ. ૧—૦
~~~~~~~~~~~~~~~~

## ભૂત ભવિષ્ય અને વર્તમાન કાળની વાત જાણવી હોય તો

# ભવિષ્યવેત્તા (ચોથી આવૃત્તિ)

યાને ભવિષ્ય જાણવાની વિદ્યા—આ નામનું પુસ્તક મંગાવો. પુસ્તક ઉપરથી દરેક માણસ ભવિષ્યમાં શું બનશે તે જોઇ અને જા શકશે તેમાં **નીચે** પ્રમાણે અનેક પ્રકરણો છે. કીં. રૂ.૫–૦–૦ પોષ્ટ૦–૧૦

પ્રા. ૧–૨–સંવત્સર. શક, માસ, અયન, રાશી, ગ્રહો, નક્ષત્રો, યો કરણ. ચંદ્ર, વિગેરે જોવાની રીત. પ્રા. ૩ તે દરેકમાં કરેલા શુભાશુભ કર્મો ફળ, પ્રા. ૪ થી ૮ ગ્રહોનાં ફળ, નાની મોટી પનોતી, અશુભ ગ્ર મહાદશા, અંતરદશા, વગેરે જોવાની રીત, પ્રા–૧૦-૧૧ તમામ પ્રકા મહુરતો જોવાની રીત પ્રા–૧૨ લેણાદેણી તારા, નાડી, યોની, ગ વગેરે જોવાની રીત. પ્રા–૧૩ ચોરાયલી વસ્તુ જડશે કે કેમ તથા ક્યાં ગઇ છે તે જોવાની રીત, પ્રા. ૧૪ કાર્યસિદ્ધિ માટે પ્રશ્નો જોવા રીત. પ્રા ૧૫ જન્મ માસ વીગેરેનું ફળ, પ્રા. ૧૬ ગ્રહો. અને રા શુભાશુભ, રૂપ, રંગ મૈત્રી વિગેરે જોવાની રીત, પ્રા. ૧૭–૧૮ જન્મો તરીની કુંડળીઓ બનાવવાની રીત ને તે જોવાની રીત ૧ લાગી બારે ભાવ ગ્રહોનું રાશી વાર ફળ, દ્રષ્ટિનું ફળ અંગ્રેજી રીતે ફળ, પ્રા. ૧૯ બા ભાવોનું મિશ્રફળ, ભાગ્યોદય, દાસપણું, અંધિખાનું, રોગ. સ્ત્રીસુ લગ્નનું સુખ, પ્રજાનું સુખ. જીંદગીનું, શરીરનું સુખ, અકસ્માત ધનપ્રા રાજ્યલક્ષ્મી. વાહનનું મકાનનું, માબાપનું, વિદ્યાનું, વંશનું, મિ મુસાફરીનું. વ્યાપાર. નોકરી, ધન સંપત્તિનું, સુખદુઃખ ક્યારે મ વિગેરે જોવાની રીત. પ્રા. ૨૦ ગ્રહોની દૃષ્ટિનું ફળ, પ્રા. ૨ સ્ત્રીની જન્મ કુંડળી ઉપરથી સ્ત્રીનું, તેના પતિનું, સધવા કે વિધવાનું સુખ દુઃખ જોવાની રીત. પ્રા. ૨૨ થી ૨૭ હોરા, દ્રેષ્કાણ વિગેરે કુંડળી જોવાની રીત. પ્ર. ૨૮ મું ગર્ભાધાન બાબત, સ્ત્રી ગર્ભ ધારણ કરે કે કે સ્ત્રી પુરૂષનું મૃત્યુ, ગર્ભવતીને શું જન્મશે, હાથ પગ વગરનું બાળક અ તરવા બાબત. પ્રા. ૨૯–જન્મ વખતે અંધારૂં હતું કે દીવો હતો વિગે ખાત્રી કરવાની રીત. પ્રા. ૩૦ રાજયોગ અને તેનું ફળ, પ્રા. ૩૧ થી ૩ નાભસ, પ્રવ્રજ્યા. ચંદ્ર વિગેરે યોગો અને તેનું ફળ, પ્રા. ૩૪ બાળકનો રી યોગ જોવાની રીત. પ્રા. ૩૨–૩૬ આયુષ્ય જોવાની રીત. ક્યારે ક્યા સ સુધી મૃત્યુ થાય વિગેરે જોવાની રીત. પ્રા. ૩૫–૩૬ આયુષ્ય જોવા રીત. પ્ર. ૩૭–૩૮ વર્ષફળ બનાવવાની ને જોવાની રીત. પ્ર ૩૯ શરીરપર રેખાઓ. નખ, તલ, મસ, માથુ વિગેરે ઉપરથી ભવિષ્ય જોવાની રી પ્ર. ૪૦ સ્વપ્ન ઉપરથી ભવિષ્ય જાણવાની રીત. પ્ર. ૪૧ હસ્તાક્ષરો ઉપર ભવિષ્યફળ. પ્ર ૪૨ મું. વરસાદ વરસશે કે કેમ, ક્યારે વરસશે, અનાજ ભાવતાલની વધઘટ સુકાળ કે દુકાળ વિગેરે જોવાની રીત. પ્રા. ૪૩ નાસિકાના સ્વર ઉપરથી ભવિષ્યની વાત જાણવાની રીત. પ્રા. ૪૪ મું સ્વ શાસ્ત્ર ઉપરથી ધારેલી મુરાદ પુરી થશે કે કેમ, જય મળશે કે કેમ ધંધામ લાભ થશે કે કેમ, વિગેરે ભવિષ્યની વાત જોવાની રીત. કીં. રૂ. ૫–૦ અને અભીપ્રાયો મળ્યા છે: જુજ નકલો છે આજેજ મંગાવો.

દરેક ધર્મના મનુષ્યને ઉપયોગી, બાળકથી વૃદ્ધ સર્વને વાંચી
મનન કરવા યોગ્ય ઉપયોગી પુસ્તક.

# સ્વધર્મનિષ્ટ દૈવીજીવન

અથવા

## ધર્મસંસ્થાપક મહાપુરૂષોનાં જીવનવૃત્ત.

આ ઉપયોગી પુસ્તક તૈયાર છે. તેની અંદર હિંદુ. જૈન. પારસી અને મુસલમાન સર્વ ધર્મનું રહસ્ય, તે તે ધર્મના ધર્મ સંસ્થાપક મહાપુરુષોનાં જીવન વૃત્તાંતો, દરેક માણસ પોતે પોતાના ધર્મનું શિક્ષણ મેળવી, ધર્મને આચારમાં ઉતારી સ્વધર્મ નિષ્ટ દૈવીજીવન શી રીતે ગાળી શકે, સંસારમાં ઉચ્ચ જીવન ગાળી આદર્શમય ચારિત્ર્યશીલ શી રીતે બને તેવાં અનેક વૃત્તાંતોનો સમાવેશ છે. આ પુસ્તકની અંદર હિંદુધર્મ—તેમાં વેદધર્મ, તેનું રહસ્ય, પુરાણોનું રહસ્ય, સંક્ષિપ્ત મહાભારત, રામાયણ અને ભાગવત તેમાંની ઉત્તમ કથા પ્રસંગો પ્રભુના ૨૪ અવતારોનાં ચરિત્રો, તે તે અવતારો શાથી થયા અને તેમણે શું પરાક્રમ કર્યું, પ્રહ્લાદ, ધ્રુવ. વિગેરેનાં ચરિત્રો, શ્રીરામચંદ્રજી, શ્રીકૃષ્ણનાં ચરિત્રો, બુદ્ધભગવાનનું ચરિત્ર, શ્રી શંકરાચાર્યનું ચરિત્ર, જૈનોના રૂષભદેવથી મહાવીર સ્વામી વ. તિર્થંકરોનાં ચરિત્રો, રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય, સ્વામીનારાયણના સહજાનંદ સ્વામીનું ચરિત્ર, ગુરુગોવિંદસિંહ અને નાનકનું ચરીત્ર, ગૌરાંગપ્રભુનું ચરિત્ર, રામાનંદ, કબીર, મહંમદ પેગંબર, જરથોસ્ત, ક્રાઇસ્ટનાં જીવન ચરિત્રો, ગોરખનાથ, મધ્વાચાર્ય દયાનંદ સરસ્વતી, શ્રીમન્નૃસિંહાચાર્યજી, ભાષ્કરાચાર્ય, કુમારીલભટ્ટાચાર્ય, મત્સેંદ્રનાથ, પરમહંસ રામકૃષ્ણ. શ્રીરામતિર્થ, શ્રીવિવેકાનંદ. જ્ઞાનદેવ, તુકારામ વિગેરે ધર્મ પ્રવર્તકોનાં જીવન ચરિત્રો, અને તે સિવાય બીજા લગભગ ૧૫૦ ઉપરાંત મહાપુરુષોનાં જીવન ચરીત્રોનો સમાવેશ છે. આ પુસ્તક ઉપરથી દરેક માણસ પોતે પોતાનું જીવન ઉચ્ચ બનાવી શકશે. બાળક વાંચશે તો તે ધર્મનિષ્ટ જીવન ગાળી શકશે, તેનામાં નાનપણથી જ ઉચ્ચ સંસ્કારો પડશે, વળી દરેક ધર્મનું રહસ્ય પણ આ પુસ્તકમાં હોવાથી આ પુસ્તક વાંચનાર હિંદુસ્થાનમાં ચાલતા તમામ ધર્મોનું રહસ્ય અને દરેક ધર્મના સ્થાપનાર મહાપુરુષોનાં જીવનવૃત્તાંતો જાણી શકશે. તે સિવાય, ભક્તિ, યોગ અને તત્ત્વજ્ઞાનના અનેક વિષયો આ પુસ્તક ઉપરથી શીખી શકશે. દરેક મનુષ્યે આ પુસ્તક પાસે રાખી અભ્યાસ કરવા યોગ્ય છે. ગ્લેઝ કાગળો, પાકું પુઠું પાન ૭૦૦ ઉપર કદ દળદાર કીંમત રૂ ૬—૦—૦.

જેઠાલાલ દેવશંકર દવે.

વગર મુડીએ અને વગર મહેનતે ધનવાન થવું હોય તો મંગાવો.

# ધનવાન [ ચોથી આવૃત્તિ. ]

જો તમે ઘણાં ઘણા ધંધા કરવા છતાં પણ દમડી દેખતા ન હો, વેપાર ધંધા કે બીજા ઉદ્યોગમાં ધારેલો લાભ ન થતો હોય, એનીમાં વીસ પચીસ ઘણું પ્રકટવવાની ઇચ્છા હોય, હુન્નરકળાનું સર્વોત્તમ જ્ઞાન મેળવી કળાકુશળ બનવું હોય, કોઇપણ ધંધાની સાથે હજારો રૂપિયા સહેલાઇથી કમાઇ શકાય એવી શોધોને શીખવાની ઇચ્છા હોય, અને આજ જન્મમાં લાખો અને કરોડો ધનના સ્વામી બનવું હોય તો આજેજ આ પુસ્તક મંગાવી ઉપયોગ કરજો, આ પુસ્તકના ઉપયોગીપણાનાં હજારો સરટીફીકેટ મળ્યાંછે. તેની અંદર તેર ભાગમાં અને ૧૬૦ પ્રકરણોમાં તમામ પ્રકારના જ્ઞાનનો શોધનો અને કળાઓનો ક્રમવાર સમાવેશ કરવામાં આવ્યો છે. કીં. રૂ. ૧૦.

ભાગ ૧ લો—ધનનું મહત્વ જેમાં ૨૦ પ્રકરણ છે. ભાગ ૨ જો—જેમાં ૨૦ પ્રકરણ છે. જેમાં ધનવાન થવાને કેવી યોગ્યતા પ્રાપ્ત કરવી તે છે. ભાગ ત્રીજો—ધંધાની શોધ અને કયા ધંધાથી ધનવાન થવાય છે તે વિષે, ભાગ ૪ થો—જુદા જુદા પ્રકારની નોકરી કેવી રીતે પ્રાપ્ત કરવી તે વિષે, ભાગ ૫ મો. વેપાર—ધનવાન થઇ શકાય તેવા જુદી જુદી જાતના વેપારો. ભાગ ૬ ઠો. ખેતી—જમીનનો કસ શી રીતે વધારવો. ખાતર કયા પ્રકારનું કઇ જમીનમાં કેટલું નાખવું વિગેરે. ઉપરાંત વરસાદ; પાણીની તંગાશ શી રીતે પુરી પાડવી. જુદી જુદી જાતનાં અનાજ. તથા મરી મસાલા વિગેરેનું વાવેતર ક્યારે કેવી રીતે કરવું કે જેથી પેદાશ દર વરસ કરતાં દસ કે વીસ ઘણી વધી શકે વિગેરે, ભાગ ૭ મો—ખનીજ પદાર્થોથી ધનની વૃદ્ધિ—સોનું, રૂપું વિગેરે ધાતુ સંબંધી પ્રયોગો. ભાગ ૮ મો—ઝવેરાતનો વેપાર, ભાગ ૯ મો. હુન્નર—ઉદ્યોગ—તેમાં તમામ પ્રકારના રંગ બનાવવાની રીત, રંગો રસાયનિક રીતે બનાવવાની કળા, કાગળ બનાવવાનો ઉદ્યોગ, કાચનો ઉદ્યોગ, સાબુ બનાવવા, મિણબત્તી બનાવવાની ક્રીયા, ફોટોગ્રાફર બનાવવાનો ધંધો, સીમેન્ટ બનાવવાની ક્રિયા, વાર્નિશ, સાહી, બટનો, દીવાસળીઓ—સોનું અને રૂપું બનાવવાના ૪૦ પ્રયોગો, વીજળીની બેટરી બનાવવાની. ગીલેટ કરવાની સોનેરી અને રૂપેરી ભૂકી બનાવવાની રીત, વિગેરે હજારો ઘેર બની શકે તેવા હુન્નરઉદ્યોગો કે જેમાંનો માત્ર એકજ હુન્નર હાથ કરી ધંધો કરનાર દર માસે હજારો રૂપિયા કમાઇ શકે છે. ભાગ ૧૦ ઇંગ્લીશ દવાઓ—એસેન્સ, અર્ક, ટીંચર, પેટંટ દવાઓ, સારસા પરીલા, કોલેરા મીક્ષ્ચર, સીરપ હાઇપોફોસ્ફાઇટ ઓફ લાઇમ, ક્લોરો ફોર્મ, લાઇમ જ્યુસ, વીગેરે અનેક પેટંટ દવાઓ બનાવવાના નુસખા મહા ખર્ચે મેળવી બહાર પાડ્યા છે. ભાગ ૧૧ આયુર્વેદીય દવાઓ—ક્વાથો. ચુર્ણો, ગોળીઓ, આસવો, ભસ્મો રસો, વિગેરે અનેક દેશી દવાઓ બનાવવાના નુસખાઓ. ભાગ ૧૨ ધનવાન બનાવનાર આધ્યાત્મિક ઉપાયો.

ભાગ ૧૩ અનેક ગરીબમાંથી ધનવાન થયેલાનાં જીવન ચરીત્રો વિગેરે ધનવાન બનાવનાર હજારો પ્રયોગોનો આ પુસ્તકમાં સંગ્રહછે. કીં. રૂ. ૧૦

હુન્નરઉદ્યોગ, કળા, વેપાર, અને ખેતીવાડીના વિષયો ચર્ચતું મા

## હુન્નરવિજ્ઞાન.

આ માસીકના ગ્રાહક થજો તેમાં દર માસે નવા હુન્નરોની વેપાર ખીલવવાની કળા, ખેતીવાડીમાં સુધારો કરી વધુ પકવવાની વિ સબંધી લેખો આવે છે. આ માસીકથી તમે ઘેર બેઠાં તમારા કામ ધં ઉપરાંત દર માસે ૧૦૦ થી રૂ. ૨૦૦ કમાઇ શકો તેવા અનેક ધંધા તમા જાણવામાં આવશે તેનું લવાજમ રૂ. ૪-૦-૦ જ છે. નમુનો મફત

હુન્નરવિજ્ઞાન—પહેલા વર્ષનું બાંધેલું વોલ્યુમ કી. રૂ. ૩—૦—૦

હુન્નરવિજ્ઞાન—બીજા વર્ષનું બાંધેલું વોલ્યુમ કી. રૂ. ૩—૦—૦

વ્યવસ્થાપક હુન્નરવિજ્ઞાન—અમદાવાદ.

## માસ્ટર ઑફ નૉલેજ.

ઘણા વર્ષની ઘણી મહેનતે અને ઘણા ખર્ચે હાલમાંજ બહાર પડ છે. તેને તૈયાર થતાં ઘણો વખત લીધો છે આ પુસ્તક ઉપરથી દરેક મા ણુસ પોતે પોતાની મેળે માત્ર ૭ મહિનામાંજ સરળ રીતે હિંદી, મરાઠી અંગ્રેજી, ઉર્દુ, બંગાળી અને સંસ્કૃત શીખી શકે છે. આટલી ભાષાઓ કેટ લુંય ખર્ચ કરતાં છતાં ઘણાં વર્ષે મહેનત કરવા છતાં આવડતી નથી માત્ર ૭ મહિનામાંજ લખતાં બોલતાં ને વાંચતાં આવડે છે. કીં. રૂ. ૧૦-૦ પણ હાલ મંગાવી લેનારને માત્ર રૂ. ૭-૦. માંજ મળશે.

## સરવે. રેવન્યુ અને ફોજદારી કાયદાનું જુથ.

ચોથી આવૃત્તિ—આ પુસ્તકમાં ઈંડીઆન પીનલ કોડની અગત્યની કલમો, ક્રીમીનલ પ્રોસીજર કોડ, ડીસ્ટ્રીક્ટ પોલીસ એક્ટ, વિલેજ પોલીસ એક્ટ, લેન્ડ રેવન્યુ કોડ; તે ઉપર થયેલી રૂલ, મામલતદાર કોર્ટ એક્ટ, ગામના ને તાલુકાના નમુના, સરવાઇની રૂલ, સર્કલ ઇન્સ્પેક્ટરની રૂલ. અ ફીણનો એક્ટ, આબકારી એક્ટ, મીઠાનો એક્ટ. વિ. ૨૦ કાયદાઓ છે. કીં રૂ. ૪-૦-૦

## મહાત્મા ગાંધી અને હિંદના મહાન નરરત્નો.

આ પુસ્તકમાં મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીજીનું જીવનચરીત્ર આપેલું છે. તે ઉપરાંત લો. મા. તીલક, અરવિન્દ ઘોષ, સર રવિન્દ્રનાથ ટાગોર, સર ફીરોજશાહ મહેતા, દેશબંધુ ચિત્તરંજનદાસ, શ્રી મોતીલાલ નહેરૂ, પંડિત, મદનમોહન માલવિયા, શ્રી દાદાભાઇ નવરોજજી વિગેરેનાં જીવનચરીત્રોનો સમાવેશ છે. એન્ટ્રીક કાગળ, પાકું પુંઠું મહાત્મા ગાંધીજી અને લોકમાન્ય તિલકનાં ચિત્રો સાથે કીંમત રૂ. ૧-૮

ઉપરનાં તમામ પુસ્તકો મળવાનું ઠેકાણું

દરેક આગેવાનોએ મુલાકાત લઈ સંતોષ બતાવી
વખાણેલું અને હિંદુ જાતીનાં નિરાધાર અનાથ
બાલકોને પોષણ અપાતું, આ

# હિંદુ અનાથ આશ્રમ-નડીઆદ

એકજ છે

તેને દાન કરવાના દરેક પ્રસંગોએ જરૂર
યાદ કરી કંઈ પણ દાન મોકલશો.

હાલ તે દાદરોને સુમારે અનાથ બાલક, બાલિકા અને અશક્તોનું પાલણપોષણ કરે છે અને તેમને જુદા જુદા ધંધા શીખવી પગ ઉપર ઉભા રહી કમાઇ ખાય તેવા સભ્ય શહેરી બનાવવા યત્ન કરે છે. તેમના ફક્ત ખોરાકી પોશાકી વીગેરે ખર્ચના રૂ. ૫૦) દરરોજ જોઇએ છીયે.

તો જરૂર તમે દયાની દેવીઓ ! આ તમારાં અનાથ ભાન્ડુઓને બચાવવા તમારો દાનેશ્વરી હુસ્ત લંબાવશો. દરેક પ્રકારનું દાન લેવાય છે.

વધુ વીગત માટે પુછોઃ—

મંત્રી—હિંદુ અનાથાશ્રમ—નડીઆદ.

Reg. No. B. 1070

# સ્ત્રીબોધ.

વર્ષ ૬૯] માર્ચ, ૧૯૨૫. [અંક ૩ જો.

તંત્રીઓ { બાઈ પુતળીબાઈ કાબ્રાજી.
કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ,
બી. એ., એલ્એલ્. બી.

સહચરીને—

સિધાવો કુલલક્ષ્મી બ્હેના સાસરે,
ગુણવંતીના સાચા છો આરામ જો;
કુમકુમ પગલે પીયર પીયરે પાથરી,
કરજો દેવલ નંદનવનું વિશ્રામ જો.—સિધાવો૦

પરજનને કરજો પોતાના પ્રેમથી,
મીઠાં મંદિર મહેંકાવો ચોક જો;
વાવો ચાતુરીથી કલમો સ્નેહની,
ઉરકુંજે કુંજે ઉગશે અશોક જો.—સિધાવો૦

ઝરમરજો હિતકારી મીઠા બોલડા,
સાંચરજો ગુણગૌરવથી શુચારૂ જો;
પરવરજો વિવેકે પતિવ્રત પંથમાં,
કરજો મહિયરનાં મુખડાં ઉજાસ જો:
સિધાવો કુલલક્ષ્મી બ્હેના સાસરે.

[ભાઈ વલ્લભદાસ.]

મંત્રી–જીવનલાલ અમરશી મહેતા; અમદાવાદ.

લવાજમ ભેટના પોસ્ટેજ સિવાય રૂ. ૩-૪-૦ પરદેશ માટે રૂ. ૪. છુટક

## અનુક્રમણિકા, માર્ચ-૧૯૨૫.



## આવતો એપ્રીલનો અંક—વસન્ત અંક.

અમે અમારા માટે લાંબાં બણગાં ફુંકતાં નથી. ટુંકામાં એટલું જ, કે આ ખાસ અંકમાં તંત્રીના લેખ ઉપરાંત જાણીતા લેખકો, લેખિકાઓ તેમજ બાળલેખકોના આ અંક માટે જ લખાયેલા ઘણા જ ઉપયોગી લેખો આવશે. સ્ત્રી વિભાગ તેમજ બાળક વિભાગનાં આ અંકથી લગભગ બમણાં પાનાંનો આ વસંત અંક થશે. આ અંકની કીમત દસ આના રહેશે.

આ અંક લગભગ બમણો થવાનો હોવાથી એપ્રીલની તા. ૧૦ મી સુધીમાં પ્રસિદ્ધ થશે, માટે તે પહેલાં અંક ન મળ્યા માટે કોઇએ લખવા તસ્દી ન લેવી.

જેમનું લવાજમ મળ્યું નહિ હોય તેમને આ અંક મોકલાશે નહિ, માટે આ અંક મળતાં તુરતજ લવાજમ મોકલીને ભેટનાં બે પુસ્તકો તથા એપ્રીલનો વસન્ત અંક મગાવી લેવા.

—મંત્રી.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૬૮ મું.] આર્ય [અંક ૩ જો.

## સીતાજન્મ.

[ રાગ-પુનમ ચાંદનીનો. ]

આપણ આર્ય જનોને તપ તપવાં અઘરાં નથી રે,
જેના પુણ્યતણા જયપુંજથકી અંજાઇ,
એવાં તપ તપવાને દેવો પણ સરતા નથી રે;

જગજગમાં ગાજી રહ્યાં, તપનાં અભિગુણગાન,
બળવન્તા વિજયી બન્યા, ચૂક્યા જે ન નિશાન. ૧

એવા તપના પુણ્યપ્રભાવે આર્યપ્રદેશને રે,
રક્ષ્યો પૂર્વજનોએ યવનથકી અણિશુદ્ધ,
સૌએ અંગેઅંગે ભાવે ધરી રણવેષને રે;

તપથી બ્રહ્મર્ષિ બન્યા, વિશ્વામિત્ર ભૂપાલ,
ઇંદ્રાસન ડોલાવીયું, તપના તાપ વિશાલ. ૨

ધ્રુવે નાનપણે જઇ તપ માંડ્યું વનને વિષે રે,
પામ્યો ષટ માસે એ વિરલાં પ્રભુ-દર્શન,
ફળતાં તપનાં તપવાં તપતા જે ઉરને વિષે રે;

રાજ મળે તન ધન મળે, યૌવન ઇચ્છે જેહ,
તપથી પ્રભુજી રીઝતાં, મળશે અવશ્યમેવ. ૩

તપનું મોટું સાધન આર્યજનો! જગને વિષે રે,
એથી 'ઇચ્છિત લાધ્યાં' સૌ કો જાણે છે જ,
તપનાં આ સંસારે અદ્ભુત ફળ ફળતાં દિસે રે;

**ધનથી તો તપ સૌ તપે, તનથી તપતા કોય,**
**સૌથી તપવાં વિકટ તો, આત્માનાં તપ હોય.** ૪

કોઇ સાધુ જેવા વિરલા એ તપ માંડતા રે,
સ્હેતા દુઃખદાવાનળ પ્રભુનાં દર્શન કાજ,
નહિ તો લીન બનીને કાયા નિજની છાંડતા રે;

સાધુ જે જે તપ તપે, તે તે હઠીલા હોય,
**'હઠવાદી વિજયી બને, ઉરની શ્રદ્ધા હોય.'** ૫

× × × × ×

પૂર્વે નગ્ર વિષે એક સાધુ રાય વિરાજતા રે,
જેનાં વિષ્ણુ જેવાં નામ હતાં **પદ્માક્ષ**,
તેનાં નામ પ્રમાણે નયન કમળશાં ઓપતાં રે;

સંતોષે નિશદિન પ્રજા, પાળે પુત્ર સમાન,
બંધન નહિ કો જાતનાં, સૌએ સુખનિધાન. ૬

રાજા નિજની જાતે પણ સુખીઓ અદકો હતો રે,
મ્હેલે રમતાં તેને નાનાં મોટાં બાળ,
લક્ષ્મી અઢળક ઢળીને ભંડારો ભરતી હતી રે;

એમ છતાં રાજા રહે, નિશદિન ચિંતાતુર,
ચિંતાના અનલે સદા, સુખનું ઉડતું નૂર. ૭

રાણી, સચિવો સૌ કોઈ અંતરમાં શોચતાં રે,
સૌએ સમજી સમજી બળતાં અંતરમાંય,
પણ ના કોઇ કળતું રાજાનાં દુઃખ ઉરનાં રે;

રાજા મન વિચાર નિશદિન ધરીને ધ્યાન,
'સંસારે સુખ દુઃ ક્યાં? જેમાં સૌ ગુલતાન.'

લાંબા દિવસ પછી કારણ રાજાને એ જડયું રે,
જેને આ સંસારે માનવ માને સુખ,
જેપર જગત બધું આ અણંગે મોહી પડયું રે;

"લક્ષ્મી' સુખની વાત છે, લક્ષ્મીવિણ દુઃખ હોય.
આ સંસારે માનવી, દાસ જ એનાં જોય. ૯

મોટા મુનિવર, ઋષિવર, લક્ષ્મીમાં મોહી પડે રે,
જેને આ સંસારે લક્ષ્મી પર ના મોહ,
એવો માનવ એકે અવનિમાં કદી ના જડે રે;

લક્ષ્મીમાં સુખ છે વસ્યું, તેથી અદકું દુઃખ,
તરનારા સંસારને, એનું ન જોતા સુખ. ૧૦

લક્ષ્મી સ્નેહ કરાવે, વેર કરાવે સ્નેહમાં રે,
એના મુખપર સંસારી જોતા જે ગુણ,
તે તે સમય પરે અવગુણ બનીયા છે અંતરમાં રે;

જગનાં સુખ એમાં વસ્યાં, પરભવ કેરાં દુઃખ,
માયા—લોભન આંખ એ ફૂંદે જોતી સુખ." ૧૧

જેવું વિષ ભરેલા ઘટના મુખ પર દૂધ છે રે,
રૂડું ઇંદરવરણું જોતાં ઉપજે મોહ,
એના સાચા રૂપમાં માંહી ભરેલી ધૂળ છે રે;

લક્ષ્મી ચંચળ નાર છે, ઘડીમાં આવે જાય,
વેળા ફરતી છાંયડી, આવે ઉડી જાય. ૧૨

આવે હર્ષ લઇને, જાતાં દુઃખ સૌને થતાં રે,
એના અવની પરથી કદી નવ નીઠે નેહ,
એ પર વિશ્વ બધું આ મોહ્યું છે દુઃખણી છતાં રે;

માનવનું સુખ લક્ષ્મી છે, એવું સૂઝયું રાય,
લક્ષ્મીથી વર પામવા, તપ માટે વન જાય. ૧૩

હાંયે વનમાં જઇને લક્ષ્મીનુ તપ આદર્યું રે,
એણે ક્ષુધા તૃષા વશ કીધી ક્ષણમાંય,
પોતે ધ્યાને રહીને ભક્ષણ વાયુનું કર્યું રે;

દિન વીત્યો અઠવાડિઉં, પખવાડિઉં થાય,
માસ વીત્યા બે ત્રણ અને, ખટમાસે વહિ જાય! ૧૪

તોયે રાજા પોતે બેઠો એકજ સ્થાનમાં રે,
કીધા મોહ ભરેલા સર્વ પદાર્થો દૂર,
વાળી પદ્માસન ને હૃદયે લક્ષ્મી ધ્યાનમાં રે;

ઉરઉરથી તપ માંડિયાં, જે માનવીએ જન,
નીતનીત તે ફળતાં નથી, ફળતાં કોઇ એક દન. ૧૫

રાયે ધ્યાને જોયાં કમળાસમાં કમળાજીને રે,
લાગી રઢ રાજાને મધુરી મૂર્તિ જોઇ,
પડીયો પાય વદીને 'જય દેવી' લક્ષ્મીજીને રે;

'ઉઠ ઉઠ રાય તપેશ્વરી, કાંઇક વર તું માગ,'
કમળાએ એવું વદી, મસ્તક મૂક્યો હાથ. ૧૬

વળતો રાજા બોલ્યો બે કર જોડી પ્રેમથી રે,
"દેવી, આ સંસારે સુખીઆ જન છે જેહ,
તે સૌ સુખીઆ પર છે ત્હારી દષ્ટિ રે'મની રે;

જ્યાં જ્યાં ત્હારો વાસ છે, ત્યાં ત્યાં લીલાલ્હેર,
તારા વિણ સંસારમાં અંધારૂં ઘેરેઘેર. ૧૭

દેવી, રાજા છું તેથી આ ભવ છે સુખનો રે,
મારા નગર વિષે પણ બહુ છે દુઃખીઆ લોક,
તેથી મારા ઉરમાં લાગ્યો છે દવ દુઃખનો રે;

રાજા તો સુખીઆ બધા, નિજ પ્રજાથી થાય,
તેથી સુખ પ્રજાતણું, ચિત્તમાં ચાહે રાય." ૧૮

બોલ્યાં લક્ષ્મીજી ત્યાં રાજાની વાણી સુણી રે,
"જા, રાજા હું તારા નગ્ર વિષે વસી વાસ,
ત્હારા પુરજનોનાં દારિદ્રો સમૂળાં હણી રે;

ધનનાં ભંડારો ભરી, સુખીઓ કરીશ સમાજ,
જોજે નગ્ર વિષે જઇ, ચોખૂણે ફરી રાજ." ૧૯

વળતાં રાજા બોલ્યો, "દેવી, એ ક્ષણુવારનું રે,
આજે વાસ કરો ને કાલે થાઓ દૂર,
તો તો લોકો પાછા દેખે વાદળ દુઃખનું રે;

નિર્ધનીયાં ધની જો બને, વ્હાલાં લાગે સુખ,
પણ ધનીને નિર્ધન બને, વસમાં લાગે દુઃખ.૨૦

એથી ઇચ્છું ના હું નગ્ર વિષે તુજ વાસને રે,
છોને લોકો મારા નિશદિન દેખે દુઃખ,
ત્હારા ટૂંક સમયના ચાહું કદી ના વાસને રે;

દેવી, નગ્ર વિષે હું તો ચાહું છું ચિર વાસ,
તેથી પુત્રી તું થઇ, અવતર મુજ આવાસ." ૨૧

લક્ષ્મી વચન સૂણીને વિચારે મનને વિષે રે,
'એણે મારે કાજે વેઠ્યું દુઃખ અપાર,
તેથી એના મનના પૂરવા કોડ કંઇ મિષે રે;

લક્ષ્મીએ કહ્યું રાયને, "સાંભળ મારી વાત,
પૂરું મનના કોડ હું, પણ છું નારી જાત. ૨૨

મારે માથે સ્વામીજી બેઠા વૈકુંઠમાં રે,
તેની આજ્ઞા વિના ભરતી ન હું ડગ એક,
મારા મુગટમણિ વૈજયંતિ જેના કંઠમાં રે;

ઉઠ ઉઠ રાજા પુનઃ તું વિષ્ણુના તપ કાજ,
ભક્તિ કર તું ભાવથી, વર પામીશ જ આજ." ૨૩

લક્ષ્મી–મ્હાલક્ષ્મી પણ સ્વામીની આજ્ઞા ધરે રે,
સર્વે સ્ત્રીજાતિને સ્વામિ સુખનિધાન,
તેને તરછોડે જે નારી તે દુઃખમાં મરે રે;

સંસારે સૌ નારને સ્વામિની સુખસેજ,
સુખમાં દુઃખમાં સૌસ્થળે,સ્વામીએકજએજ.

બીજાં સુખમાં ભાગી, દુઃખમાં ત્યાગી માનવાં રે,
એથી સેવા કરવી સ્વામીની ધરી નેહ,
એનાં સ્નેહભર્યાં શિક્ષાનાં સૂત્રો પાળવાં રે;

પતિપત્નીના યુગલમાં, જો નવ હોય વિરોધ,
તો તો પ્રેમાનંદનાં, પાન થતાં દરરોજ! ૨૫

* * *

[ આ કાવ્ય આવતા અંકમાં પુરૂં થશે. ]




[ સંપાદક—રા. મનુભાઈ જોધાણી. ]

વહુ– બાઇજી રે, મારા વીરોજી આવ્યા,
મોકલો તો બાઈજી, મહીયરીએ જઇએ,
નહિંતર રે મન વાળીને રહીએ.

સાસુ– જેટલા રે વહુજી, નદીઓનાં નીર,
તેટલાં રે વહુજી, ભરીને જાજો,
નહિંતર રે મન વાળીને રહેજો.

વહુ– તેટલાં રે બાઈજી, ભરી ન શકીએ:
મોકલો તો બાઇજી, મહીયરીએ જઇએ
નહિંતર રે મન વાળીને રહીએ.

સાંસુ– જેટલી રે વહુજી, કોઠીઓની જાર,
તેટલી રે વહુજી, દળીને જાજો,
નહિંતર રે મન વાળીને રહેજો.

વહુ– તેટલી રે બાઇજી, દળી ન દળાય;
મોકલો તો બાઇજી, મહીયરે જઇએ,
નહિંતર રે મન વાળીને રહીએ.

સાસુ– જેટલી રે વહુજી, વગડાનાં ખડ,
તેટલાં રે વહુજી, વાઢીને જાજો;
નહિંતર રે મન વાળીને રહેજો

વહુ— તેટલાં રે બાઈજી, વાઢયાં ન વઢાય,
મોકલો તો બાઈજી, મહીયરે જઈએ,
નહિંતર રે મન વાળીને રહીએ.

[ છેવટે સાસુ વહુને મોકલે છે. વહુ અને તેનો ભાઈ નદી ઓળગે છે ].

બ્હેન—વીરા રે, હું તો ઉંચામાં ઉંચી, પલળે રે મારી કેડની કુંચી.

ભાઈ—બ્હેની રે, પલળે તો પલળવા દેજો, હમણાં રે માબાપને મળજો.

બ્હેન—વીરા રે, હું તો ગોરામાં ગોરી, પલળે રે મારી ગોફણુ દોરી.

ભાઈ—બ્હેની રે, પલળે તો પલળવા દેજો, હમણાં રે માબાપને મળજો.

બ્હેન—વીરા રે, હું તો કાળામાં કાળી, પલળે રે મારી નાકની વાળી.

ભાઈ—બ્હેની રે, પલળે તો પલળવા દેજો, હમણાં માબાપને મળજો.

* * * *

આવ્યાં રે ગામગામનાં પાણી, આવ્યાં રે સીમસીમનાં પાણી,
નદીએ રે કાંઇ દયા ન આણી; લઇ ગયાં રે, બાઇબ્હેનને તાણી.



# હાલની સ્ત્રીકેળવણી.

પ્રાચીન હિન્દની સ્ત્રીકેળવણીનો આદર્શ સ્ત્રીઓને ઉત્તમ ગૃહિણી બનાવવાનો હતો. ઘરગથ્થુ વિષયોજ અને ખાસ કરીને ગૃહશૃંગારની વિદ્યાજ તેમને શીખવાડાતી. આ કેળવણી માટે તેમને નિશાળોમાં હાજરી આપવી નહોતી પડતી. આપણી છોકરીઓને બાળપણથી તે લગ્ન સુધી તેની માતા અને લગ્ન પછી સાસરે જતાં તેની સાસુ આ કેળવણી આપતાં. છોકરીઓને મ્હોટે ભાગે શીવવાનું, ભરવાનું, કાંતવાનું, રાંધવાનું શીખવવામાં આવતું; પણ લખતાં વાંચતાં ભાગ્યેજ શીખવાતું. ધાર્મિક ક્રિયાઓ કરતાં છોકરીઓને ન્હાનપણથીજ આવડતું; અને જૂના કાળની દંતકથાઓ પણ તેમને વારસામાં મળતી. સ્ત્રીઓનું સાહિત્ય સંબંધીનું જ્ઞાન આ દંતકથાઓમાંજ મુખ્યત્વે સમાપ્ત થતું. મનુ મહારાજે તો એમ પણ ઠરાવ્યું છે કે સ્ત્રીએ ઘરનાં નાણાંની આવકજાવકની સંભાળ રાખવી. આ વાસ્તે હિસાબકિતાબ શીખવાની જરૂર તો પડે જ. પણ મનુ મહારાજનો આ હુકમ ભાગ્યેજ પળાતો. અત્યારની જેમ પ્રાચીન કાળમાં પણ સ્ત્રીઓ હિસાબ કિતાબના ઠેકાણા વગરજ પોતાના પતિનાં નાણાંની વ્યવસ્થા રાખતી.

સ્ત્રીકેળવણીનો આ આદર્શ સદીઓ થયાં હિન્દમાં ઉતરી આવ્યો છે, અને એનું પાલન પણ ઘણું ખરૂં ચુસ્તપણે થયું છે. અલબત્ત દરેક નિયમની જેમ આ પ્રથાના અપવાદ રૂપ અક્ષરજ્ઞાન, સાહિત્ય વગેરે બાબતોમાં અગ્રસ્થાન ભોગવતી કેટલીક સ્ત્રીઓનાં દૃષ્ટાન્ત હિન્દના પ્રાચીન ઇતિહાસમાંથી મળી આવે છે; પણ તે અપવાદ જ છે. એ ઇતિહાસને મૂકી દઇ આપણે વીસમી

શોખની અને સગવડની કળા છે તેમ રાંધવાની અને સીવવાની કળા નથી. દરેક સ્ત્રીને રાંધતાં અને હાથેજ નહિ પરન્તુ સંચાપર સીવતાં જાણવું એ દરેક સ્ત્રીને આજે આવશ્યક છે. છતાં આપણી કન્યાશાળાઓમાં આ બે અગત્યના અને સ્ત્રીજીવનના મુખ્ય બે વિષયોપર કેટલું ધ્યાન અપાય છે? કરકસર એ સદ્‌ગુણ છે એ વાત ખરી; પણ ખરેખરી જરૂરીઆતને ભોગે કરકસર કરવી એ તો ખરેખર શ્રાપ સમાન છે. આ બાબતમાં હાલની કન્યાશાળાઓના સંચાલકો કરકસરનું બહાનું કહાડી શકે તેમ નથી. કારણ કે તેઓ ભરત ગુંથણ.શીખવવા પાછળ કયાં ઓછો ખર્ચ કરે છે? એ વિષય શીખવવાનું બંધ કરવાની આ સૂચના નથી. પણ જો એની પાછળ વધારે ખર્ચ કરવાથી બીજા તેથી વધારે અગત્યના વિષયો માટે કરકસર કરવી પડતી હોય તો જરૂર વધારે ઉપયોગી વિષયોને પહેલી પસંદગી મળવી જોઇએ. લલિત કલાઓ પણ સ્ત્રીઓને શીખવવી જરૂરી છે, એનો કોઇ ઇન્કાર નહિ કરી શકે. તે વિના સ્ત્રીઓનું અને પુરૂષોનું દમ્પતિ જીવન તદ્દન નિરસ બની જાય. પણ જીવનની મુખ્ય જરૂરીઆતો ન જાણનાર દમ્પતિનું જીવન અનેક લલિત કલાઓની આવડત છતાં ભાગ્યેજ રસમય બને છે, એ અત્યારના સમાજમાં અનેક દાખલાઓ પરથી જણાઇ આવે છે. સ્ત્રીકેળવણીના હિમાયતીઓ આ બાબતપર વધુ ચર્ચા કરી હાલની મુશ્કેલીઓના નિવારણ વાસ્તે યોગ્ય દિશામાં વધારે પ્રયત્નો કરશે. A. P.

---




[ અનુવાદકઃ—રા. રા. અંબાલાલ ડી. શુક્લ. ]

(૧)

ભુવનમોહનની પત્ની કિશોરી આજે કેટલાએ દિવસો થયાં બીમાર છે. ત્રણ ચાર દિવસ થયાં તો તેણે અન્નનો પણ ત્યાગ કર્યો છે. તેની બીમારી એકાએક આટલી બધી કેમ વધી ગઇ એ કોઇના સમજવામાં આવતું નહોતું. કિશોરી પ્રતિ તેના સાસુ–સસરાનો સ્નેહ અધિક હતો. ભુવનમોહન પણ તેને પોતાના પ્રાણ કરતાં અધિક ચાહતો હતો. આ સમયે એ કિશોરી મૃત્યુમુખમાંથી બચી શકે એમ નહિ હોવાથી પરિવારનાં બધાં માણસો વ્યગ્ર હતાં. ભુવન રાત્રિ–દિવસ પોતાની પ્રાણ–પ્રણયિનીની શય્યા પાસે તેની શુશ્રૂષા કરતો, આવશ્યકતા જણાતાં ડૉકટરને ઘેર જતો; અને ડૉકટરના કહેવા પ્રમાણે કિશોરીની પરિચર્યા કરતો.

ભુવનની ઉમ્મર લગભગ વીસ વર્ષની હતી. તે જુનાગઢની બાઉદ્દીન કૉલેજમાં અભ્યાસ કરતો હતો. પરીક્ષાની તૈયારી હતી, એવામાં ઘેરથી તેની પત્નીની માંદગીના સમાચાર આવ્યા. સમાચાર મળતાં જ ભુવનનું ચિત્ત વ્યાકૂળ થઇ ગયું. તેની મુખમુદ્રા એક ક્ષણમાં મ્લાન થઇ ગઇ. તેની ચક્ષુઓ અશ્રુજળથી ભરાઇ ગઇ. તે એકદમ ઘેર જવા તૈયાર થયો. તેનું ઘર જુનાગઢથી વીસ ગાઉ દૂર હતું. સંધ્યા સમયે તે ઘેર આવી પહોંચ્યો. ઘેર આવ્યા પછી તેણે જોયું તો તેના જીવનની સહચરી, તેના સુખદુઃખની સંગિની મૃત્યુ–શય્યા ઉપર પડી હતી. પત્નીની અવસ્થા જોઇ ભુવનનું હૃદય ધડકી ઉઠ્યું. તેના સમસ્ત આનંદ અને ઉત્સાહની ઇતિશ્રી થઇ ગઇ.

પરન્તુ વિપત્તિ આવતાં અધીર બનવું એ મનુષ્યનું કામ નથી. ભુવને મનમાં નક્કી કર્યું કે આ સમયે ગભરાઇ જવું એ ઉચિત નથી; પરન્તુ આ સમયે તેની સેવા–શુશ્રૂષા કરવી એ મારૂં કર્તવ્ય છે. એમ વિચાર કરી સમસ્ત દુશ્ચિન્તાઓનો ત્યાગ કરી તે અકલાંત ભાવથી પોતાની પત્નીની સેવા–શુશ્રૂષા કરવા લાગ્યો. તેણે વિચાર કર્યો કે, જે પ્રાણેશ્વરી મારા સુખને માટે પોતાના પ્રાણને પણ ઉત્સર્ગ કરવા પ્રસ્તુત રહેતી હતી. તેના ઉપર

આવી વિપત્તિ આવેલી જોઇ હું શાંત બેસી રહું-એ ઠીક નહિ. આ સમયે મારાથી તેની જે કંઇ સેવા બને એ મારે કરવી જોઇએ. જેવી રીતે પત્ની પુરૂષને સુખી કરવા તનમનથી પ્રયત્નશીલ રહે તેવી જ રીતે પુરૂષે સ્ત્રીને સુખી રાખવી એ શું પુરૂષનું કર્તવ્ય નથી ? જે પુરૂષ સ્ત્રીને ક્ષુદ્ર દાસીતુલ્ય સમજે છે, તે ઘણાજ નીચ હૃદયનો, સ્વાર્થી અને કુટિલ છે.

આ બધી બાબતનો વિચાર કરી ભુવન અનેક દાસ દાસીઓ, માતા અને ભગિની હોવા છતાં પણ જ્યાંસુધી પોતાનાથી બનતું ત્યાંસુધી પોતે રોગિણીની સેવા-શુશ્રુષા કરતો હતો. લોકો તેને સ્ત્રી-દેવતાનો ઉપાસક કહેતાં. પરંતુ ભુવનને તેથી મનમાં દુઃખ થવાને બદલે આનંદ થતો. કેમકે તેને પોતાના કર્તવ્યનું ભાન હતું. જે મનુષ્ય કર્તવ્યપાલનમાં તત્પર છે, તે લોકોના નિંદાવાદ કિંવા પ્રશંસાવાદની પરવા કરતો નથી.

કાળની ગતિ કોઇની અપેક્ષા નથી કરતી. ગમે એટલા પ્રયત્નો કરો પણ કાળની ગતિ રોકી શકાતી નથી. કાળચક્ર સર્વદા ફર્યા જ કરે છે. એ નિયમ પ્રમાણે પંદર દિવસનો સમય જોતજોતામાં પસાર થઇ ગયો. પરન્તુ આ પંદર દિવસમાં કિશોરીની તબીયતમાં કંઇ પણ સુધારો થયો નહિ. બધી ઔષધિઓ વ્યર્થ ગઇ. કોઇ ઔષધિથી ફાયદો થયો નહિ. રોગ દિવસે દિવસે વધતો ગયો.

એક દિવસ ભુવનમોહન પોતાના અભ્યાસગૃહમાં માથું નીચું કરી ગાલ ઉપર હાથનો ટેકો રાખી મહાન્ ચિંતામાં બેઠો હતો. પ્રાણોપમા પત્નીની અવસ્થા જ તેની બધી ચિંતાઓનું મૂળ હતું, એ પાઠકોને કહેવાની જરૂર નથી. તે એકી નજરે પૃથ્વી માતાની તરફ જોઇ રહ્યો હતો. કયા ભાગ્યદોષથી કિશોરી જેવી સરલહૃદયની, નિષ્કલંક ચરિત્રવાળી, સાધવી સ્ત્રી આવા સંકટમાં પડી છે, એ તેના સમજવામાં આવતું નહોતું. ક્યારે કરેલું કર્મનું ફળ મનુષ્યને ક્યારે અને કેવી રીતે ભોગવવું પડે છે, એ કોણ જાણી શકે એમ છે ?

ભુવન હજી પણ બેઠો હતો. એવામાં તેના અભ્યાસગૃહનું દ્વાર ઉઘાડી ભીષણ આર્તનાદ કરતી એક બાર વર્ષની બાલિકા તેની પાસે આવી. આ બાલિકા ભુવનની બ્હેન હતી. ઈન્દુમતીને સહસા આ પ્રમાણે રડતી જોઇ ભુવનના બધા વિચારો અદૃશ્ય થઇ ગયા. કેટલીક ક્ષણ સુધી તે કંઇ પણ બોલી શક્યો નહિ. જાણે કે તેની વાક્શક્તિનું કોઇએ હરણ

કર્યું હોયના ! જ્યારે ભુવનનો અવાજ ખૂલ્યો, ત્યારે તેણે પૂછ્યું—" શું થયું છે ? બ્હેન ! શું થયું છે ? ઇન્દુ ! તું આમ કેમ રડે છે ?"

પરન્તુ ઇન્દુ કેવળ " ભાઇ ! ભાઇ ! " એટલું કહીને રડવા લાગી. તેના મુખમાંથી બીજો ઉચ્ચાર બહાર આવ્યો નહિ. આ જોઇ ભુવનની આંખો પણ અશ્રુથી ભરાઇ ગઇ. ઘરની અંદર તેની માતાનું રૂદન અને સાથે સાથે કેટલીક બીજી સ્ત્રીઓનો હાહાકાર સાંભળી ભુવન સમજી ગયો કે તેનું કિસ્મત ફુટી ગયું ! તે ઘરની અંદર આવ્યો. ત્યાં આવી જોયું તો કિશોરીની શય્યાને ઘેરી અનેક સ્ત્રીઓ રડતી બેઠી હતી. પાસે ઉભેલા ડૉક્ટર રઘુનાથરાવ વારંવાર તેમને શાંત કરવા વ્યર્થ પ્રયત્ન કરતા હતા. એ ખંડની અંદર પ્રવેશ કરતાં જ ભુવને પૂછ્યું:–" ડૉકટર સાહેબ ! કંઇ આશા જેવું છે કે નહિ ?"

" ભુવનભાઇ ! " ડૉકટરે કહ્યું:–" હવે જીવનની આશા રાખવી વ્યર્થ છે. કિન્તુ હા, જ્યાં સુધી શ્વાસ ત્યાં સુધી આશા. હજી શરીરમાં જીવ છે."

આ સમયે કિશોરીએ આંખ ઉઘાડી. તેની હરિણીના જેવી આંખો જોતાં આ સમયે આનંદને બદલે ભય ઉત્પન્ન થતો હતો. જે પ્યારી આંખોને જોતાં ચિત્તમાં શ્રદ્ધા, ભક્તિ અને પ્રીતિની ત્રિવેણી વહેતી હતી, આજે તે જ ઉંડી ગયેલી આંખો પ્રતિ દૃષ્ટિ કરતાં હૃદયમાં ભયનો સંચાર થતો હતો. કાળ તારી બલિહારી છે !

કિશોરીની આંખ ઉઘડેલી જોઇ ભુવન તેની પાસે આવી શોકાતુર સ્વરે બોલ્યો:–" પ્રિયતમે ! શું તું એકલી મારી મોહ-માયાનો ત્યાગ કરી મને આ સંસારસમુદ્રમાં એકલો મૂકી ચાલી જઇશ ? કિશોરી ! મેં તારો શું અપરાધ કર્યો છે ? "

દીવો બુઝાતા પહેલાં એકવાર અત્યંત પ્રકાશ આપે છે, તેમ કિશોરી-નો નિર્વાણોન્મુખ જીવન-દીપ પણ બુઝાતા પહેલાં એક વાર પ્રકાશી ઉઠયો. ભુવનની એ પ્રેમરસની શોકપૂર્ણ વાત સાંભળી આ મુમુર્ષુદશામાં પણ કિશોરીના મુખ ઉપર હાસ્યની આછી લહેરી જોવામાં આવી. એ સમયે તેની સુષુપ્તપ્રાયઃ શક્તિ કોણ જાણે ક્યાંથી પાછી આવી. તે સાહસ કરી બોલી:–" આ બધી ભીડ જોઇ મારો જીવ ગભરાઇ જાય છે. આપ બધા અહીંથી બહાર જાઓ તો જતાં જતાં બે ચાર વાતો કરી લઉં."

૨—બાલ્યાવસ્થામાં કદિએ વિવાહ કરવો નહિ. જેમ કુમળાં ઝાડપર ફળ થતાં નથી ને કવચિત્ થાય છે તો તે ઝાડ નમી પડે છે, કિંવા કરમાઇ જાય છે, તેમ બાલ્યાવસ્થામાં જ બાળક થવાથી માતપિતાની દેહ કચડાઇ જાય છે. અને વધારામાં બાળકો જેટલાં તંદુરસ્ત જન્મવાં જોઇએ એટલા પ્રમાણમાં જન્મતાં નથી. અને તેના પરિણામમાં બાળકો જન્મતાં સાથે કિંવા બે કે ત્રણ માસમાં જ મૃત્યુને વશ થાય છે. માટે બાળહિત માટે પ્રથમ જરૂરનું એ છે કે બાલ્યાવસ્થામાં લગ્ન કરવાથી દૂર રહેવું.

૩—સગા સ્નેહીમાં કદિએ વિવાહ કરવા નહિ. કારણ કુટુંબીમાં લગ્ન કરવાથી જો તે દેહે દુઃખી હોય તો તે રોગ કિંવા દુઃખ તેનાં બાળકોને તો શું પણ વંશપરંપરા ચાલ્યા જ કરે છે. હિંદુ પ્રજામાં આમ વિવાહ કરતા નથી એ રિવાજ ખરેખર એક રીતે પસંદ કરવા જોગ છે. પરંતુ પારસીઓમાં, ખ્રીસ્તીઓમાં ને મહોમેદનમાં કુટુંબીઓમાં વિવાહ કરવાનો રિવાજ છે. એ વિશે જો વિચાર ચલાવી એ ત્રણે કોમ એક સંપ કરી સગાં સ્નેહીઓમાં વિવાહ કરવા છોકરા છોકરી ન આપે તો બાળહિતાર્થે આ એક ઉત્તમ પગલું ભરેલું દેખાશે.

૪—લગ્નની વેળા યા તે આગમચ સંભાળવાનું એ છે કે પરણતાં જોડાંની ઉમરમાં ઘણો તફાવત હોવો જોઇએ નહિ. પચાસની ભરતી ભરાયલા વૃદ્ધ પુરૂષની સાથે પંદર કે વીસ વર્ષની કુમારિકાના વિવાહ કરવાથી બાળક અવતરતાં જ નથી. ઘણી વેળા આપણે તો આજે જોઇએ છીએ કે એકાદ મરદ શ્રીમંત હોય તો તેની ઉમર વધારે હોય તો પણ કેવળ પૈસાની લાલચે ફક્ત પોતાનું જ ભલું ઇચ્છી પોતાના ભવિષ્યના બાળકનું હિત હૃદે ધરતાં નથી.

ઉપલા ચાર કાનુનો મુજબ હાલની માતાઓ પોતાનું વર્તન રાખશે તો બાળમરણો દિનપ્રતિદિન ઓછાં થશે જ!

પિતા ને માતા બન્ને જો તંદુરસ્ત હોય તો બાળક પણ તંદુરસ્ત જ હોય. પરંતુ એને બદલે જો એ બન્નેમાંથી એક પણ નબળું હોય તો બાળક કમજોર-કમતાકાદવાળું જન્મે છે. અશક્ત માબાપોનાં છોકરાં પણ અશક્ત જ આવે છે. ટુંકમાં એમ કહીએ તો પણ ચાલે કે માબાપોમાં જે જે દુર્ગુણો કે ખામીઓ હોય છે એ બાળકોને વારસામાં મળે છે. આજે આપણને અફસોસ માત્ર એટલો જ લાગે છે કે માબાપોને પોતાની

ભૂલને લીધે, જે શિક્ષા પોતે ખમવી જોઈએ તે તેમનાં સંતાનોને ખમવી પડે છે.

ઘરમાં કુતરાં, મરઘાં, બતકાં ને ગાય, બળદ, ઘોડા વિગેરે પાળવા આપણે તંદુરસ્ત જોડાં શોધીએ છીએ, ત્યારે એક માણસે સ્ત્રી પસંદ કરવામાં યા સ્ત્રીએ ભરથાર પસંદ કરવામાં શા માટે બેદરકારી વાપરવી જોઇએ ? જો પરણતાં જોડાં માંહેલું એક પણ અશક્ત હોય તો તુરતો તુરત તેવાં લગ્ન અટકાવવાં. પરંતુ એવા સંબંધથી બાળમરણ વધે છે એ જ્યાંસુધી તેઓ સમજે નહિ ત્યાંસુધી એમ બનવું અતિ કઠણ છે. ઘણું કરીને એવું કહેવાય છે કે " વડ તેવા ટેટા ને બાપ તેવા બેટા " યાને માબાપ તેવાં સંતાન ! અને ખરેખર તેમ આપણે જોઇએ છીએ જ.!!!

**માબાપની તંદુરસ્તી અને ગુણદોષ ઉપરજ બાળબચ્ચાંની તંદુરસ્તીનો આધાર રહે છે.** સ્ત્રી ને પૂરુષ પોતાની નાની વયમાંજ માબાપનું પદ ધારણ કરે તો તેથી જન્મેલાં બાળકમાં તેના તરફથી મળેલાં ગુણો ઘણીજ અધુરી સ્થિતિમાં જોવામાં આવેછે. પરંતુ એને બદલે પુખ્ત ઉમરે પહોંચેલાં માબાપોનાં સંતાનો ઘણા તંદુરસ્ત નિવડે છે. આ બાબદ તો ખરીજ છે કે ફુટતી જુવાનીવાળો પુરુષ પોતાનાં બાળકને પુરેપુરૂં જીવન આપી શકતો નથી. આ નિયમાનુસાર બાર તેર વર્ષની બાળકી નાના અશક્ત બાળકનો જન્મ આપે એમાં શી નવાઇ ?

દુનીઆદારીનાં સઘળાં સુખનો આધાર કેવળ લગ્ન ઉપરજ છે. ખરી લગ્નની સ્થિતિ એ દુનીઆમાં સૌથી સરસ સુખની સ્થિતિ છે. લગ્નથી જોડાયા પછી બન્ને જણને એક બીજા પ્રત્યે પવિત્ર પ્રેમ હોય તેનું પરિણામ જુદુંજ આવે છે. પણ ઓ ! આવા પવિત્ર પ્રેમને સમજે છે જ કોણ ! પતિ પસંદ કરવામાં સ્ત્રીઓએ ઘણી બાબદો લક્ષમાં લેવાની છે. જેમ સ્ત્રી પુરુષો પોતાના સુખાર્થે પરણે છે એમ જો પોતાના ભવિષ્યનાં બાળકોનાં પણ હિતાર્થે પરણતાં હોય તો એ કેવું આનંદદાયક ? આજે આપણે વિવાહની સરતો બહુ હાસ્યસરખી જોઇએ છીએ. પુરુષ સ્ત્રીને તેનું રૂપ અને પૈસા જોઇને અને સ્ત્રી પુરૂષનું રૂપ ને શ્રીમંતાઈ જોઇને પસંદ કરે છે. એમ કરવામાં લગ્નની ખરી કસોટીથી તેઓ વેગળાં જઇ કેવળ પોતાના સ્વાર્થ સાધવા પરણી એક બને છે.

ઇશ્વર કૃપાથી એ પછી સ્ત્રીને હમેશ રહે છે. આ હમેશ દરમ્યાન સ્ત્રીઓએ પોતાના બાળકનું હિત સાધવા માટે ઘણાજ સખત કાયદાઓ

અમલમાં મૂકવાના છે. હમેલ રહ્યા પછી પાંચમા માસે બાળકમાં જીવ આવે છે એમ તબીબી વિદ્યા કહે છે. અને ખરેખર ત્યારથી સ્ત્રીઓએ પોતે પોતાની તંદુરસ્તી (Heatth) તપાસવા ઉપરાંત વિચાર, વચન અને કામ પણ મજબુત રાખવાના છે. એ માસથીજ બાળક સારૂં અવતરે તે માટે માતાઓએ સુંદર ચિત્રો જોવાં જોઇએ. કારણ આગળ વાંચી ગયા તે મુજબ પાંચમા મહીના પછી બાળકનું મગજ ખીલવા માંડે છે. માટે માતાઓએ ખૂબ સંભાળથી પોતાનું વર્તન રાખવું અવશ્યનું છે. બાળકો સારાં અવતરવા સારાં સારાં ગ્રંથોનો અભ્યાસ કરવો જોઇએ. મહાન માણસોનાં જીવનચરિત્રો વાંચવાં જોઈએ. એમ કરવાથી બાળકના મનનું કૌવત વધે છે. જો માતા પોતાના બાળકને ઉત્તમ બનાવવા ચાહતી હોય તો કિંવા તેને નમુનેદાર વક્તા યા લેખક બનાવવા ચાહતી હોય તો તેવા ગ્રંથો વાંચવા ને સુશીલ સારાં લેક્ચરો સાંભળવાં જોઇએ. જો માતા પોતાના બાળકને ઉત્તમ ચિત્રકાર કરવા ચાહતી હોય તો તેણીએ પોતે ચિત્ર દોરવાની કોશીષ કરવી જોઇએ. ટુંકામાં જે જે બાબતમાં માતા પોતે પોતાના બાળકને ઉત્તમ બનાવવા ચાહતી હોય તે તે ચીજોમાં તેણીએ મન પરોવવું જોઇએ.

**બાળકોનું મરણ પ્રમાણ અટકાવવા માબાપો રોગી હોવાં જોઈએ નહિ,** તેમ ખરાબ સોબતમાં સપડાયલા મરદો સાથે પણ લગ્ન કરવાં જોઇએ નહિ. કારણ એ સોબતથી જે ભયંકર રોગથી તેઓ પિડાય છે તે રોગ બાળકોમાં પણ ઉતરે છે. અને આથી બાળકો ઘણી વખતે આંધળાં, આંખની ખામી વાળાં, કુજરાં કાંવાં બળીયેલ ને ક્રુર સ્વભાવના, હાથ પગ ને મ્હોના છેકછાક વિનાના, બકબકીઆ, દાંત હોઠ તાળવું ને જીભની કસર ધરાવનારા, કોઇ વાર બહેરાં, ગાંડાં ને કદરૂપાં અવતરે છે. અને આ કારણોથીજ ભવિષ્યના બાળકને બચાવવા માતાઓએ તેમનું હીત હૈડે ધરી ગર્ભ રહ્યા પછી વૈદકશાસ્ત્રમાં જે જે કાનુનો બતાવ્યા છે એ બધા પરિપૂર્ણ પાળવા જોઇએ. તેમ જાળવવાથી બાળકોના મરણનું પ્રમાણ તો ઘટશે. પણ જે જે ખામીવાળાં તેઓ અવતરે છે એ પણ દૂર થશે. બાળક જ્યારે ગર્ભમાં હોય છે, ત્યારે જે અસર માતા પર થાય છે, એ અસર ગર્ભમાં રહેલ બાળક પર પણ થાય છે. દાખલા તરીકે માતાનું માથું દુઃખે તો તેનું દુઃખે. તેને તાવ આવે તો બાળકને જ ગોયા તાવ આવે ! માટે બાળક સારી રીતે રહે એટલા માટે ગર્ભ વેળા જે જે નિયમો પાળવાના છે એ થોડા વખત દુઃખ સહીને પાળવાજ જોઇએ. બાળહિત માટેનો આ પ્રથમ માર્ગ છે. જ્યારે આ પ્રમાણે હિંદની સ્ત્રીઓ કરતાં શીખશે, ત્યારેજ બાળકો સુંદર ને તંદુરસ્ત અવતરશે.

બાળકો સારાં તંદુરસ્ત આવે એ માટે તેમના લાભાર્થેનો બીજો માર્ગ સુવાવડી સ્થિતિમાં તેમનું ઘટીત જતન કરવાનો છે. માતાના ગર્ભની ગરમી કરતાં બહારની હવા ઘણી શીતળ હોય છે. અને તે સબબે બાળકોની માંહે હવા પ્રવેશ થઇ તે બિમાર પડી જાય છે. જન્મ થયા કેડે બાળકને ધાવણ આપતી વેળા પણ ઘણું યાદ રાખવાનું છે. બાળકને ધાવણ આપતી વેળા જે તે દૂધ એંચે એ પણ શુદ્ધ હોવું જોઈએ. અને તે શુદ્ધ રાખવા કેવળ સારો ખોરાકજ નહિ પરંતુ મનસા, વાચા ને કર્મણા વટીક સારાં રાખવાનાં છે. જો તેમ કરવામાં ન આવે તો માતાના સારા નઠારા ગુણ દૂધ મારફતે પણ બાળકમાં ઉતરે છે. ઇંગ્લાંડનો મહાન વિદ્વાન હબસ તેના માટે કહે છે કે તેની માતા ધાવણ વેળા ગંભીર થઇ બેસતી ને આ સબબે હબસ વયે પહોંચતાં ગંભીર જ નિકળ્યો. તેજ મિસાલ વળી જેમ્સની જનેતા મેરી માટે પણ કહે છે કે તે ધવડાવતી વેળા ઘણી ચિંતાતુર રહેતી. અને તેથી જેમ્સ એટલો બધો બ્હીકણ નિકળ્યો કે તેની સમક્ષ કોઇ તરવાર દેખાડવા વટીક કાઢે તો તે ઘણોજ બ્હીતો !

હિંદમાં સુવાવડ દરમ્યાન કરવામાં આવતી વ્યવસ્થા બહુ થોડી છે. હાલમાં એ બાબે સુવાવડખાનાં નીકળ્યાં છે, પરંતુ તે પશ્ચીમ દેશની બરોબરી તો કરી ન જ શકે ! પરંતુ સામાન્ય દૃષ્ટીએ ઘરના કરતાં સુવાવડખાનું ઘણું શ્રેષ્ઠ છે; હિંદમાં લોકો ઘણાં ગરિબ છે અને એ કારણે બહુ દ્રામ આપી તેઓ એવાં સ્થળે જઇ શકતાં નથી અને ઘરમાંજ પોતાનો બંદોબસ્ત કરે છે. ઘરમાં સુવાવડ કરનારી માતાઓએ પોતાનું તે સ્થળ બની શકે તેમ ચોખ્ખું રાખવું જોઇએ. કારણ જે સમયે બાળકનો જન્મ થાય એ વેળા તે ઘણુંજ નબળું હોવાથી રહેઠાણમાં જરાએ ખામી રહેવાથી તે બિમારીને વશ થાય છે. આથી માતા ને બાળક બન્ને ઘણી વાર મૃત્યુને આધિન થાય છે. જેઓ ઘરમાં સુવાવડ થાય છે એમને છુટતી વેળા તે ઓરડો ચોદિશથી બંધ રાખવામાં આવે છે. આ એક ધિક્કારવા જેવો રિવાજ છે. એથી માતા ને બાળક બન્નેને ગંભીર ઇજા થાય છે ને હજારો માર્યા જાય છે. માટે જેમ બને તેમ આ રસમ દૂર કરવા જાહેર ભાષણો, લેખો ને હેન્ડબીલો બહાર પાડી હિંદને વાકેફ કરવો જોઇએ. મનુષ્યની સુખાકારી અર્થે હવા તો પ્રથમ જોઇએ. ત્યારે હવા જે જીવન છે, એજ જીવનને બારી બારણાં બંધ કરી અટકાવીયે તો દોષ કોણ શો ? " કલકત્તાના કારાગૃહ " વિષેની વાત તો જાણીતી છે. જેમાં સપડાવલાં સઘળાં મનુષ્યો હવા વિના ત્રાસદાયક રીતે મરણ પામ્યાં હતાં, ત્યારે હવે

જુઓ, કે હવા વિના તંદુરસ્ત પહેલવાની માણસ મરણ પામે, તો બાળક જે બિચારૂં તદ્દન નબળું છે એ કેમ જીવી શકે ? માટે જેમ બને એમ તે સુવાવડીના રૂમમાં હવા આવ જાવ થવા દેવી જોઇએ. વળી તે ઓરડો ભિનાશથી હવાયલો ન રહે એ માટે ચાલુ સગડીમાં દેવતા રાખી તાપ રાખવો જોઈએ. તેમ વળી તે ઓરડો સાવરણીથી પણ ન વાળવો જોઇએ. કેમકે તેમ કરવાથી ધૂળનાં ઝીણાં રજકણ બાળકમાં પ્રવેશ થવાથી તે બિમાર થઇ જાય છે.

બાળક સારી રીતે રહે એ માટે કેવળ તેનીજ માવજત કરી સામાએ નચિંત બેસવાનું નથી. કેમકે તેની માતાનું દૂધ જે તેનું જીવન છે એ દૂધ બરાબર આવે એ માટે માતાની બરાબર માવજત કરવી જોઇએ. બાળકની સારી તંદુરસ્તીનો આધાર તેની માતા પર છે, માટે માતાને પ્રથમ સુખ આપવું એ અતિ જરૂરનું છે. તબીબી વિદ્યા પ્રમાણે સુવાવડના પ્રથમના પંદર દિવસ સુવાવડી માતાના ઘણા જોખમ ભરેલા ગણાય છે. એ દિવસો દરમ્યાન માતાએ પોતાના ભલાયેં ઘણી ઉઠવેઠ ન કરવી ને સૂતાં સૂતાં જ હરેક કામ કરવું અવશ્યનું છે. માતાના રોગીષ્ટ શરીરે બાળકો પણ રોગીષ્ટ જ ભવિષ્યમાં થાય છે. કેમકે તુરતનાં જન્મેલાં બાળકનું શરીર અતિ દુર્બળ હોઇ જરાપણ વધારે ટાઢ યા ગરમી લાગવાથી તેને અચેતપણું જણાય છે ને તેથી તે રૂવે છે. આમ રડતું જોઇ આપણે તે અમસ્તું રડે છે એમ માની તેની આગળ ભિન્ન ભિન્ન પ્રકારની રમતો કરી છીએ. પરંતુ જાણવું અવશ્યનું છે કે, બાળકો કદિ ખાલી રડતાં નથી. માટે એવી વેળા તેને માટે ઘટતું કરવા ઉપાયો યોજવા જોઇએ. ઈશ્વરે બાળકમાં રડવાની આ એક ખૂબી પેદા કરી છે. જો તેમ ન રડત તો એ બિચારાં બાળકનું રક્ષણ શી રીતે થાત ! એ સંભારવું બિકટ છે.

**બાળક રડે છે એટલે આપણને કંટાળો આવે છે; પરંતુ રડવામાં બાળકોનું ઘણું હિત સમાયેલું** છે. તેના રોવાથી શરીરનું લોહી સ્વચ્છ બની આખા શરીરમાં ફરે છે, અને ફેફસાં જે સંકોચાયલાં હોય છે તે છુટાં પડે છે. મોટી વયના માણસો કરતાં બાળકોની નાડી ને ફેફસાં ઘણાં જલદી ચાલે છે. આ કારણે આપણે તેને ગરમીથી વધારે ભૂજાયલું જોઇ તાવ આવ્યો કરી ઓડનું ચોડ કરીએ છીએ. પરંતુ બાળકોના બાબમાં આ કુદરતી છે. જેમ જેમ તે વયમાં વધતું જશે તેમ તેમ તેની નાડી ચાલતી ધીમી પડશે. માટે માતાઓએ સાવચેત રહેવું જોઇએ. જો તેને તાવ હોય તો અધિક ગરમી લાગે છે. માટે એ બંને ગરમીનું તોલ કરતાં શીખવું જોઇએ.

નાનાં બાળકોની શારીરિક માવજતના હુન્નરમાં હિંદનાં માબાપો અને જનસમાજ કેટલો અજ્ઞાન છે, એ તો બચ્ચાંઓનાં થતાં મરણ પ્રમાણ ઉપરથી જ આંકી શકાય છે. બાળકોની યોગ્ય સંભાળ બાલ્યાવસ્થાથી જ થવાની જરૂર છે. બાળકોને કાબેલ ડૉક્ટરોની જરૂર હોવા છતાં ઘરનું ઔષધ કરવાથી કેટલીક વાર બાળક મરણ પામે છે. કીવા બાલ્યાવસ્થામાં જ લગન પછી થયલાં ને અધુરે માસે અવતરેલાં એવાં ઘણાં બાળકો મરણ પામે છે.

અલબત, આમાં તો શક નથી જ કે બાળકોનું મરણ પ્રમાણ કેવળ માતાઓની અજ્ઞાનતાને જ આભારી છે. હિંદમાં એવી અજ્ઞાનતા, બાળકોને ઉછેરવાની ખામીઓ અને બેદરકારી ખૂણે ખાંચરે શોધવા જવું પડે એમ નથી. કેમકે જ્યાં ત્યાં એવાં દૃષ્ટાંતો ડગલે ને પગલે તમારા દિઠામાં જ આવશે. બાળકોને ઉત્તમ રીતે શી રીતે ઉછેરવાં એ વિષેની કેળવણી માતાપદ ધારણ કરનારી માતાઓને જો વિવાહ થવા આગમચ કુંવારી સ્થિતિમાં આપવામાં આવે તો બેશક બાળકોના હિતાર્થે આ પગલું શુભ જ લેખાશે. એથી ઘણાં બાળકોનો ફોકટ નાશ થતો અટકશે, અને બિચારા અસંખ્ય નિર્દોષ બાળકોના અકાળ મૃત્યુનો ભોગ થતાં પણ અટકશે. આ માટે—બાળકોને ઉછેરવાની તાલીમ આપવા માટે—સ્થળે સ્થળે "બાળકોને ઉછેરવા માટેના શિક્ષણ વર્ગો" સ્થાપવા જોઇએ ને કાંઇપણ ફી રાખ્યા વિના સ્ત્રીઓને એ વિષેનું બારિક જ્ઞાન સાથ અવલોકન કાબેલ ડૉક્ટરોના હાથ હેઠળ અપાવું જોઇએ. તો જ હિંદમાંથી બાળમરણનું પ્રમાણ અટકશે, અને સુવાવડને પ્રસંગે સ્ત્રીઓ જ ઘરની સલાહ એક બીજાને આપશે. તો ખચીત જ બાળકોનું હિત સચવાશે, તેઓ તંદુરસ્ત ને ખામી વિનાનાં અવતરશે.

ઘણાં બાળકો ઓચિંતાં મરણ પામે છે આનું કારણ હવાની ગેરહાજરી છે. આપણા દેશમાં જે ઘરમાં પ્રસૂતાની સુવાવડ કરવાનું હોય છે તે ઘરમાં કોઇ ઠેકાણેથી પવન આવે એવું જાળીઉં પણ હોય તો તે માટે સજ્જડ પ્રતિબંધ કરવામાં આવે છે. અધુરામાં પુરૂં તેમાં બળતી સગડી શેક માટે રાખવામાં આવે છે. આખી રાત દિવો રાખવામાં આવે છે ને મળમૂત્ર પણ ત્યાં જ કરાવવામાં આવે છે, એટલે ત્યાં ન મળે હવા કે ન મળે સૂર્યનો પ્રકાશ; એવી અંધારી ઓરડીમાં રહેવાથી હવામાં ઝેરનો પ્રચાર થઇ શરીરમાં પ્રવેશ થાય એમાં નવાઇ શી?

નાનું બાળક ગમે તે કારણથી રડી માતાને ત્રાસ આપે તો તે, ત્રાસ દૂર કરવા કીવા તે નિદ્રાવશ થાય એ માટે માતાઓ બાળાગોળી ને અફીણનું સેવન કરાવે છે. એવું બંધાણ રોજીંદું એક વારનું, કોઇને બે વારનું તો

કોઇને એથી વધારે વખતનું પણ હોય છે. એ પ્રમાણે બાળાગોળી રૂપી ઝેર આપ્યાનું પરિણામ છેવટે એ આવે છે કે તે ઘેનમાં મરી જાય છે. યઃ જીવે છે તો ભવિષ્યમાં કોઈને કોઇ દુઃખ દરદે પિડાય છે.

બિમાર બાળકને જોઇને સગાં સ્નેહી કે ડોશાં-ડગરાં કહ્યાં કરે છે કે ફલાણા ફલાણા બાળકને આમ થયું હતું, ત્યારે તેને ફલાણું ઢીકણું ઓસડ આપવાથી સારૂં થયું હતું. ભોળાં માબાપો—ખાસ કરીને અજ્ઞાન માતાઓ તેમ ઘણીવાર કરે છે. પરંતુ એ માટેનો સારો માર્ગ એ જ છે કે જો તેવી દવા તમને ફાયદાકારક લાગતી હોય તો પ્રથમ ડૉક્ટરને બતાવી તેની સલાહ પૂછવી જોઇએ. બાળકોને દવા આપવાની બાબતમાં ઘણી જ ભુંડી નાપસંદ કરવા જોગ રિવાજ, ટેવ કેટલેક સ્થળે જોવામાં આવે છે, કે તેને માટે ડૉક્ટરની દવા આવતી હોય છતાં પાડોશી કે સામાના કહેવા મુજબ તે દવા ઢોળી નાખી ઘરગતુ દવા કરે છે. આ પ્રમાણે થવાથી કોઇ વાર વળી એવોબી પ્રસંગ આવી જાય છે કે બન્ને દવા એકત્ર મળવાથી કાંઇ જુદું જ પરિણામ આવે!

ઘણી વેળા બાળકો જન્મથી જ દુઃખી અવતરે છે.' આમાં પણ માત પિતાનો જ દોષ છે. કારણ સાધારણ રીતે માતા-પિતા જે રોગથી પિડાય છે, તે જ રોગથી ઘણું કરી બાળકો પણ પિડાય છે. જેને "ઓધે ઉતર્યું" કહે છે. કેવળ બાપદાદાનો રોગ જ ઓઘે ઉતરતો નથી પરંતુ તેમનો ધંધો, અક્કલ, આવડત, ડહાપણ, ચાલાકી, યુક્તિ તેમજ સારો, માયાળુ, ક્રોધી, હઠીલો ને દારૂડીયો વિગેરે વિગેરે ખાસીયતો પણ ઉતરે છે. અમુક કોમમાં અમુક પ્રકારની કુનેહ, કુશળતા કે કાબેલીયત કીંવા રાજદ્વારી રીતીઓ ચાલી આવે છે એ પ્રમાણે અમુક કોમ કે વ્યક્તિના અમુક ગુણ દોષ તેની ઓલાદમાં ઉતરે છે, તેમ એક પ્રજાની અમુક ખાસીયત પણ ઉત્તરોત્તર તેના વારસામાં ઉતરી આવે છે. માટે તમારાં બાળકોનું જો હિત હૈડે ધરતાં હો, તેમના મરણ પ્રમાણો તમો ઓછાં કરવા તત્પર હો, તેમને ખુબસુરત, લાંબા આયુષ્યવાળાં અને તંદુરસ્ત જોવા જો ઉલટમંદ જ હો તો પ્રથમ માત પિતાએ સુધરવું જોઇએ. કેમકે ઘણું કરીને જેવાં માબાપ તેવાં બાળક અવતરે છે.

બાળક, અહા! મીઠું—કેવું મધુરૂં નામ! ખરેખર બચપણ એજ બહેસ્ત કહે છે, એ વાજબી જ છે. બાળક એ પ્યારની મૂર્તિ, આનંદનો અખૂટ ઝરો તે ઘરનું અમુલ રત્ન છે. બાળક એ જ માત પિતાની મીઠી

મોઝ છે, મગરૂરી છે, દોલત છે, દુન્યા છે, ઉમેદ ને દિલાસો છે. તેનાં દાલા દાલા પ્રેમમય વચનો સાંભળી માત પિતા પોતાનાં દુઃખ વિસારી મેલે છે. એવું આનંદસ્વરૂપ નાનકડું બાળક જેણે આ જગતના છળની, કળની, કૂડની, કીનાની, માયાની, મોહની કે ફીકર ચિંતાની પણ સ્વપ્ને વડીક ખબર નથી, જે કોઇનું બુરૂં ઇચ્છતું પણ નથી, જેને મનથી ધૂળ ને પૈસા, ઘી ને ખૉળ સરખો જ છે; જે પ્યારનું ભૂખ્યું તરસ્યું છે, જે ફીરિસ્તાઇ ખસલતનું છે, તેને ચુંબન કરીને હૃદયમાં સંતોષાનંદ કોને નહિ સ્ફુરે?

# સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર

જુના વખતથી લોકોની એવી ધારણા છે, કે સ્ત્રીઓ પુરુષથી ઉતરતી છે. પરંતુ પાશ્ચાત્ય દેશોનો સ્રીસમાજ આ પ્રાચીન ધારણાનું ઉચ્છેદન કરવા માટે તૈયાર છે, અને એમાં તે થોડે ઘણે અંશે સફળ પણ થયો છે. હાલમાં ઇંગ્લાંડમાંની એરીંગક્રાસ હોસ્પીટલ મેડીકલ સ્કૂલમાં ઉંચે નંબરે પાસ થએલાં વિદ્યાર્થીઓને જે ઇનામો આપવામાં આવ્યાં છે, તેમાંનાં ૭ ઇનામ મિસ મેરી જોઇ આર્ટનને મળેલાં છે. એ ઉપરાંત બે સર્ટિફિકેટો પણ તેને મળેલાં છે. આ સ્કૂલમાં કુલ સોળ ઇનામો છે. તેમાંથી આઠ જતાં બાકી રહેલાં આઠમાંથી ત્રણ મિસ ગ્રેરોલીન મેરીબ્રાઉન નામની બાળાને મળેલાં છે, બાકીનાં પાંચ પુરુષોને મળેલાં છે. આ ઉપરથી સિદ્ધ થાય છે, કે સ્ત્રીઓ ભણવામાં પુરુષો કરતાં કોઇરીતે ઉતરતી નથી.

ઇંગ્લાંડમાં સ્રીઓ સિવિલસર્વિસમાં દાખલ થઈ શકે છે, પરંતુ તેમને પુરુષોના જેવા અધિકાર આપવામાં આવતા નથી. યુનાઇટેડ સ્ટેટ્સમાં સ્રીઓ મેજિસ્ટ્રેટ તથા કલેક્ટર પણ બની શકે છે. ત્રણ વર્ષ પછી ઈંગ્લાંડમાં પણ તેમ થશે. આ ઉપરથી એમ જણાય છે કે ઇંગ્લાંડમાં પુરુષોના જેવા અધિકાર સ્રીઓને પણ ધીમે ધીમે મળતા જાય છે.

થોડા વખત પહેલાં લંડનમાં કેંકસટન હોલમાં વાઈકાઉન્ટ આસ્ટરે ભાષ્યાન આપ્યું હતું, તેમાં કહ્યું હતું કે "સ્ત્રીપોલીસદળ"ની ઉત્પત્તિનું કાર્ય સફળ થઇ ગયું છે. એની પરીક્ષા લેવાની જરૂર નથી. સ્રીપોલીસદળ ઉભું કરવા માટે ઇંગ્લાંડમાં મિસ ડામરલાસને સને ૧૯૧૪ માં "વિમેન્સ-પુલીસ સર્વિસ" નામની સંસ્થા ખોલી હતી. આમાં પહેલવહેલું નામ લખાવનાર અને કમાન્ડર બનનારનું નામ એલેન હતું. આ સંસ્થાએ

પોલીસદળ તૈયાર કરવા માટે ચાલીસ હજાર પૌંડ એકઠા કરેલા છે. અત્યાર સુધીમાં ૧૫૦૦ સ્ત્રીઓને પોલીસની તમામ કેળવણી આપી દીધી છે. જે વખતે આ સંસ્થાની સ્થાપના થઇ હતી, ત્યારે ૫૦૦ સ્ત્રીઓનું દળ તૈયાર હતું.

સ્ત્રીપોલીસદળની બાબતમાં અમેરિકા ઇંગ્લાંડ કરતાં આગળ છે. અમેરિકામાં પ્રથમ લાસ એંગલિસ નામના શહેરમાં સ્ત્રી પોલીસ દળની સ્થાપના થઇ હતી. હાલમાં ૩૦ શહેરમાં આવી સંસ્થાઓ છે. આ સંસ્થા સામે પ્રથમ ન્યુયોર્ક અને સિનસિનાટીમાં વાંધો ઉઠાવવામાં આવ્યો હતો. પરંતુ ન્યુયોર્કમાં પણ ૧૯૧૫ માં તેની સ્થાપના કરવામાં આવી. ત્યાં એક એવું સ્ટેશન છે કે જ્યાં તમામ હોદ્દાપર સ્ત્રીઓજ છે.

સ્વીડનમાં સ્ત્રીઓની ઉન્નતિ મંદ નથી, પણ વખાણવા લાયક છે; કારણ સ્વીડનની પાર્લામેન્ટમાં સ્ત્રી સભાસદ છે. તેનું નામ મિસ કર્સ્ટિયા હેસેલગ્રીન છે. હિંદુસ્તાન, જર્મની, ઇંગ્લાંડ, અમેરિકા વગેરે દેશોની સામાજીક અવસ્થાની બારીક તપાસ તથા અભ્યાસમાં તેણે ઘણો વખત ગાળ્યો છે. સ્વીડનની સરકારે પ્રથમ તેને "લેબર" ના ઇન્સ્પેકટરની જગા આપી હતી.

બ્રાઝીલના રીઓડીજાનેરો શહેરનાં વિશ્વવિદ્યાલયોમાં એવો નિશ્ચય થઇ ગયો છે કે દરેક બાબતમાં સ્ત્રીઓને સમાન હક આપવો જોઇએ.. આથી ત્યાંનાં વિશ્વવિદ્યાલયોમાં ભિન્નભિન્ન જગા પર સ્ત્રીઓ છે.

મિસ એનીકેનન અમેરીકન સ્ત્રી છે, એનો જન્મ ૧૮૬૨ માં થયો હતો. એ જ્યોતિષનું સારૂં જ્ઞાન ધરાવે છે. તેણે નક્ષત્રોનું મોટું લીસ્ટ બનાવ્યું છે, તેમાં ૭૦૦૦૦૦ નક્ષત્રોનું વર્ગીકરણ કર્યું છે. નક્ષત્રોના હિસાબ થોડી મુદતમાં કરી આપે છે. તેણે અસ્થિર નક્ષત્રો તેમજ ત્રણ નવા નક્ષત્રો ખોળી કાઢયા છે.

ફ્રેંચ સ્ત્રી જેનહરસુ હવાઇ વિમાનો ચલાવવામાં પહેલેથી જાણીતી છે. હાલમાં તે ન્યુયોર્કની રશિન પોલીસની કેપ્ટન છે. તેને હવાઇ વિમાનનું કાર્ય સોંપેલું છે.

એસીરિયાના નવા સ્થાપિત થયેલા પ્રજાતંત્રના અધ્યક્ષપદ પર એક સ્ત્રી છે. યુરોપીય યુદ્ધના સમયમાં લેડી સીમૂનને એસીરીઆની પ્રજાએ પોતાનો પ્રતિનિધિ બનાવીને, ઈંગ્લાંડ મોકલી હતી.

આ સર્વ ઉપરથી જણાય છે, કે સ્ત્રીઓ કોઇ પણ રીતે પુરુષથી તરતી નથી.*

હઠીસિંહ વિ. ચુડાસમા.

---

* હિંદી ઉપરથી.

# રાજનગરનું રત્ન.

[લિખક-બ્હેન જડાવબેન વીણુ.]

( ચાલુ વાર્તા. )

[ અનુસંધાન ગયા અંકના પૃષ્ટ ૮૮. થી ].

આ સ્નેહ, આ મિત્રતા કેવા પ્રકારનાં? એમાં જરાય કાળાશ નજરે આવતી નહોતી. શુદ્ધ સ્નેહ અને બાળચેષ્ટાજ નજરે પડતાં. આ જોવા દેવો પણ નીચે ઉતરે તે શકય નથી? આજ સુધી વસુ મેલા દિલની હતી, આજે તેણે તે પડદો કાઢી નાખ્યો. તે સ્ત્રી તરીકે ઓળખાઇ. બેઉનો પવિત્ર પ્રેમ જેવોને તેવોજ હતો. આનું કારણ તેઓના શુદ્ધ અને પ્રેમાળ સ્વભાવ, તેમાં જરા પ્રપંચ કે પશુતા નહોતાં. લગભગ રાત્રી પડી ગઇ. બેઉ જણ ઉઠયાં, રોજની પેઠેજ આનંદમાં તેમણે રાત ગાળી. પ્રભુનાં બાળક કે સગાં ભાઇ બ્હેન જેવાં તે થઇ પડયાં. તેઓ સાથે હરતાં ફરતાં ને કલ્લોલ કરતાં.

એક દિવસ તેઓ ફરતાં ફરતાં સમુદ્ર કીનારે ગયાં. દરીઆની છોળો જોતાં ઉભાં રહ્યાં. વસુને પહેલાંનો દરીઆનો અકસ્માત યાદ આવ્યો. એકદમ સત્યેંદ્રને તે વળગી પડીને બોલી, "ઓ! સત્યેંદ્ર! હું તણાઇ જઇશ, હું તણાઇ જઇશ, મને બચાવ."

સત્યેંદ્રને ગભરાટ થયો કે આનું માથું ફરી ગયું છે કે શું? વસુની આંખો ફરતી હતી. તે જમીનપર તુટી પડી. સત્યેંદ્રને મુંઝવણ થઇ. તે પોતાના પહેરેલા ધોતીઆથી પવન નાખતો હતો. મનમાં બબડતો હતો કે, "ઓ ઇશ્વર! તું શું મને એકલોજ રાખવા ધારે છે? વસું! વસું! ઉફ. મ્હારી વહાલી

કાન્તિને રીસ ચઢી. ડોસાને કહેતો કે તમારી દીકરી જો મારી સાથે લગ્ન કરવાની હા નહીં કહે તો હું એક દમડી પણ આપી શકીશ નહી. તે ખુશીથી વિવાહ સ્વીકારે તો ચાળીસ હજાર તો શું પણ તેથી વધારે નાણાં આપું. મારો વેપાર હાલ સારો ચાલે છે અને દરેકમાં નફો ઘણો છે. તેની માલીક તમારી દીકરી થશે. બીચારા મોતીલાલ જવાબ દેતા કે, "હું તો બધું સમજું છું પણ મને એક દીકરી પણ ઘડપણમાં જંપવા દેતી નથી. પણ હું સમજાવીશ" આવો જવાબ દઇ પતાવતા, કારણ કે પોતાને ગરજ હતી. ફરી એકવાર મોતીલાલે નલિનીને પોતાની પાસે બોલાવીને કહ્યું, "નલિની, તારી જીદ છોડી દે. શું દુનીઆમાં છોકરી કુંવારી રહી શકશે? મારી જાત નહીં હશે તો આજના સુધરેલા તારી હરાજી કરશે. તારૂં કોઈ સગું નથી. મારી તબીઅત દિવસે દિવસે બગડતી જાય છે. શરીર લથડતું જાય છે, મારા છતાં તારાં લગન થઈ જાય તો શું ખોટું?" અપૂર્ણ.

---

# ચાલુ બનાવોની માહીતી.

લેખક;—રા. કેશવપ્રસાદ દેશાઇ, બી. એ., એલએલ. બી.

સ્ત્રીહક્ક.

જેમ જેમ સમાજના વિચારો સ્ત્રીઓના કર્તવ્યો વિશે બદલાતા જાય છે, તેમ તેમ સ્ત્રીઓ માટે નવાં નવાં ક્ષેત્રો ખુલતાં જાય છે. ઇંગ્લંડની રાજ સભા પાર્લામેંટમાં ચુંટાવા માટે સ્ત્રીઓ કેટલાએક સમયથી લાયક ગણાય છે. પરંતુ ત્યાંની રાજ સભાના બે ભાગ છે. એકમાં ચુંટાઇને લોકો તરફના સામાન્ય વર્ગ તરફના પ્રતિનિધિઓ આવે છે; તેને "હાઉસ ઑફ કૉમન્સ" કહે છે. બીજા ભાગને "હાઉસ ઑફ લૉર્ડસ" કહે છે. તેમાં ઉમરાવ વર્ગના સભાસદો છે. તેઓ ચુંટાતા નથી, પણ પોતાના ઉમરાવના ઇલ્કાબની રૂએ તે સભામાં વંશપરંપરા બેસી શકે છે. "કૉમન્સ"ની સભામાં તો સ્ત્રીઓને ચુંટાવાનો હક્ક મળી ગયો છે. કેટલીએક સન્નારીઓને અંગત ઉમરાવ. જાદી—"પીયરેસ"નો ખીતાબ હોય છે. જો તેઓ પુરૂષ હોત તો તેઓ ઉમરાવ વર્ગ સાથે રાજસભામાં બેસી શકત. પણ તેઓ સ્ત્રીઓ છે, એટલાજ કારણથી તેમને તેમાં બેસવા દેતા નથી. હમણાં ઇંગ્લંડની રાજસભામાં એવો કાયદો રજુ થયો છે કે જે બાઇઓને પોતાના જ હક્કથી ઉમરાવજાદીનો ઇલ્કાબ મળેલો હોય, તેમને રાજ સભાના "હાઉસ ઑફ લૉર્ડસ" માં બેસવાનો હક્ક મળવો જોઇયે. આપણે આશા રાખીશું કે આ કાયદો પસાર થશે. અને સ્ત્રીઓને જે હક્ક, કેવળ તેઓ સ્ત્રીજ છે, તે કારણથી નથી આપવામાં આવ્યો, તે આપવામાં આવશે.

* * *

બંગાળામાં, સરકારે હુકમ કાઢ્યો છે કે જેમના ઉપર તેમને રાજદ્રોહનો શક હોય તેમને સરકાર પકડી શકે, અને રાજકીય વાતાવરણ. અદાલતમાં તેમની સામે કામ ચલાવવાની પણ જરૂર ના રહે. આવા હુકમથી પોલીસને બહુ સત્તા મળે છે, અને નિર્દોષોને પણ ઘણીવાર સતામણી થાય છે. વળી દરેક સ્વતંત્ર અને સુધરેલા દેશમાં એવો મૂળ નિયમ હોય છે કે ન્યાયની અદાલતમાં કામ ચલાવ્યા સિવાય કોઇ પણ શહેરીને કેદમાં રખાય નહી. સ્વાભાવિક

રીતે બંગાળાના આગેવાનોએ ઉપરના હુકમ સામે વાંધો લીધો છે. બંગાળાની ધારાસભામાં પણ આ હુકમની સામે ઠરાવ બહુમતીથી થયો છે. દીલ્હીની વડી ધારાસભામાં પણ એવો ઠરાવ પસાર થયો છે કે સરકારને આવા હુકમ જેવા કાયદાની જરૂર પડી હોય તો તેવો કાયદો વડી ધારા સભામાં રજુ કરવો. જો આમ કાયદો ઘડાય તો પોલીસ જૂલમ ના કરી શકે, કે નિર્દોષ માર્યો ના જાય તેવી સાવચેતીઓ તેમાં લોક તરફના પ્રતિનિધિઓ રખાવી શકે. આમ આપણા પ્રતિનિધિઓ આ કાયદાની વિરૂદ્ધ છે. છતાંયે સરકાર પોતાનું ધાર્યુંજ કરે છે.

આ ઉપરાંત વડી ધારાસભામાં બીજું પણ ઘણું કામ થયું છે, તમે સૌ તે છાપામાંથી વાંચતાં હશો. મુંબાઇની ધારા સભા પણ ચાલુ થઇ છે. તેમાં પણ આ વખતે બહુ રસ પડે તેવું કામ રજુ થવાનું છે. સ્ત્રીયોને ધારાસભામાં બેસવાનો હક્ક નથી, તે આપવો જોઇયે, એવી ભલામણ કરવાની દરખાસ્ત પણ આવવાની છે. આપણે સૌ આશા રાખીશું કે આ દરખાસ્ત સર્વાનુમતે પસાર થશે. આ દરખાસ્ત સબંધમાં જે વિવેચનો થાય તથા તેનું જે પરિણામ આવે તે સબંધી વિગતો છાપામાંથી જાણજો, અને એ સબંધી વિચારો તમે પોતે પણ કરજો.

* * *

**બાળ સપ્તાહ.**

ગયા અંકમાં જણાવ્યું હતું તે મુજબ આખા દેશમાં ઘણાં ગામોમાં બાળ સપ્તાહ એટલે બાળકો માટે વિચાર કરવાનું અઠવાડીયું ઉજવાઈ ગયું છે. પરંતુ, અમને લાગે છે કે તે સબંધી હજી સામાન્ય સ્ત્રીઓમાં ઉત્સાહ આણી શકાયો નથી. આમાં બે જાતનું કામ થવાની જરૂર છે. એક તો માતાઓને બાળઉછેરનું જ્ઞાન મળે, અને બીજું તેમને તે કાર્યમાં મદદ મળે. આ મદદ સરકાર, મ્યુનિસિપાલિટી, તથા કારખાનાઓના માલીકો તરફથી મળવી જોઇયે. સુવાવડ વખતે સ્ત્રીઓને કેળવાયલી દાયણની મદદ મળે. જો ગરીબાઇ હોય તો સસ્તું અને સારૂં દુધ મળે. તેમજ નોકરીમાંથી ચઢતે પગારે રજા મળે. આ સર્વ થતું જોઇયે. વળી નાનું બાળક લઇને કારખાનામાં જતી સ્ત્રીઓ મુંબાઈ અને અમદાવાદ જેવાં શહેરોમાં રોજ જોવામાં આવે છે. આવાં બાળકો માટે બાળગૃહો દરેક કારખાનામાં ફરજીયાત હોવાં જોઇયે. તેમાં તેમની સંભાળ કોઈ શિક્ષિત દાઇ અથવા મહેતી રાખે તેવી ગોઠવણ હોવી જોઇયે. જો કારખાનાંવાળાં રાજી ખુશીથી બાળગૃહો સ્થાપે નહી તો કાયદાથી તે ફરજીયાત થવાં જોઇયે. અને આવાં બાળગૃહોની

અત્યારે રક્તપિત આશ્રમ માટે ના. વાઇસરોયે પણ, પ્રજા પાસે ધન માગ્યું છે. આ રોગ હીંદમાં વધતો જાય છે. છતાંયે પતીયા લોકો પ્રજા વચ્ચે ફરે છે, અને ચેપ ફેલાવે છે. માટે પ્રથમ જરૂર આ સબંધી વ્યવસ્થા કરવાની છે. વળી હમણાં તો જબરા અને ઢોંગી ભીખારીઓ પ્રજાનું હૃદય જલદી પીગળાવે છે. અને તેઓ પોતાની જીવાઇ કરતા પણ વધુ ધન મેળવે છે, અને તે અનીતિમાં વાપરે છે. આ વાત મુંબઇના અનુભવીયો જાણે છે. મંદીરો વગેરેને અંગે ધર્માદાખાતા હોય છે, તે પણ સુવ્યવસ્થિત હોવાં જોઇયે. અપંગો પણ સમાજને ઉપયોગી કામ કરી શકે તેમ છે. અને જો સુવ્યવસ્થા હોય તો આ બધા આશ્રમો પોતાનું ખર્ચ પોતે જ કાઢી શકે.

*   *   *

**પુસ્તકાલય પરિષદ્.**

નિશાળ છોડયા પછી, જ્ઞાન વધારવાનું સાધન પુસ્તકો જ છે. અને આપણા ગરીબ દેશમાં દરેક માણસ જોઇયે તેટલાં પુસ્તકો ખરીદી શકે નહી. તેથી જો સામાન્ય પુસ્તકાલયો હોય તો, જ્ઞાન આગળ વધારવામાં સાધનભૂત થઇ પડે. વડોદરા રાજ્યમાં આ વાત સ્વીકારાઇ છે, અને રાજ્યની મદદથી તેમજ ખાનગી પ્રયત્નોથી, ઘણાં ગામોમાં પુસ્તકાલયો સ્થપાયાં છે. આમાંનું એક પુસ્તકાલય ગણદેવી ગામમાં છે. તેને પચ્ચીસ વર્ષ પુરાં થયાં છે, એટલે તે એપ્રીલ માસમાં પોતાની જુબીલી ઉજવનાર છે. આપણે તેને આ પ્રસંગે અભિનંદન આપીશું.

આ પ્રસંગે ગણદેવીના ઉત્સાહી કાર્ય કરનારાઓએ પુસ્તકાલય પરિષદ ભરવાની યોજના પણ કરી છે. આ પરિષદમાં પુસ્તકાલયને લગતા વિષયો ઉપર ચર્ચા થશે. આપણા દેશની પરિસ્થિતિ ધ્યાનમાં લઇને કેવા ધોરણો ઉપર પુસ્તકાલયો સ્થાપવાં જોઇયે, તેમજ સ્ત્રીઓને પુસ્તકાલયનો લાભ કેવી રીતે વધારે આપી શકાય, આ બે પ્રશ્નો ઉપર ખાસ ચર્ચા કરવાની જરૂર છે, એમ અમારૂં માનવું છે. સ્ત્રીઓ માટે ફરતાં પુસ્તકાલયોનો પ્રચાર દરેક ગામમાં થાય તે માટે કાંઇક યોજના આ પરિષદમાં થશે એમ અમે આશા રાખીયે છીયે. પુસ્તકાલયનો એક મૂખ્ય ખોરાક વર્તમાનપત્રો અને માસિકો છે, તે સબંધી વિચાર પણ આ પરિષદમાં થાય તો લાભકારક થઇ પડશે.

*   *   *

**નવરાશ અને સેવા.** આ વખતની, ચાલુ બનાવોની માહીતી વાંચીને, નવરાશની વેળાએ સ્ત્રીઓ કેવાં કેવાં કામ કરી શકે, તે કાંઈક અંશે જાણી શકાય તેમ છે. પ્રથમ તો બાળરક્ષણ અને બાળઉછેર સબંધી જે સ્ત્રીઓ કાંઈક જાણતી હોય, તે પોતાની વગર ભણેલી બ્હેનોને કહી શકે. અથવા તો એ સબંધી ચોપડી લાવીને તેમની આગળ વાંચી શકે. ત્યાર પછી ભીખારીયોને જે દાન થાય છે, તે દાન વ્યવસ્થિત કરવામાં પણ તેઓ ઘણું કરી શકે. સ્ત્રીઓનાં હૃદય કોમળ હોય છે, અને તેઓ જ આવાં નાનાં દાન વધારે કરે છે, એટલે તેમણે તે સબંધી બીજી બેનોનો મત કેળવીને આ સબંધમાં કાંઇ ને કાંઇ કરી શકાય. આ ઉપરાંત સ્ત્રીઓને ઘેર બેઠા સારૂં વાંચન મળે તે માટે ફરતાં વાંચવા પુસ્તકાલયની ગોઠવણ પણ કરવાની જરૂર છે. દરેક બાઇને ઘેર બેઠા એક બે ચોપડીયો આપવી. તે પૂરી થાય ત્યારે પાછી લઇને બીજી ચોપડીઓ આપવી. આવી ગોઠવણ પણ સ્ત્રીઓ જ સારી રીતે કરી શકે. આમ આવાં તો બીજાં ઘણાંયે કામ નવરાશની વેળાયે કરી શકાય.

* * *

**સ્ત્રીબોધનો પ્રચાર.** રા. મોતીભાઇ અમીને ચરોતરની સ્ત્રીઓમાં સ્ત્રીબોધનો વધુ પ્રચાર થાય તે માટેની જે યોજના કરી છે, તે ગયા અંકમાં અમે છાપી હતી. બીજા જીલ્લાઓમાં પણ કેટલાએક ઉત્સાહી ભાઇઓ આવી યોજના કરવા માગે છે. આ બહુ આનંદની વાત છે. પણ અમે એ સૌને સૂચના કરીશું કે તેઓ બધું કામ રા. મોતીભાઇ અમીનની મારફતે જ કરશે તો ઠીક પડશે. તેઓની વ્યવસ્થાશક્તિ બહુ જ ઉત્તમ છે, એટલે તેનો લાભ તેમણે ગુમાવવો જોઇયે નહી. તેમ છતાં જેઓ સ્વતંત્રપણે એ વિશે વ્યવસ્થા કરવા ઇચ્છતા હોય તેઓ અમદાવાદ-મંત્રી સાથે પત્રવ્યવહાર કરીને ઘટતો બંદોબસ્ત કરી શકશે.

જે બહેનો નવી યોજનામાં સ્ત્રીબોધ મેળવે છે તેમને અમે વિનંતિ કરીયે છીયે કે તેમણે તે ધ્યાનથી વાંચવું અને બીજી બેનોને પણ વંચાવવું. વળી કોઇ કોઇ લેખોમાં સમજણ ના પડે તો પોતાના પતિને કે ભાઇને આગ્રહ કરી તેમની પાસેથી તે જરૂર સમજી લેવો. જે બાઇઓ વાંચતી ન હોય તેમને તેમના વડીલો તથા પતિ વાંચવાનો આગ્રહ કરશે એમ આશા રાખીશું. વાંચી ના શકે તેવી બાઇઓને તો તેમના પતિએ લેખો વાંચી સમજાવવા જોઇએ. સ્ત્રીબોધ સબંધી કાંઇ પણ સૂચનાઓ કરવી હોય તો તે સબંધી જરૂર મંત્રીને લખજો. અમે અમારૂં બનતું કરીને તમને સંતોષ આપીશું.

"સ્ત્રીબોધ"નો બાળવિભાગ

# બાળક.

પુસ્તક ૬ ઠ્ઠું.] માર્ચ. [અંક ૩ જો.

## એક બે ત્રણ

એક બે ત્રણ,
બેઠો બેઠો ભણ.
ચાર પાંચ છો,
સીધું સીધું જો.
સાત આઠ નવ,
કરીશ ના લવલવ.
પૂરા થયા દશ,
અહીંથી આઘો ખસ.
અગીયાર બાર તેર,
દૂધ લીધું શેર.
ચૌદ પંદર સોળ,
ઘીમાં રોટલી બોળ.
સત્તર અરાઢ ઓગણી,
રમવા આવી જોગણી.
પૂરા થયા વીસ,
ડોસાએ પાડી ચીસ.

જગજીવન દયાળજી મોદી.




## ભૂજંગી છંદ.

૧

પ્રભો સર્વના છો તમો તાત સાચા,
સુબુદ્ધિ બધાંને દીયો તાત દાતા;
સુતાં જાગતાં બેસતાં રહેમ રાખો,
અમારા દયાળુ કટુ ભાવ કાપો.

૨

અનાથો તણા આપ આધાર મોટા,
દુ:ખી દીન કેરાં પિતા અશ્રુ લ્હોતા;
રમાડો સદા લાડ આનંદ આપી,
વિદારો વિપત્તી, બધા તાપ કાપી.

૩

ગણી શું શકું હું પિતા ઉપકારો ?
ગણે તારલા કેમ આવેજ આરો ?
નમીએ નિરંતર પ્રભો પ્રાણ પ્યારા,
તમો રક્ષતા તાતજી જગતશાળા.

હૃદયયોગી.



# મ્હારી બા.

[ લેખક:-"બા" નો બચુ. ]

મા તે મા ને બીજા વનના વા.

× × × × ×

બ્રહ્માંડમાં ભવ્યકમા સરજનહારી કો હોય તો તે
જનની કે જગત્‌જનની.

—કવિ ન્હાનાલાલ.

મ્હારે બા છે. ત્હમને છે કે નહિં એ તો હું નથી જાણુતો. સહુની શુભ વાંચ્છનાઓ હજો કે ત્હમનેય બા હોય. એ બા ! જરા મ્હોટેથી એ શબ્દ પુકારો ને ? બા–આ; એ બા–આ ! મ્હોં કેવું ભરાઈ જાય છે? ને એ અવાજમાં કેવી વણુમાગી મિઠાશ નીકળે છે ! ત્હમારાં બા વનના વા ના થઇ ગયાં હોય તો પૂછજો એને, કે "હેં બા ! તું બા કેમ છે ?" ને બાને બધા બા જ કેમ કહેતા હશે ? બારાખડીના બાવન અક્ષરોમાંથી એ બા શબ્દ ઉપર જ બાની પસંદગી કેમ ઉતરી હશે ? ત્હમને કોઇ બાબુ કે બચુ કહે એ પસંદ પડતું નથી. મ્હને તો સદાય બાબુ કે બચુ કહે એજ જોઇએ છે. કારણ ત્હમે મ્હને બાબુ, બચુ નહિ કહી શકો; પણ મ્હારી બા તો એ જ કહેશે. બાબુ, બાલુડા, બાલીઆ, બચુડા, બુચીયા, બુચા—ત્હમે હસો છો ?–ત્હમારાથી તો એ નહિ જ કહેવાય. ત્હમે તો કહેશો મિ. બચુભાઇ—ને એમાં જરા પણ લાગણી નહિ હોય. કોઈ પત્થરની પ્રતિમાને બોલાવતા હો તેમ રસ્તામાં મ્હને મળો ત્યહારે કહેશો વન્દે મિ. બચુભાઇ ! રસ્તે મ્હને જતાં જોશો ને બોલાવવો હશે તો છુ....છુ....કરી શીશકારો કરશો, જાણે કોઈ છછુન્દરને છીત્કારતા ન હો !

મ્હારી બા એમ નહીં હેકારે. એ તો " બાપુ, એ બાપુ !" એમજ કહેવાની. જો હું નહિ સાંભળું તો બાપુનું બાલુડા ને પછી બાલીઆ પણ થઈ જવાનું. પણ એમાં જે સંગીત છે તે નથી ત્હમારા " મિ. બચુભાઈ"માં.

ને ત્હમને બા છે ને ? ત્હમને નથી લાગતું કે એ બાલીઆ, બાપુમાં કેટલી મિઠાશ છે તે ! ત્હમને બા હશે તો મ્હારે નહિ સમજાવવું પડે. બા હોય ને બાલીઆ, બાલુ ન કહેતાં હોય તો જરૂર 'આટલું તો સમજજો કે એ ન કહતાં હોય એ માટે ત્હમારી જ ભૂલ હશે. એનો આત્મા તો સદાય બાલીઆ–બાલીઆ જ પોકારશે.

એજ બાલીઆ બાપુ કહી કહી બા મીઠા હોંકારે બોલાવે એ સાંભળવાને તો પ્રભુને મોહ થયો હતો. અનંતતાના ઉંચા શિખરેથી ક્ષણભંગુરતાની છેલ્લી ટેકરીએ એમણે બા–કેવળ બા માટે કુદકો માર્યો. દેવકીજીના ઉદરે જન્મ લઈ કનૈયાએ બાનો એ રસાસ્વાદ ચાખવા માટે બાર બાર વર્ષ સુધી યશોદાજીને સતાવ્યાં. માતૃસ્નેહલતાનોએ મહિમા એમણે જગમાં ગજાવ્યો. કૃષ્ણચન્દ્રનું "કાલીઆ" કોણે કર્યું ?—એજ એજ બાએ.

"મારૂં માણેકડું રીસાયું રે, કેમ કરૂં રે હવે."

એ બાના મોંએ સાંભળ્યું છે ? ને સાંભળ્યું ન હોય તો સાંભળવાને ખાતર એકવાર રીસાજો–નિર્દોષતાથી રીસાજો, ને સાંભળશો પછી એ અનુપમ સંગીત. જેણે જગતને સંભળાવ્યું કે માતા વિનાનું જીવન એ જીવન નથી.

" જેણે શરીર સમર્પી શરીર ઘડ્યું
આત્મા સમર્પી આત્મા સૃજ્યો
હૈયાના અમૃત અમૃત ઢાલવી ઢાલવી
અમરોને ઉછંગમાં ઉછેર્યો એ માતા એકલી
વંદનીય નથી, પૂજ્ય છે. પવિત્ર છે, પાલનકારિણી છે. ".

પ્રભુના ઉતરજો આશિષ એ બાળકો ઉપર જેને માતા છે; ના–બા છે. માતા બધાને હશે, બા નહિં હોય. માતાની બા થશે એટલે જ બાળુનો બાલીઆ, બચુનો બુચીઆ થશે.

ત્હમે રડયા છો ? કોઇએ ત્હમારા આંસુ લૂછયા છે ? રડયા હશો ને આંસુઓ લૂછાયા હશે તો ત્હમને ખબર પડશે. ત્હમારી બાએ ત્હમારા આંસુ કદી લૂછયા છે ? ગામનો કોઇ મસ્ત છોકરો મારી જાય ને ત્હમે રડતા રડતા ઘરે આવો, એ જાતે થઇને ત્હમને મારે, માથું ઓળાવતા હો, ચોટલાની કે ચોટલીની ગુંચ ઉકેલતા ત્હમે સખણા ન બેસો તો સંઘરી રાખેલી ધીરજ ખોવડાવી દ્યો, એ ચ્હીડવાઇ જાય ને ટપલી મારે. બાનો તે ટપલો તમે ખાધો છે ? ધર્મગ્રન્થો કહે છે કે દેવો અમૃત પીવાને દાનવો સાથે લડયા. હું તો એ ટપલો ખાવાને જરૂર ભાઈ કે બ્હેન સાથે લ્હડી મરૂં. અમૃત, અમૃત, એ ટપલો તો દેવોને દુર્લભ–અમૃત છે. ન પીધું હોય તો માથું ઓળાવતા જરૂર મસ્તી કરજો ને ખાજો એ ટપલો ને પીજો એ મીઠડું અમૃત. ને એથીયે મીઠું અમૃત તો એના ચુંબનમાં છે. ટપલો માર્યા પછી થોડીવારે આંસુ લૂછતાં લૂછતાં—પ્હેલાં ટપલો મારે ને પછી એજ બા મોંએ પાલવ ફેરવતી આંસુનાં ધાળાં લૂછશે. એ લૂછયાં ન લૂછયા ત્યાં તો બકીનો વરસાદ ત્હમારા ગાલ ઉપર વરસશે. વાંચનાર ! ત્હમે સ્ત્રી હો કે પુરૂષ હો, યાદ છે ત્હમને એ પ્રસંગ ? હવે બાળપણના જેટલી બકીઓ નહિં મળતી હોય પણ આંસુઓ તો લોવાય છે, ને એજ આંસુઓને લોઈ લોઇને જગતની ગ્રીષ્મતાને ઠારતી એજ એજ મ્હારી બા.*

---

* હસ્તલિખિત માસિક "બન્ધુ"માંથી.

# દીહોર દિલ્હી સરીખડું.

ભાવનગર શહેરની નૈઋત્ય કોણમાં ૨૨ માઈલને છેટે આવેલા દીહોર શહેરમાં ઇ. સ. ૧૮૭૨ માં ૨૫૦૦ માણસોની કુલ્લે વસ્તી હતી. આ શહેરમાં ૧૮૭૮ અને ૧૮૭૯ તેમજ ૧૮૮૧ ની સાલોમાં દુષ્કાળો પડયા હતા અને તે કારણથી ૧૮૮૧ ની વસ્તી માત્ર ૧૩૬૪ માણસોનીજ હતી. અસલ આ શહેર અહીરોને હસ્તક હતું. તેજ વખતે ભંડારીયામાં ગોહીલ ગોવિંદજી રાજ્ય કરતો હતો. જ્યારે ગોવિંદજી મરણપથારીએ પડયો ત્યારે તેનો દેહ પડતાં બહુજ વાર લાગી. કારણ કે મરનારને બીક પેઠી કે રખે તેના મૃત્યુ કેડે હમીર, કે જે એક શુરવીર લડવૈયો હતો તે તેની મીલકત પચાવી જાય. ગોવિંદજીની આ બીકની વાત હમીરને કાને પડતાંજ, તે મરનારની પથારી પાસે ગયો અને ગોવિંદજીના હાથમાં પાણી રેડી ગંભીર રીતે વચન આપ્યું કે ગોવિંદજી ધારે છે તેમ તે ભાવિષ્યમાં કરનાર નથી. આ ગંભીર વચન સાંભળી ગોવિંદજીને શાંતી થઇ અને તેનો દેહ સુખેથી પડયો. રીવાજ મુજબ ઘણા દિવસો સુધી શહેરમાં શોક વ્યાપી રહ્યો, પણ પાછળથી હમીરજીએ લડવૈયાઓની એક મોટી ટુકડી ઉભી કીધી અને દીહોર શહેર ઉપર ચઢી આવ્યો અને થોડાજ વખતમાં તેણે દીહોર શહેર કબજે કર્યું. આ બનાવ બન્યાથી ગોવિંદજીના મૃત્યુ ટાંકણે હમીરે આપેલા ગંભીર વચન ઉપર પાણી રેડાયું. હમીરે આ શહેર કબજે કર્યું એટલુંજ નહિ પણ તેણે અત્રેના અહીરોને જીવથીજ માર્યા, અને બીજાઓને શહેર બહાર કાઢી મુકયા. આવી રીતે હમીરજીએ ગંભીર વચન ઉપર ધ્યાન ન રાખતાં પોતાના બળ વડે દીહોર શહેર તેમજ આ શહેર-ની આજુબાજુએ આવેલાં નાનકડાં ગામો પણ જીતી લીધાં. આ કાર્ય કર્યા કેડે હમીરજીએ કુકડ ગામ તરફ નજર લગાડી અને તે ગામ પણ તેણે બળ વડે ફતેહ કર્યું. આ બધા વિજયો પછી

હમીરે દીહોર તેમજ કુકડના શહેરોને સુંદર શહેરોમાં ફેરવી નાંખવાનો ઈરાદો કીધો, અને તેમ કરવામાં ત ફાવ્યો. અન્તે આ બન્ને શહેરો સુંદર, વસ્તીવાળાં તેમજ આબાદ થયાં.

દીહોરના ખેતરોની જમીન બહુજ ફળદ્રુપ છે અને પાક અતિશય સારો ઉતરે છે. ભાત, બાજરી, ઘઉં અને શેરડીની મુખ્ય પેદાશ છે.

દીહોર શહેરમાં થઇ ગએલા હમીરજી માટે કાઠિઆવાડના લોકો બોલે છે કેઃ—

" દીહોર દિલ્હી સરીખડું,
કુકડ કેશમીર;
હમીર અકબર સરીખડો,
પણ કંઇક ફેરાનેમાં ફેર. "

# જોગણીની વાર્તા.

"સિંહાસન બત્રિસીની વાતો"માંથી બાળકો માટે તૈયાર કરનારઃ—

( રા. રા. કેશવપ્રસાદ દેસાઈ. )

સુગંધા નામની પુતળીયે રાજા ભોજને નીચેની વાત કહી.

એક વાર ઉજ્જન શહેરમાં એક તંબોળીની દુકાને એક ગાંડા જેવો માણસ આવ્યો. તે કાંઇ કામ ધંધો કરતો નહોતો, અને આખો દિવસ મસ્તાન થઇને ફર્યા કરતો હતો. એની વાત આખા ગામમાં થવા માંડી, અને છેવટે રાજદરબારે પણ પહોંચી. વિક્રમરાજાને આ ઉપરથી એને મળવાનું મન થયું. તેથી એક વાર રાત્રે એકાંતમાં એની પાસે તે ગયા. એને જોતાં તે કાંઇ ગાંડા જેવો લાગતો નહોતો. વિક્રમ રાજાએ જોયું તો આ માણસ બત્રિસ લક્ષણો દેખાયો. પછી વિક્રમ રાજાએ એની સાથે માયાથી વાત કરી, અને એની હકીકત પૂછી. રાજાની માયા જોઇને એ માણસનું ગાંડપણ પીગળી ગયું. એણે કહ્યું કે "હું તો એક દુઃખી માણસ છું. પણ ગમે તેને મોંયે પોતાના કુળની વાત ઉઘાડવી, તે સારૂં નથી. કહ્યું છે કે,—

લેશ નહી કુળ લાજ, ધન આપનું ખુએ,
નમે વેરીને પાય, દુષ્ટ આગળ દુઃખે રૂવે;
દુઃખનું કહે કલંક, બોલ બાપીકો બોલે,
દે સજ્જનને દુઃખ, છીદ્ર પોતાનું ખોલે;
આધીન થઇ જે અન્ન જમે, લાજ મરજાદા નવ રહે,
કવિ સાંભળ સાચું કહે, લોક કપુત તેને કહે.

માટે મારે કપુત થઇને તમારે મોંયે મારી વાત કહેવી નથી." પરંતુ વિક્રમ રાજાયે એને બહુજ આગ્રહથી વિનંતિ કરી એટલે છેવટે તેણે પોતાની વાત કહેવા માંડી.

રત્નવંતી નામે એક નગર છે. તેનો રાજા રત્નરાય છે. એ બહુ જ સારો રાજા હતો. હું તેનો કુંવર છું. મારા પિતાને એક બીજી મારી ઉમરની રાણી હતી. પણ તે સારી નહોતી. તે મારા ઉપર વેર રાખતી હતી. તેથી તેણે એક વાર રાજાના મનમાં મારા વિષે ખોટું ભરાવ્યું. એટલે રાજાએ પ્રધાનને હુકમ આપ્યો કે કોઇ ના જાણે તેમ કુંવરનો જીવ લેવો. મને તો આ વાતની કાંઇ જ ખબર પણ નહોતી. પ્રધાન બહુ ચતુર હતો. તે મને સમજાવીને પોતાને ઘેર લઈ ગયો, અને રાજધાનીથી દૂર એક નાના ગામમાં પોતાની હવેલી હતી ત્યાં રાખ્યો. રાજાને એણે કહ્યું કે કુંવરને મારી નાંખ્યા છે. એણે બહુ દિવસ મારી તપાસ રાખી. અને એણે જાણ્યું કે મારામાં કાંઇયે અપલક્ષણ નથી; ત્યારે એણે મને રાજાના કોપની વાત કહી ને ચેતવણી આપી કે મારે ઉઘાડા પડવું નહીં. એણે મને પોતાની કુંવરી સાથે પરણીને ત્યાં જ છુપા રહેવાનું કહ્યું. પણ એમ ઘરજમાઇ રહેવાનું મને ગમ્યું નહી. તેથી રાત પડતા હું એક ઘોડો લઇને દૂર દેશ જતો રહ્યો.

એક ઠેકાણે ઝાડ નીચે હું બેઠો હતો. ત્યાં જોતાં મારી નજરે એક ઝાંઝર પડયું. એ ઝાંઝર કોનું હશે તેની તપાસ કરવા હું જરા આજુબાજુ જોવા ગયો. ત્યાં થોડે દૂર એક અત્યંત રૂપાળી સ્ત્રી એક સાંઢણી આગળ ઉભી હતી.. ત્યાં અંધારૂં હતું એટલે એણે મારૂં મોં જોયું નહોતું. મેં ઝાંઝર આગળ ધર્યું. અને હું કાંઈ બોલું તે પહેલાં તો એણે કહ્યું, “ લાવો મારૂં ઝાંઝર. ચાલો તમે જલદી બેસી જાવ.” એમ કહી તેણે મને સાંઢણી ઉપર બેસાડયો, અને સાંઢણી જલદી ડાવવા હુકમ આપ્યો. વહાણું વાયું ત્યારે એણે મને જોયો અને એકદમ ચીસ પાડી ઉઠી. અને કહ્યું, “ તું કોણ છું અને શા માટે મને આમ ઉપાડી લાવ્યો છું ? ” મેં એને શાંત પાડીને કહ્યું કે, “બાઈ ! આમાં મારો શો દોષ છે ? મને રસ્તામાં ઝાંઝર જડયું તે આપવા હું આવ્યો. ત્યારે તમે મને બોલવા પણ દીધો

નહી, અને સાંઢણી હંકાવી મૂકી. તમે સુખેથી તમારે રસ્તે જાવ, અને મને જવાદ્યો."

આ સાંભળી તે સ્ત્રી બોલી કે હું તો માંગરોળના રાજાની કુંવરી છું, અને પ્રધાનના છોકરા સાથે ઘેરથી નાશી નિકળી છું. એટલે હવે મારાથી પાછું ફરાય તેમ નથી. પરંતુ તમે બહુ સારા માણસ છો. હું એકલી અને નિરાધાર હતી, તો પણ તમે મને પજવી નથી, માટે તમેજ મને પરણો, અથવા હમણાં મને આશ્રય આપો. મેં કહ્યું કે, હજી તમે મને ઓળખતાં નથી, માટે થોડા દિવસ પછી આપણે વાત કરીશું. આટલું કહી હું નજીકના ગામમાં ગયો. ત્યાં એક ફકીર હતો. તે જે માંગે તે આપવા માટે હું વચનથી બંધાઈ ગયો. તેણે મારી પાસે એક હજાર રૂપિયા માંગ્યા. મારી પાસે તો કાંઇજ હતું નહી. એટલે મેં કહ્યું કે ભાઇ તું મને કોઇ ઠેકાણે વેચ અને પૈસા મેળવી . આ ઉપરથી અમે એક વહાણવટી વેપારીને ઘેર ગયા. તેણે મને એક હજાર રૂપિયે વેચાતો લીધો. તેના વહાણમાં તે તરતજ સફરે જતો હતો. એટલે મારે પણ તેની સાથે જ જવું પડયું પેલી માંગરોળની કુંવરીનું શું થયું હશે, તે હું જાણતો નથી.

પેલા વહાણવટીનાં વહાણ મણીપુર નામે બંદરે આવ્યાં. માલ વેચવા મારા શેઠ ત્યાંના રાજાની પાસે ગયા. રાજાયે કહ્યું કે તમે મોટા વેપારી છો, તો મારી પાસે થોડાં રત્ન છે, તેની પરીક્ષા કરી આપો. મારા શેઠથી ના કહેવાઇ નહી, પણ એને મનમાં ડર લાગ્યો કે વખતે ખોટી પરીક્ષા થાય તો આબરૂ જાય, અને વેપાર પણ થાય નહી. તેમની આ દશા જોઇને મેં કહ્યું કે મને તે કામ સોંપો. બીજે દિવસે રાજાના રત્નની પરીક્ષા કરવાની હતી. આમાંથી એક રત્ન બહુજ કીમતી હતું પણ બીજું બનાવટી હતું. રાજા પોતે પણ તે વાત જાણતો નહોતો. રત્ન જોઇને મેં બરોબર પરીક્ષા કરી આપી, અને મારો મત ખરો છે એમ જાની ખાત્રી કરી આપી. આ ઉપરથી રાજા મારા ઉપર બહુજ પ્રસન્ન થઈ ગયા અને મને પોતાના મહેલમાં વાસ

આપ્યો. મારા શેઠને પણ તેથી બહુ લાભ થયો. રાજાની મહેરબાની તો મારા ઉપર વધતી જ ગઇ. અને છેવટે તેમણે મને પોતાની કુંવરી પરણાવી.

હવે મારા શેઠને મારી અદેખાઈ આવવા લાગી. તેમણે કહ્યું કે આપણે અહિંથી ખરીદી કરીને બીજે બંદર જવાનું છે. હું તો વેચાયલો ગુલામ હતો એટલે મારાથી ના કહેવાય નહીં. રાજાયે મને બીજું વહાણ આપ્યું, અને પોતાની કુંવરીને મારી સાથે વળાવી અમને બહુ ધન પણ આપ્યું. મારૂં અને શેઠનું એમ બે વહાણ સાથે જ ચાલવા લાગ્યાં. રસ્તામાં શેઠે મને મારી નાંખવાની યુક્તિ કરી. મને પોતાના વહાણમાં બોલાવ્યો. અને હું પાટીયું મૂકીને જવા લાગ્યો, ત્યારે પાટીયું ખસેડી નાંખ્યું. આમ હું ભર દરીયે પડી ગયો. પણ આયુષ્ય ખુટયા વિના મરી જવાતું નથી. એક મોટો મચ્છ મને ગળી ગયો. અને પછી આફરો ચઢવાથી તે કીનારે ગયો. ત્યાં એક માછીયે તેને ચીર્યો એટલે હું જીવતો રહ્યો. એણે મારી બહુ માવજત કરીને અને સાજો કર્યો. સાજા થયા પછી મેં બધી વાત જાણી. મને દુનિયા ઉપર તિરસ્કાર આવ્યો, અ। મારે હાથે બહુજ કીંમતી વીંટીયો હતી તે મેં પેલા માછીને આપી દીધી, અને ફક્ત લંગોટીભેર હું જાત્રાયે નિકળ્યો. ફરતો ફરતો અહીં આવ્યો છું. તમે પૂછ્યું તો આ બધું કહ્યું છે. હવે મારા બાપનો અને મારી સ્ત્રીઓનો મને તમે મેળાપ કરાવી આપો તો ખરા. પણ મારૂં નશીબ કાંઇ પાંશરૂં નથી.

વિક્રમ રાજાને એની હકીકતથી બહુ શોક થયો. તેમણે એને બહુ ધીરજ આપી અને કહ્યું કે તું મને છ મહીનાની મુદત આપ. હું બનતી મહેનત કરીને તારૂં દુઃખ દૂર કરીશ. પણ હમણાં તું મારે ઘેર આવીને રહે. રાજાનું માનીને તે દરબારમાં રહેવા ગયો.

થોડા વખતમાં ઉજ્જનમાં એક નવાઇ જેવો બનાવ બન્યો. એક જોગણીયે આવીને શહેર બહારના કરણારી બાગમાં ઉતારો

કર્યો. એ બહુજ, તેજસ્વી હતી પણ બોલતીજ નહોતી. ગામમાં સાત ઘેર જઈને ભીક્ષા માંગતી હતી અને હાથે રસોઇ કરીને જમતી હતી. આખા શહેરમાં આ જોગણીની વાત ફેલાઇ ગઇ. હજારો લોકો તેના દર્શન કરવા જતા હતા, પરંતુ તે કોઈની પણ સાથે બોલતી નહોતી. આ જોગણીને આવે એક અઠવાડીયું થયું ત્યારે એવીજ એક બીજી જોગણી ત્યાં આવી. એ પણ એટલીજ રૂપાળી હતી અને એણે પણ મુનિવ્રત લીધું હતું. ત્રીજે અઠવાડીયે એક ત્રીજી જોગણી આવી. તે પણ બહુજ રૂપાળી હતી. આ ત્રણ જોગણીની વાત સાંભળીને તો આખું ગામ તેમને જોવા ઉપડયું અને ઠેકાણે ઠેકાણે તેમની વાતો થવા લાગી. પરંતુ ત્રણે જોગણીને મુનિવ્રત હોવાથી કોઈ કશી વાત જાણી શકયું નહીં.

રાજાના દરબારમાં પણ આ જોગણીઓની વાત થવા માંડી. બધાંયે રાજાજીને કહ્યું કે આપ પોતે દર્શન કરવા જાવ. રાજાયે કહ્યું કે જે કોઇ આ જોગણીઓને બોલાવી શકશે તેમને હું મોટું ઇનામ આપીશ. પરંતુ કોઈ માણસ આ ઇનામ લેવાની હીંમત કરતું નહોતું. રાજા પોતે પણ ગુપ્તવિદ્યાના જોરથી છુપાઇને આ જોગણીની તપાસ રાખતા હતા. પણ તે કોણ હશે તે જરાયે ખબર પડી નહી. અંતે રાજાયે હરસિદ્ધ માતાની સ્તુતિ કરી અને આ જોગણીઓની વાત તેમને પૂછી. માતાજીએ પછી બધી હકીકત કહી. બીજે દિવસે રાજાયે દરબારમાં જાહેર કર્યું કે આજે તો અમે જોગણીના દર્શને જઇએ છીયે અને તેમને બોલાવીશું. આ સાંભળીને ગામના લોક પણ ત્યાં જોવા જવા તૈયાર થયા. રાજા છડી સ્વારીયે બાગમાં ગયા અને બહુ લોક તેમની પાછળ ત્યાં ગયું.

પહેલી જોગણીને નમન કરીને રાજા ત્યાં બેઠા પછી કહેવા લાગ્યા કે રત્નવંતી નામે એક નગર છે ત્યાં રત્નરાય રાજા રાજ કરે છે. તેને એક બત્રિસલક્ષણો કુંવર હતો. આ કુંવર ઉપર રાજા ક્રોધે ભરાયા હતા તેથી તેને મારી નાંખવાનો હુકમ પ્રધાનને કર્યો; પરંતુ પ્રધાનને ખાત્રી થઈ કે કુંવર નિર્દોષ

છે તેથી તેણે તેનો જીવ બચાવ્યો અને પોતાની કુંવરી પરણાવવાનું કહ્યું. પરંતુ કુંવરને ઘરજમાઇ થઇને રહેવું ગમ્યું નહી એટલે તે રાતોરાત જતો રહ્યો. આટલી વાત રાજાએ કહી એટલે તે જોગણી તો એકદમ ઉભી થઇ અને રાજાને પગે પડી. પછી બોલી, મહારાજ એ કુંવર તમને કયાં મળ્યા તે કહો. હુંજ પ્રધાનની પુત્રી છું અને તે કુંવરને મનથી વરી ચુકી છું. તેમને મેળવવા માટેજ મેં જોગણરૂપ ધરીમુસાફરી કરવા માંડી છે. વળી રાજા રત્નરાય પણ હવે બહુ પસ્તાય છે અને કુંવરના વિયોગે ઝુરે છે માટે મને એ કુંવરનો પત્તો મેળવી આપો.

આ પ્રમાણે પહેલી જોગણી બોલી, એટલે લોકોમાં આનંદ ફેલાયો અને તેમણે વિક્રમરાયની જે બોલાવી. પછી રાજા બીજી જોગણી પાસે ગયા અને બોલ્યા કે બાઈ, તમે મારી વાત સાંભળો. માંગરોળના રાજાની એક કુંવરી હતી. પ્રધાનપુત્ર તેની સાથે પ્રેમમાં પડયો હતો. એ કુંવરીનાં લગ્ન હતાં તે દિવસે પ્રધાનપુત્ર તેને નસાડી ગયો. પણ રસ્તામાં તેનું ઝાંઝર પડી ગયું તે શોધવા પ્રધાનપુત્ર ગયો એટલામાં કોઇ બીજા માણસે તે ઝાંઝર તે કુંવરીને આપ્યું. કુંવરીએ જાણ્યું કે પ્રધાનપુત્રજ છે એટલે તેને સાંઢણી ઉપર બેસાડી દીધો. પણ પછી ખબર પડી ગઈ ત્યારે કુંવરીયે તેની સાથે પરણવાની માંગણી કરી. પરંતુ પેલો માણસ ગામમાં ગયો તે પાછો ફર્યોજ નહી. આટલું સાંભળતાં તો બીજી જોગણી બોલી ઉઠી કેઃ મહારાજ તમે તો બધી વાત જાણો છો. હું જ માંગરોળના રાજાની કુંવરી છું અને પેલા માણસની શોધમાંજ નિકળી છું. એ કયાં છે તે મને મહેરબાની કરીને કહો.

આમ બીજી જોગણી પણ બોલી. લોકો તો બહુજ આનંદમાં આવી ગયાં અને વિક્રમરાયની જે બોલવા લાગ્યા. તેમને શાંત પાડી રાજાયે ત્રીજી જોગણી સાથે વાત કરવા માંડી. તેમણે પૂછ્યું, બાઇ તમે કોણ છો તે કહો. પણ તે બોલી નહીં, એટલે રાજાએ કહ્યું કે તમે મારી વાત સાંભળો.

વવા લાગ્યો. ચારે તરફ એનાં બાણુ એટલાં તો છવાઇ ગયાં કે સઘળે ઘનઘોર અંધારૂં થઇ ગયું. વાનરો પણુ મોટાં ઝાડ અને પહાડ લઇ આકાશ તરફ ઉડવા લાગ્યા; પણુ ઇંદ્રજીત માયાવી રથમાં બેઠો હતો એટલે કોઇ તેને જોઇ શકતું નહિ તેથી તેઓ નિરાશ થઇ પાછા પડતા. ઇંદ્રજીતની આવી માયાવી જાળ જોઇ નળ, નીલ, અંગદ, હનુમાન આદિ બળવાન વાનરો બહુ વ્યાકુળ બની ગયા. સાથે સાથે લક્ષ્મણ, સુગ્રીવ, વિભિષણુ વગેરેને પણુ બાણોનો મારો ચલાવી વ્યાકુળ કરી મૂકયા. આ પછી તે રામચંદ્ર તરફ વળ્યો અને તેમના ઉપર બાણુ ફેંકવા લાગ્યો. છેવટે તેણે નાગપાશ નામનું બાણુ છોડયું અને રામના આખા લશ્કરને સાપના બંધે બાંધી લીધું. આ પ્રમાણે રામના આખા સૈન્યને બંધે બાંધીને તે જાહેર થયો અને ફાવે તેમ બકવાદ કરવા મંડી પડયો. તેનો બકવાદ સાંભળીને જામ્બુવન્ત કે જે છુટા રહી ગયા હતા તેમણે પડકાર કરી કહ્યું:-"અરે દુષ્ટ ! કયાં જાય છે? ઉભો તો રહે !" આ સાંભળતાં જ ઇન્દ્રજીતને ક્રોધ ચઢયો અને બોલી ઉઠયો કે, "હે નીચ! મેં તો તને ઘરડો જાણી જવા દીધો. તું એટલી બધી મગરૂરી ધરાવતો હોય તો લે લેતો જા." એમ કહી તેના તરફ એક અણીદાર ત્રિશુળ ફેંકયું. જાંબુવન્તે તેને આવતાં જ પકડી લીધું અને એકદમ ઇન્દ્રજીત પર ધાઇને તેની જ છાતીમાં તે ભોંકી દીધું. આથી ચક્કર ખાઇને તે જમીન પર પડયો. પછી જામ્બુવન્તે બહુ જ ગુસ્સાથી ઇન્દ્રજીતનો પગ ઝાલી તેને માથા ફરતો ફેરવી પૃથ્વી પર પછાડયો અને કહ્યું કે, "જો, હું આવો ઘરડો છું." આ પછી ફરીને તેનો પગ પકડી માથા પર ફેરવી તેને લંકામાં ફગાવી દીધો. આ પ્રમાણે તે બેભાન બની લંકામાં જઈ પડયો.

હવે રામનું જે આખું સૈન્ય સાપના બંધે બંધાઇને પડયું હતું, ત્યાં ગરૂડજી આવી પહોંચ્યા. તેમણે સઘળાં સાપોનો નાશ કરી આખા સૈન્યને છૂટું કર્યું. આમ છૂટા થતાંની સાથેજ અનેક વાનર, રીંછ રાક્ષસો ઉપર તૂટી પડયા. સેનાપતિ વગરનું

રાક્ષસનું લશ્કર ગભરાઈ નાસી ગયું. તે પછી રામના આખા લશ્કરમાં જામ્બુવન્તે કરેલી ઇંદ્રજીતની દશા જાણવામાં આવતાં આનંદ આનંદ થઈ રહ્યો.

ઇંદ્રજીત કે જે જામ્બુવન્તના ફગાવવાથી લંકામાં જઇ પડયો હતો તે કેટલીક વારે મૂર્છામાંથી જાગ્યો. આ વખતે રાવણ તેની સામે બેઠો હતો. તે કેવી મગરૂરી સાથે યુદ્ધ કરવા ગયો હતો અને ત્યાંથી કેવા ભૂંડા હાલે અહીં આવી પડયો હતો એ વાત સાંભરી આવતાં જ તેને પારાવાર દુઃખ થયું. એવી સ્થિતિમાં તે તેના પિતાની સામે જોતાં પણ ઝંખવાણો પડયો, અને તરત જ ત્યાંથી યજ્ઞ વડે દેવીને પ્રસન્ન કરી કોઈથી પણ પોતે હારે નહિ અને મરે નહિ એવું વરદાન મેળવવાના વિચારથી લંકાની પાસેના એક ઉપવનમાં દેવીની આરાધના કરવા સારૂ ચાલી નીકળ્યો.

રામના દૂતો છૂપી રીતે શત્રુઓની સઘળી હીલચાલ જોતા રહેતા હતા. તેમને ઇંદ્રજીતની હીલચાલ માલમ પડી. તે સમાચાર તેમણે વિભિષણને કહ્યા. તે ઉપરથી વિભિષણે રામચંદ્રને જણાવ્યું કે, "પ્રભુ! ઇંદ્રજીત જેવો બળવાન છે તેવોજ સાધક છે. તે જે યજ્ઞ કરવા ગયો છે તે જો પૂરો થઇ જશે તો તે પછી તેને જીતવાનું કામ મુશ્કેલ થઇ પડશે. તે સાધારણ મનુષ્યથી જીત્યો જાય તેમ નથી. તેને એવું વરદાન મળેલું છે, કે જે મનુષ્યે લાગલાગટ ઉંઘ આહાર તજ્યાં હોય અને જેણે ચૌદ વરસ અખંડ બ્રહ્મચર્ય પાળ્યું હોય તેજ મનુષ્ય તેને મારી શકે. સાંભળવા પ્રમાણે આપણામાં એવા પુરૂષ એક લક્ષ્મણજી છે. તેમને સૈન્ય લઈ ઇંદ્રજીત જે જગાએ યજ્ઞ કરી રહેલ છે તે જગ્યાએ યજ્ઞમાં ભંગાણ પાડવાને જેમ બને તેમ ઉતાવળે મોકલો. એમ થશે તો જ તે જીતાશે, નહિ તો સઘળી બાજી ઉંધી વળશે."

વિભિષણનાં વચન સાંભળતાંજ લક્ષ્મણ ખડા થઇ રામની આજ્ઞાની રાહ જોવા લાગ્યા. આજ્ઞા મળતાંજ તે, જામ્બુવન્ત, સુગ્રીવ, વિભિષણ અને તે સાથે અગણિત સેના લઈ જવાને તૈયાર થયા. જતી વખતે રામને પ્રણામ કરી મેઘ જેવી ગંભીર

વાણીથી બોલ્યા કે, "જો હું આજ મેઘનાદનો નાશ ન કરૂં તો રામનો સેવક ટળી જાઉં." આવી આકરી પ્રતિજ્ઞા લઇ લશ્કર સમેત લક્ષ્મણજી જે જગાએ ઇંદ્રજીત યજ્ઞ કરી રહ્યો હતો ત્યાં આવી પહોંચ્યા. અહીં આવીને જુએ છે તો ગળામાં રૂંઢમાળ પહેરી મડદાં પર વજાસન વાળી બેઠા જાપ જપતો અને યજ્ઞમાં મલીન પદાર્થોને હોમતો ઇંદ્રજીત તેમના જોવામાં આવ્યો. તે પોતાના ધ્યાનમાં એટલો તો તલ્લીન હતો કે તેને આસપાસની સ્થિતિનું કંઇજ ભાન ન હતું. વાનર સૈન્ય એકદમ આવી યજ્ઞનો નાશ કરવા લાગ્યું. મોટાં મોટાં ઝાડ, પહાડ અને પત્થરો યજ્ઞમાં નાખવા લાગ્યા; છતાં ઇંદ્રજીત તો ધ્યાનમાંજ છે. આથી તેનું ધ્યાન ભંગ કરવાને વાનરો તેના વાળ ખેંચવા અને ઉઝરડા ભરવા લાગ્યા. આમ થતાંજ તે ધ્યાનમાંથી જાગ્યો અને ત્રિશુળ લઇ ધાયો. વાનરો નાસભાગ કરવા લાગ્યા. તેમની પૂંઠે પડતાં તે લક્ષ્મણની સામે આવી ઉભો રહ્યો. આ સમયે બંને વચ્ચે ભયંકર યુદ્ધ થયું. ઝાડ, પહાડ, પત્થર, ફરસી, ગદા, ત્રિશુલ, બાણુ વગેરે અનેક અસ્ત્રશસ્ત્ર ઉછળી રહ્યાં. ઇંદ્રજીત માયાવી હતો. તે માયાજાળ રચી ઘડીકમાં છતો અને ઘડીકમાં અણછતો બની યુદ્ધ કર્યે જતો હતો. તેણે લક્ષ્મણ પર બાણનો પુષ્કળ મારો ચલાવ્યો. પછી જોસભેર એક ત્રિશુળ ફેંક્યું, તે લક્ષ્મણે છેદી નાંખ્યું. દુશ્મનના આ મારાથી અને કપટજાળથી લક્ષ્મણને બહુજ કોપ ચઢયો. એ ગુસ્સાના આવેશમાં લાગ સાધી તેણે એક એવું બાણ ફેંક્યું કે તે વડે ઇંદ્રજીતનો હાથ છેદાઇ લંકામાં જઇ પડયો. પછી તરતજ ભીષણ ગર્જનાથી રામનામના સ્મરણ સાથે તેણે એક બીજું બાણ ફેંક્યું. આ બાણ સુસવાટ કરતું ઇંદ્રજીતનું શિર છેદી ચાલી ગયું. શિર છેદાતાં જ "ક્યાં છે રામ? ક્યાં છે લક્ષ્મણ?" એમ બોલતો ઇંદ્રજીત રણમાં પડયો. આખું સૈન્ય તેના પરાક્રમથી દીંગ થઇ ગયું અને તેનાં છેવટનાં વાક્યો સાંભળી અંગદ તથા હનુમાન બોલી ઉઠયા કે, "ધન્ય છે, ઇંદ્રજીત! ધન્ય છે તારી વીરતાને!"

આ પ્રમાણે ઇંદ્રને જીતનાર રાવણનો પાટવીકુંવર રણમાં પડ્યો. જગતપર અન્યાય અને અનીતિ ફેલાવનાર રાવણના કુળનો એક પછી એક નાશ થવા લાગ્યો. ઇંદ્રજીત બહુ બુદ્ધિમાન, ડાહ્યો અને જોરાવર હતો; પણ સારાસારનો વિવેક ભૂલી અન્યાય અને અનીતિનો સંગી બનતાં અકાળે કાળને શરણ થયો. જે હાથે તેણે ઇંદ્રને નમાવ્યો હતો તે હાથ છેદાઇ ક્યાંનો ક્યાં જઈ પડયો અને તેનું જે મસ્તક કોઈને નમ્યું ન હતું તે આજે ધૂળમાં રગદોળાઈ ગયું. આમ અન્યાય અને અનીતિ ઉપર નીતિ અને ધર્મનો જય થયો. દેવોનાં દુંદુભી ગડગડી ઉઠયાં અને આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ થવા લાગી.

આ પછી હનુમાનજી ઇંદ્રજીતનું ધડ ઉપાડી લંકાના દરવાજા આગળ મૂકી આવ્યા અને તેનું મસ્તક પોતાની સાથે રાખી આખું સૈન્ય વિજયનાદ કરતું પોતાની છાવણી તરફ પાછું ફર્યું. લક્ષ્મણજી આવીને રામને ચરણે નમ્યા. રામે ઉભા થઇ આનંદના ઉમળકા સાથે લક્ષ્મણજીને હૃદયસરસા ચાંપ્યા અને તે સાથેજ આખા સૈન્યમાં આનંદ આનંદ છવાઇ ગયો.

## સામાન્ય જ્ઞાનની વાતો.

આપણે ચાહ પીઇએ છીએ ત્યારે આપણને હોંશી યારી આવે છે તેનું શું કારણ ?—ચાહમાં જેમ ટેનિન નામનો રસાયણિક પદાર્થ છે તેમ થીઇન નામનો પણ બીજો પદાર્થ છે. તેમાં આપણા શરીરમાં સ્ફુર્તિ લાવવાનો ગુણ છે ખરો; પણ એવી બનાવટી સ્ફુર્તિ શરીરને એકંદરે લાભના કરતા નુકશાન જ વધારે કરે છે. ઘોડાને જોરથી ચાબુક મારી ચલાવીએ તો તેટલો વખત જોરથી ચાલે, પણ પાછા એ ભગવાન. એમ જ એ. એટલું જ નહિ પણ ઉલટી તેને અડીયલ થવાની ટેવ પડી જાય. જ્યારે આપણને સુસ્તી આવે તેવે વખતે તનને આરામ આપવાને બદલે ચાહના જોરે અંદરના થીઇન પદાર્થથી જ્ઞાનતંતુઓ સતેજ બની પરાણે આપણું કામ કરશે, પણ તેમની શક્તિ નબળી પડતી જશે અને વારંવાર ચાહ

ત્યારે જ તેઓ કામ કરી શકે એવી ટેવ શરીરને પડી જશે. આવી બનાવટી હોંશિયારીથી આપણને લાભને બદલે નુકશાન વધારે થાય છે એ સ્પષ્ટ છે.

**ચાહ પીવાથી જલદી ભૂખ નથી લાગતી તેનું શું કારણ?**

ચાહમાં ટૅનિન નામનું એક રસાયણિક દ્રવ્ય (પદાર્થ) છે તે પાચનશક્તિને સુસ્ત અને મંદ બનાવનાર છે. ચાહ પીવાથી તે પદાર્થ પેટમાં જઇ આપણી પાચનશક્તિને નુકશાન પહોંચાડે છે માટે ચહા પીવી પડે તો પણ બહુજ નરમ અથવા મધ્યમ પીવી. કડક તો કદી ન જ પીવી, કારણ તેમ કરવાથી જઠરાગ્નિને ભારે નુકશાન પહોંચશે. ચાહ ન પીવી એ આરોગ્યનો ઉત્તમ રસ્તો છે એમ ઘણા વિદ્વાન ડાકટરો અને વૈદો માને છે.

**આપણે ફળ ક્યારે ખાવાં જોઇએ અને શા માટે ખાવાં જોઇએ?**—આ સંબંધમાં વિદ્વાનો વચ્ચે કેટલોક મત ભેદ છે. કેટલાક લોકો કહે છે કે ફળ જમતી વખતેજ ખાવાં સારાં છે. કેટલાક લોકો કહે છે કે ખટાશ વાળાં ફળ જમતી વખતે ખાવાં સારાં, કારણ કે તેથી પાચનશક્તિને સારો ફાયદો થાય છે. યુરોપીઅનોમાં ખાસ કરીને ભોજન લીધા પછી મુખશુદ્ધી માટે ફળ ખાવાનો રીવાજ પ્રચલીત છે. પરંતુ ઘણાક ડાકટરોનો અભિપ્રાય એવો છે કે જમ્યા પછી તરતજ ફળ ખાવાં એ ઠીક નથી. એકંદરે જોતાં જમતી વખતેજ ફળ ખાવાં એ ઠીક છે, એમ હાલના ડાકટરો માને છે. જ્યારે આપણી પાચનશક્તિ મંદ હોય ત્યારે અનાજને બદલે ફળ ખાવાં બહુજ જરૂરનાં છે. ફળમાં અમુક અમુક જાતનાં ક્ષાર રહેલાં છે તે પાચનશક્તિ સુધારે છે. શરીરને જોઇતું પોષણ આપે છે, લોહીને સાફ કરે છે અને ઘણીક વાર જુલાબ પણ લાવે છે. આ કારણને લીધે આજારી માણસોને ફળ ખવડાવવામાં આવે છે. કઇ ઋતુમાં કઇ પ્રકૃતિના માણસે કયું ફળ ખાવું એનો હંમેશાં વિચાર કરી પછીજ તે પ્રમાણે ફળ ખાવાં જોઇએ.

ર. ના. શાહ.

## " બાળક " નું મિત્ર–મંડળ.

**મુદ્રાલેખ: " સેવા અને સ્વાર્થત્યાગ. "**

**મારાં બાળક મિત્રો !**

/ આપણું મિત્રમંડળ સ્થપાયાને આજે બે મહીના પૂરા થયા છે. મારા ઉપર ઘણા બાળક મિત્રોના કાગળો આવ્યા છે. તે ઉપરથી ખબર પડે છે કે ઘણાં બાળકોને આ વિચાર ગમ્યો છે. આજ સુધીમાં લગભગ સાઠ બાળકો મિત્રમંડળમાં જોડાયાં છે, પણ મને ખાત્રી છે કે સ્ત્રીબોધ વાંચનારાં તો છસેં કરતાંયે વધારે બાળકો છે. માટે હજી વધારે બાળકોએ મિત્રમંડળમાં જોડાવું જોઇયે.

અહીં હું ફરીથી જણાવીશ કે મિત્રમંડળમાં દાખલ થવા માટે કાંઇ ફી આપવાની નથી, સ્ત્રીબોધના ઘરાક થવાની પણ જરૂર નથી. ફક્ત દરમહીને સ્ત્રીબોધ આવે ત્યારે તેમાંથી " બાળક " વાળો ભાગ ધ્યાન દઇને વાંચવો, અને જે વાંચો તે ઉપર વિચાર કરવો. આટલી સરતો તો તમે બધાંજ પાળી શકો, માટે હજી મિત્રમંડળમાં તમે જોડાયા ન હો તો એક કાર્ડ લખો અને જોડાઇ જાવ.

× × × × ×

ગયા મહીનામાં મેં તમને જણાવ્યું હતું કે વિદ્યાર્થીઓ શું શું કરી શકે, એ વાંચીને તમે પણ કાંઇ કાંઇ વિચાર કર્યા જ હશે. આજે હું તમને બીજી કાંઇક બાબત જણાવીશ.

તમારૂં ગામ સુંદર થાય એ તો તમને ગમે કની ? તમે કદાચ એક કાવ્ય સાંભળ્યું હશે;

"મારી ભરતભૂમિ ! રૂપાળી, યશાળી, સુશીલ, પુનિત છે !"

આમાં આપણી ભરતભૂમિને રૂપાળી સૌથી પહેલાં કહી

છે. પણ જો તેનું રૂપ આપણે સાચવીયે નહી તો તે કદરૂપી લાગે. ધારો કે એક બાઈ છે, તે મેલાં કપડાં પહેરે છે, શરીરે ગંદી રહે છે, અને પોતાની કાંઇપણ સંભાળ રાખતી નથી, તો પછી આ બાઈ રૂપાળી દેખાશે ? ના. તેજ પ્રમાણે આપણા ગામનું રૂપ આપણે સાચવવું જોઇયે.

ગામની શોભા શેમાં છે ? ગામના રસ્તામાં, ગામનાં ઝાડપાનમાં, ગામનાં બગીચાઓમાં, ગામની શોભા છે. ગામનાં પક્ષીઓ ગામના શણગાર રૂપ છે. એટલે ગામના રસ્તા ચોખ્ખા રહે, તથા ગામનાં ઝાડપાન અને પક્ષીઓ જળવાઇ રહે, એવાં કામો તમારે ધ્યાનમાં રાખવાં જોઇયે. આ સંબંધમાં તમારે નીચે પ્રમાણે નિશ્ચય કરવો જોઇયે:—

૧. હું પંખીઓના માળા તોડી નાંખીશ નહી. તેમજ પશુ, પંખી, ઝાડ, છોડ અને ફુલનો નાશ કરીશ નહી.

૨. જ્યાં જ્યાં બની શકે તેમ હશે ત્યાં ત્યાં, હું બી કે છોડ રોપીશ. વર્ષમાં એક ઝાડ તો હું નવું ઉગાડીશ જ. બનશે ત્યારે ઝાડને પાણી પાઇશ.

૩. મારાં આંગણાંમાં કે જાહેર રસ્તામાં, હું ભાંગેલા કાચ કે કચરો ફેંકીશ નહી. ગામનાં વાવ કે તળાવમાં ગંદકીવાળો કચરો નાંખીશ નહી, તેમજ કાગળીયા રસ્તે વેરીને રસ્તો બગાડીશ નહી. રસ્તે કાચ કે પતરાના કકડા પડેલા હશે તો તે ઉપાડીને કોઇને ન વાગે એવી જગાએ નાખીશ.

૪. મારૂં ઘર, મારી શાળા, અને મારૂં ગામ, સુઘડ, સુંદર, અને નિરોગી રહે, તેવા પ્રયત્ન હું હમેશાં કરીશ.

આટલા નિશ્ચય કરવા, તે કાંઇ અઘરૂં નથી. આ આખો મહીનો તમે આ બાબતનો વિચાર કરજો, અને એ સંબંધી પ્રયત્ન પણ કરજો. એટલે તમારા મનમાં આ વાતો બરોબર ઠસી જશે.

× × × × ×

ઝાડનો છાંયો તમે કોઇવાર અનુભવ્યો છે ? ઉનાળાનો દિવસ હોય, બપોરે તમારે ગામબહાર જવું હોય, તાપ પડતો હોય,

તે વખતે વડનું, કે લીમડાનું, કે એવું મોટું ઘટાદાર ઝાડ રસ્તામાં આવે, અને તમે તેની છાંયામાં બેસો ત્યારે કેવું લાગે! તમારો તાપ જતો રહે, તમને ઠંડક વળે, અને થાક ઉતરી જાય. પણ ઝાડ કાંઇ એમને એમ મોટાં થાય! ઝાડ રોપવાં જોઇયે, તેમને ઉછેરવાં જોઇયે અને સાચવવાં જોઇયે. કોઇયે પણ આમ કર્યું હશે, ત્યારે તમને ઝાડનો છાંયો મળે છે. બીજાંઓને આવો છાંયો મળે તે માટે તમારે પણ આવું કાંઇક કરવુંજ જોઇયે ને?

એકવાર હું શહેર બહાર દૂર ફરવા ગયો હતો. ત્યાં મેં એક ભીખારી જેવો દસેક વર્ષનો છોકરો જોયો. એના હાથમાં ઘડાની ઠીબ હતી, અને એક કુવા કાંઠે ખાબોચીયું હતું, તેમાંથી પાણી ભરીને, તે પાંચેક મીનીટને રસ્તે આવેલીએક નાની લીમડીને પાતો હતો. આ જોઇને મને નવાઇ લાગી. હું ત્યાં પા કલાક ઉભો રહ્યો. પછી મેં એને પૂછયું કે આ શું કરે છે? એણે કહ્યું, મારી મા ભીખારણ હતી, તે અહીં એક વડ નીચે ગઇસાલ મરી ગઇ. મરતી વખતે એણે મને કહ્યું કે આપણે તો ગરીબ માણસ છીયે, ભીખારી છીયે. લોકનું ધરમાદા ખાઇયે છીયે, પણ આપણે કાંઇક સારૂં કામ તો કરવું જોઇયે. હું તો હવે મરી જઇશ. પણ તું પેલી લીમડી ઉછેરજે. આમ કહ્યા પછી ચાર દિવસે તે મરી ગઇ. હું આટલામાં થોડી મજુરી કરૂં છું અને ભીખ પણ માંગું છું, પણ કોઇ દિવસ આ ઝાડને પાણી પાવાનું હજી ભૂલ્યો નથી. તેની આસપાસ કાંટા પણ મેંજ મૂકયા છે, નહીં તો વળી ઢોર ખાઇ જાય.

આ વાત સાંભળીને મારા મનમાં બહુ વિચાર આવ્યા. પેલી ભીખારણને મેં મનમાંજ શાબાશી આપી, અને આ વાત ઉપરથી મેં બહુ બોધ લીધો. તમે સૌએ આ વાતનો વિચાર કરજો; અને તેમાંથી જરૂર કાંઇક બોધ લેજો.

ભરવાડી, ગીરગામ
મુંબાઇ.

લી. તમારો ભાઇબંધ
કેશવપ્રસાદ દેસાઇ.

# ફૂલોની નિશાળ.

આકાશમાં જ્યારે મસ્તીખોર વાદળાં દોડાદોડ કરી મૂકે છે, જ્યારે ચોમાસામાં ઝાપટાં આવવા લાગે છે, અને વાંસનાં ઝાડોમાં થઈને પૂર્વનો ઠંડો પવન ચાલ્યો આવે છે, ત્યારે ઘણાં ફૂલો એકદમ ખીલી નીકળે છે; પણ કોઈને ખબર નથી કે તે ત્યાંથી–પ્રભુને ત્યાંથી આવે છે, અને ઘણા હર્ષથી લીલી વનસ્પતિ ઉપર નાચતાં જણાય છે.

બા, મને તો એમ લાગે છે કે તે ફૂલો નીચેની જમીનમાં નિશાળે જતાં હશે. એમનું લેસન એ બારણાં બંધ કરીને તૈયાર કરે છે, અને ટાઇમ થયા પહેલાં જો એમને બહાર આવવાનું મન થાય તો એમના માસ્તર એમને એક ખૂણામાં ઉભાં કરે છે. જ્યારે વરસાદ વરસવા લાગે છે, ત્યારે એમને રજા મળે છે. જ્યારે વનમાં ઝાડોની ડાળીઓ સામસામી અફળાય છે, તોફાની વંટોળીઆમાં પાંદડાં ખડખડે છે, અને વાદળાં ગડગડાટ કરી તેમના ભયંકર હાથ વડે તાળીઓ પાડતાં સંભળાય છે; ત્યારે બાળફૂલડાંઓ ગુલાબી, પીળા અને ધોળા પહેરવેશમાં બહાર નીકળી આવે છે.

બા, એમનું ઘર આકાશમાં જ્યાં તારાઓ છે ત્યાં છે, તે તને ખબર છે કે? તેઓ ત્યાં પહોંચવાને કેટલાં આતુર હોય છે, તે તેં જોયું નથી? તું જાણતો નથી કે તેઓ આટલી ઉતાવળ શા માટે કરે છે? તેમના હાથ તેઓ કોના તરફ ઉંચા કરે છે, તે હું જાણું છું. મારે જેવી મા છે, તેવી એમને પણ છે.*

ધીરજ.